# આમુખ

જગતની પ્રાચીન નગર-સંસ્કૃતિઓ અર્થાત્ સભ્યતાઓમાં મિસર અને પશ્ચિમ એશિયાની સંસ્કૃતિઓ અગ્રિમ સ્થાન ધરાવે છે. યુરોપની ગ્રીક અને રોમન સંસ્કૃતિઓ કરતાં આ સંસ્કૃતિઓ વહેલી વિકસેલી. ભારતની પ્રાચીનતમ જ્ઞાત સભ્યતા ગણાતી હરપ્પીય સંસ્કૃતિ કરતાં ય આ સંસ્કૃતિઓનો ઉગમ વહેલો થયેલો. ભારતની તથા પશ્ચિમની પ્રાચીન સંસ્કૃતિઓ આ પુરાતન સંસ્કૃતિઓનો સંપર્ક ધરાવતી અને એની પ્રેરક અસરો ઝીલતી.

ઈશાન આફ્રિકામાં આવેલ મિસર હાલ ઇજિપ્ત તરીકે અને પશ્ચિમ એશિયામાં આવેલ મેસોપોટેમિયા એસિરિયાનો મુખ્ય ભાગ હાલ ઈરાક તરીકે ઓળખાય છે. પુરાતન એલમ તથા પ્રાચીન મીડિયા અને પર્શિયાનો સમાવેશ ઈરાનમાં થાય છે. આ સર્વ પ્રદેશોમાં નગર-સંસ્કૃતિ કે સભ્યતા કહેવાય તેવી ઉચ્ચ કોટિની સંસ્કૃતિઓનો અભ્યુદય ઘણા પ્રાચીન કાલમાં, આજથી પાંચ ૭ હજાર વર્ષ પૂર્વે થયો અને અને એ સંસ્કૃતિઓ રાજકીય, શાસનિક, સામાજિક, આર્થિક ધાર્મિક, સાહિત્યિક, વિદ્યાકીય, ઔદ્યોગિક, કલાવિષયક ઇત્યાદિ અનેકવિધ ક્ષેત્રોમાં શતકો સુધી સુવિકસિત રહી. જગતની મધ્યકાલીન તથા અર્વાચીન સંસ્કૃતિઓએ આ પ્રાચીન સંસ્કૃતિઓ પાસેથી વિપુલ વારસો મેળવેલો છે. આથી વર્તમાન સંસ્કૃતિઓની ભૂમિકારૂપે તેમ જ પ્રાચીન સંસ્કૃતિઓના ઇતિહાસરૂપે મિસર તથા પશ્ચિમ એશિયાની સંસ્કૃતિઓનો વિષય રસપ્રદ ગણાય.

જગતના ઇતિહાસની રૂપરેખા યુનિવર્સિટીના પ્રી-યુનિ. આર્ટ્સના અભ્યાસક્રમમા હોય છે, પરંતુ ઇતિહાસના બી. એ તથા એમ એ.ના અભ્યાસક્રમમાં અર્વાચીન એશિયા કે પ્રાચીન ગ્રીસ અને રોમની જેમ પ્રાચીન મિસર તથા પશ્ચિમ એશિયાના વિશિષ્ટ અભ્યાસનો ભાગ્યે જ સમાવેશ થાય છે. આથી ઇતિહાસના અભ્યાસીઓ તથા અધ્યાપકોને એ અંગે ફાવતું વાચન કરી લેવું પડે છે. પ્રાચીન ભારતીય સંસ્કૃતિના

અનુસ્નાતક અભ્યાસક્રમમા મિસર તથા પશ્ચિમ એશિયાની તેમ જ ક્રીટ, ગ્રીસ અને રોમની સસ્કૃતિઓને લગતો એક ખાસ પ્રશ્નપત્ર રહેતો ભારતીય સસ્કૃતિના વર્તમાન અનુસ્નાતક અભ્યાસક્રમના જગતની અગ્રગણ્ય સસ્કૃતિઓને લગતા પ્રશ્નપત્રમા પણ મિસર તથા પશ્ચિમ સસ્કૃતિઓ મહત્ત્વનુ સ્થાન ધરાવે છે પુરાવસ્તુવિદ્યાના અનુસ્નાતક અભ્યાસક્રમમા પણ આ દેશોની પ્રાગૈતિહાસિક તથા આદ્ય–ઐતિહાસિક સસ્કૃતિઓનો સમાવેશ થાય છે ખરી રીતે ઇતિહાસના અનુસ્નાતક અભ્યાસક્રમમા પણ આ મહત્ત્વની પ્રાચીન સસ્કૃતિઓનો સમાવેશ થવો જોઈએ

આ પુસ્તક લખનાર શ્રી ઇલાબહેન પ્રાચીન ભારતીય સસ્કૃતિનો વિષય લઈ એમ એ થયેલ છે અને કૌટુબિક જવાબદારીઓ સભાળતા ય વર્ષો થયા પોતાની રુચિના વિષયોનો સપર્ક તાજો રાખી રહ્યા છે હવે ગુજરાતની ઘણી યુનિવર્સિટીઓના વિદ્યાર્થીઓએ શિક્ષણ માટે ગુજરાતી માધ્યમ અપનાવ્યુ હોઈ તેઓના અધ્યયન માટે ગુજરાતીમા વિવિધ વિષયોને લગતા પ્રકાશનોની જરૂર વધતી જાય છે ભારત તથા ગુજરાતના તેમજ ગ્રીસ અને રોમના ઇતિહાસ અને સસ્કૃતિ વિશે ગુજરાતીમા પુસ્તક લખાતા અને પ્રકાશિત થતા જાય છે પરતુ મિસર, સુમેરિયા, એબિલોનિયા, એસિરિયા, ઈરાન વગેરે પ્રાચીન દેશોના ઇતિહાસ તથા સસ્કૃતિને વિશે ગુજરાતીમા એવુ કોઈ પુસ્તક પ્રકાશિત થયુ જણાતુ નથી શ્રી ઇલાબહેને આ પ્રાચીન સસ્કૃતિઓનો વિષય પસદ કરી, એ વિશે ગુજરાતીમા આ પુસ્તક તૈયાર કર્યુ છે એમા એમણે મિસર, સુમેર, બેબિલોન, એસિરિયા અને ઈરાનના સસ્કૃતિઓના વિવિધ પાસાનો સુરેખ પરિચય આપ્યો છે શરૂઆતમા તે તે દેશના ઇતિહાસની રૂપરેખા આલેખીને તેમણે તેના રાજ્યતત્ર આર્થિક સ્થિતિ, સામાજિક સ્થિતિ, ધર્મ, કલા, સ્થાપત્ય, વિદ્યા શિક્ષણ સાહિત્ય ઇત્યાદિનુ નિરૂપણ કર્યુ છે અને અતે તે તે સસ્કૃતિના મૂલ્યાકનમા તેના નોધપાત્ર પ્રદાન ગણાવ્યા છે જરૂરી યથાસ્થાન નકશાઓ, ચિત્રો અને શબ્દસૂચિ દ્વારા આ પુસ્તકને અધ્યયન તથા અધ્યાપન માટે ઉપયોગી નીવડે તેવુ બનાવવા લેખિકાએ સારી જહેમત ઉઠાવી છે

આ વિષયને લગતા જે ગ્રથ આપણને સુલભ છે, મોટે ભાગે અગ્રેજીમા લખાયેલા છે મિસર, મેસોપોટેમિયા અને ઈરાન જેવા પૂર્વના દેશોના પ્રાચીન–અર્વાચીન મનુષ્યનામો તથા સ્થળનામો તેમ જ ઇતર

પ્રકારનાં વિશેષ નામો ગ્રીક, ફ્રેન્ચ, જર્મન વગેરે ભાષાઓ દ્વારા અંગ્રેજીમાં રૂપાંતરિત થયાં હોઈ એ નામોને રોમન લિપિમાંથી ભારતીય લિપિમાં ઉતારતાં ઘણી મુશ્કેલી પડે છે ને તે દેશોની ભાષામાં રહેલાં એ નામોનાં મૂળ સ્વરૂપ નક્કી કરવાનું તો લગભગ અશક્ય બની જાય છે. આથી એવાં વિશેષ નામોની અહીં જે જોડણી પ્રયોજવામાં આવી છે તે તાત્કાલિક ગણી, તે તે ભાષાના સીધા સંપર્ક દ્વારા ભવિષ્યમા તેને સુધારવાની સાધન સામગ્રી સુલભ થશે એવી આશા રાખીએ. સામાન્ય નામો વગેરેની પરિભાષા તો આવા લેખન પ્રયોગો દ્વારા જ ઘડાતી જશે.

ગુજરાતીમાં મિસર, સુમેર, બેબિલોન, એસિરિયા અને ઈરાનની પ્રાચીન સંસ્કૃતિઓનો પરિચય આપતા પુસ્તકની ગંભીર ખોટ રહી હતી. શ્રી. ઇલાબહેને આ પુસ્તક દ્વારા એ ખોટ પૂરવાનો યથાશક્તિ પ્રયત્ન કર્યો છે તે માટે હું એમને અભિનંદન આપું છું અને એમની લેખન-પ્રવૃત્તિના આ પ્રથમ પરિપાકને આવકારું છું. જગતની અને એમાંય ખાસ કરીને ભારતની પ્રાચીન સંસ્કૃતિને લગતા બીજા કોઈ કોઈ વિષયો વિશે પણ તેઓ ગુજરાતીમાં પુસ્તક તૈયાર કરતાં રહેશે એવી આશા રાખું છું.

હરિપ્રસાદ શાસ્ત્રી

૭ : ૧૨ : ૧૯૬૭

ઉપાધ્યક્ષ, ભો. જે. વિદ્યાભવન,

અમદાવાદ.

# પ્રસ્તાવના

વૈદિક સંસ્કૃતિ અને હરપ્પીય સંસ્કૃતિના અભ્યાસ બાદ ભારતીય સંસ્કૃતિને જગતની પ્રાચીન સભ્યતાઓમાં સ્થાન મળ્યું છે. હરપ્પામાંથી મળી આવેલા માટીકામના નમૂનાઓ સુમેરના માટીકામના નમૂનાઓ સાથે સામ્ય ધરાવે છે. તેથી હરપ્પીય સંસ્કૃતિ સુમેરની સંસ્કૃતિની સમકાલીન હોવાથી અને વચ્ચે વ્યાપારિક સંબંધો હોવાની શકયતા લાગે છે. ભારતીય સંસ્કૃતિના અભ્યાસ માટે પ્રાચીન કાલની અન્ય દેશોની સંસ્કૃતિઓનો અભ્યાસક્રમ જરૂરી છે.આમાં મિસર (ઇજિપ્ત), મેસોપોટેમિયા (સુમેર, અક્કડ, બેબિલોનિયા, એસિરિયા ), ઈરાન, ગ્રીસ, રોમ, ચીન વગેરેનો સમાવેશ થાય છે.

M. A. માં પ્રાચીન ભરતીય સંસ્કૃતિના અભ્યાસકાળ દરમિયાન આ પ્રાચીન સંસ્કૃતિઓનો પરિચય કેળવવાનો સુયોગ, જે ઘણો રસપ્રદ હતો તે મળેલો, અને ત્યારથી પ્રાચીન ભારતીય સંસ્કૃતિના અભ્યાસમાં રહેલી આ સમકાલીન સંસ્કૃતિઓના અભ્યાસની ઉપયોગિતા લાગી છે.

ગુજરાતી સાહિત્યમાં જગતના ઇતિહાસ વિષે સામાન્ય પુસ્તકો લખાયાં છે, પરંતુ જુદા જુદા દેશોની પ્રાચીન સંસ્કૃતિઓ વિષે અલગ અલગ વિગતવાર પુસ્તકોની વિશેષ જરૂર રહેલી છે. આ પૈકી ગ્રીસ અને રોમની સભ્યતાઓ વિષે થોડાં પુસ્તકો બહાર પડેલાં છે, પરંતુ બીજા પ્રાચીન દેશો વિષે એવાં પુસ્તક તૈયાર થયાં હોવાનું જણાતું નથી. આથી આ પૈકી મિસર, મેસોપોટેમિયા અને ઈરાનની પ્રાચીન સંસ્કૃતિઓ વિષે ગુજરાતીમાં આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે.

આ સંસ્કૃતિઓને લગતું પ્રમાણભૂત સાહિત્ય અંગ્રેજીમાં ઘણું લખાયેલું છે. આમાંનાં કેટલાક મહત્ત્વનાં પુસ્તકોનો વિગતવાર અભ્યાસ કરી એમાંના મુખ્ય મુદ્દાઓનું તારણ અને સંકલન કરી અહીં એનું નિરૂપણ ગુજરાતીમાં કરવામાં આવ્યું છે.

આવા વિષયને અંગ્રેજીમાંથી ગુજરાતીમાં ઉતારતી વખતે કેટલાક પારિભાષિક શબ્દોના યોગ્ય ગુજરાતી પર્યાયોની મુશ્કેલી રહે છે. આ પુસ્તકમાં આવતા કેટલાક પર્યાયો પારિભાષિક કોશો અને પુસ્તિકાઓમાંથી લીધા છે, તો કેટલાક ગુજરાતીમાં સ્વાભાવિક લાગતા શબ્દોમાંથી લીધા છે. આવા અનેકવિધ પર્યાયોના પ્રયોગોમાંથી સમય જતાં વધારે ને વધારે યોગ્ય પર્યાયો મળતા જશે.

આ પુસ્તકના લેખન માટે વિદ્વાન પ્રોફેસર ડૉ. હરિપ્રસાદ ગંગાશંકર શાસ્ત્રી (ઉપાધ્યક્ષ, બો. જે. વિદ્યાભવન) નું માર્ગદર્શન મળ્યું છે તે મારું અહોભાગ્ય છે. શ્રી શાસ્ત્રી સાહેબ ગમે તે વિદ્યાર્થીને ગમે તે સમયે માર્ગદર્શન આપવા હમેશા તત્પર જ હોય છે, તેમાય વિદ્યાર્થીઓની સગવડ સાચવવા તરફ તેમનું લક્ષ વધારે હોય છે. મને મારા આ કાર્યમાં સતત પ્રોત્સાહન તથા માર્ગદર્શન આપવા ઉપરાત આ પુસ્તકનુ 'આમુખ' લખવાની મારી વિનંતી સ્વીકારી તેમણે મારા ઉપર અનુગ્રહ કર્યો છે. સુ. શાસ્ત્રી સાહેબનો આ તબક્કે જેટલો આભાર માનું તેટલો ઓછો છે.

આ પુસ્તક તૈયાર કરવામા મને બો. જે. વિદ્યાભવનના ગ્રંથાલયનો ઘણો લાભ મળ્યો છે તે માટે હું તે સંસ્થાનો તથા તેના ગ્રથાલય વિભાગનો આભાર માનું છું.

આ પુસ્તકમાં આપેલા નકશા તેમજ ફોટોગ્રાફ છાપવા દેવા માટે ઇગ્લેંડના લંડનના પ્રકાશક સીડવીક એન્ડ જેક્સન લિમિટેડની તેમજ બ્રિટિશ મ્યુઝિયમની અત્યંત ઋણી છું.

આ પુસ્તકના પ્રકાશનમાં ભારત પ્રકાશનના સંચાલકો શ્રી. રસિકભાઈ તેમજ શ્રી. ચંદુભાઈનો ઘણો સહકાર મળ્યો છે. તેમણે કોઈ પણ જાતના પૂર્વપરિચય વિના મારા પુસ્તકનું પ્રકાશન કરી આપવા માટે સંમતિ આપી તે બદલ હું તેમની ખૂબ જ આભારી છું. શ્રી. રસિકભાઈ તેમજ શ્રી. ચંદુભાઈ ઉપરાંત સંસ્થાના બીજા ભાઈઓએ જેમણે આ પુસ્તકના પ્રકાશનમાં સમયનો વ્યય કર્યા વગર વખતસર પ્રૂફો પહોચાડવા માટે જે મહેનત ઉઠાવી છે તેમનો પણ આભાર માનું છું.

આ પુસ્તકની શબ્દસૂચિ તૈયાર કરવામાં મદદ કરવા માટે શ્રી હૃષીકેશ આર. મહેતાની ઘણી આભારી છું. ગુજરાતની યુનિવર્સિટીઓમાં ઇતિહાસ અને સંસ્કૃતિના અભ્યાસક્રમોમા જ્યા જ્યાં આ વિષયનો સમાવેશ થતો હશે ત્યા ત્યાં આ પુસ્તક વિદ્યાર્થીઓને ગુજરાતીમાં લખાયેલા પુસ્તક તરીકે થોડે ઘણે અંશે પણ ઉપયોગી નીવડશે તો મારી મહેનત સફળ થયેલી માનીશ. અસ્તુ!..

—ઇલા વિજયકર

# અનુક્રમણિકા

## સંદર્ભ સૂચિ

એડવર્ડઝ, આઈ. ઈ. એસ.: ધી પિરામિડ્સ ઑફ ઇજિપ્ત
ટ્રેવર, એ. એ. : એ હીસ્ટરી આફ એન્સ્યન્ટ સીવીલીઝેશન.
દાવર, પ્રો. ફીરોઝ કાવસજી : ઈરાનનો ચીરાગ.
ડુરાં વીલ : ધી હીસ્ટરી ઑફ સીવીલિઝેશન. પુસ્તક ૧લું અવર ઓરીએન્ટલ હેરિટેજ
પાઠક અને દેસાઈ : જગત ઈતિહાસદર્શન.
ભટ્ટ ચંદ્રભાઈ : વિશ્વના ઈતિહાસની રૂપરેખા.
મહેતા, ડૉ. રમણલાલ ના. : પુરાવસ્તુ વિદ્યા.
મુરે એમ. એ. . ધી સ્પ્લેંડર ધૅટ વૉઝ ઇજિપ્ત.
લોઈડ, સેટન : ટ્વીન રીવર્સ.
વુલી, સી. લીઓનાર્ડ : ધી સુમેરીઅન્સ.
વોલીસ બજ, ઈ. એ : (૧) ધી બેબિલોનિયન લીજન્ડ્સ ઑફ ધી ક્રીએશન એન્ડ ધી ફાઇટ બીટવીન બેલ એન્ડ ડ્રેગોન
(૨) બેબિલોનિયન સ્ટોરી ઑફ ધી ડેલ્યુજ એન્ડ ધી એપિક ઑફ ગીલ્ગામેશ.
શાસ્ત્રી, ડૉ. હરિપ્રસાદ ગંગાશંકર : ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ
સ્વેઈન, જે. ઈ. : ધી હિસ્ટરી. ઑફ સીવીલીઝેશન.



રમિમીન બીજાનુ ઉત્તરાગ ૧ મો રાજવશ (પૃ ૨૦)

પટ્ટ. ૭.



૧૨. પગથીબંધ પિરામિડ (પૃ ૭૪)



૧૩ ઝીગુરત ઉર (પૃ ૧૫૫)



૧૮ પત્થરનું પૂતળું (પૃ ૮)



૧૭ જડતરવાળી ખુરસી (પૃ ૯૮)



૧૫ બેઠકી ખુરસી મિસર (પૃ ૭૫)

૨૧ મેસોપોટેમીઆ (પૃ ૧૦૬, ૧૦૮, ૧૦૭)



૨૨ સોના ચાંદીના વાસણો સુમેર (પૃ ૧૨૫)


કાળો સમુદ્ર
આર્મેનીઆ
લીડીઆ
ભૂમધ્ય સમુદ્ર
ડમસ્કસ
જેરૂસલમ
મેમ્ફીસ
થીબ્સ
રાતો સમુદ્ર
અરબસ્તાન
ઇરાનનો અખાત
ઇરાન
મીડિયા
પર્થિઆ
બેક્ટ્રીઆના
હીંદી મહાસાગર
૦ માઇલ ૫૦૦

૨૩ ઇરાન (પૃ ૧૨)



# પ્રાગૈતિહાસિક ભૂમિકા

કુદરતનાં અનેક સર્જનોમાં માનવીનું સર્જન એ એનું ઉત્કૃષ્ટ સર્જન . કાળક્રમે પશુયોનિમાંથી મનુષ્યયોનિનું સંક્રમણ થયેલું છે. એમ કહે- ય છે કે, આદિમાનવ પશુની માફક જ ખાતો અને પાણી પણ પશુની ાફક જ પીતો.

વખત જતાં જેમ જેમ મનુષ્યમાં રહેલી બુદ્ધિ અને વાણીની શક્તિઓનો કાસ થતો ગયો તેમ તેમ તે પશુજીવનથી અલગ થતો ગયો. તેણે બે ો ચાલવાનું શરૂ કર્યું. ખોરાક ખાવાની રીતમાં પણ ફેરફાર કર્યો. પાણી નુ સંજોગાનુકૂળ પાત્રમાં લઈને પીવા માંડ્યું.

કુદરતે બક્ષેલાં બુદ્ધિ અને વાણીનો ઉપયોગ મનુષ્યે પોતાના જીવન- વહારમાં કરવા માંડ્યો. છતાં તેને કુદરતી રીતે મળતાં સાધનો ઉપર જ હો આધાર રાખવો પડતો. આમ, માનવસંસ્કૃતિનો ઉગમ તો તેના ઉદ્ભવ ાથે જ શરૂ થયો.

અહીં સંસ્કૃતિનો અર્થ સુપ્રસિદ્ધ એન્થ્રોપોલાજિસ્ટ મેલિનોવસ્કીના મત મ્ભ, "સામાજિક વારસો" એવો થાય છે. અને એમાં મુખ્યતઃ નીચેની ાબતોનો સમાવેશ થાય છે:

(૧) મનુષ્યકૃત ચીજો
(૨) માલ
(૩) શિલ્પ ક્રિયાઓ
(૪) ટેવો
(૫) વિચારો
(૬) મૂલ્યો.

માનવીનું સામાજિક ઘડતર ઉપર દર્શાવેલી બાબતોને આધારે થાય મ તેમનું માનવું છે.

૧

પછી તે સાંજની ચિંતા રાખતો નહીં. આમ, આદિમાનવની અલ્પ જરૂરિયાતો અને સંઘરાખોરવૃત્તિના અભાવને લીધે તેનું જીવન ભ્રમણશીલ રહેતું. તે એક ઠેકાણે સ્થાયી રહેતો જ નહીં. ખોરાકની શોધમાં તે અહીંથી તહીં ભટક્યા કરતો. પથ્થર ઉપરાંત તે લાકડું, હાડકાં, વગેરેમાંથી પણ ઓજારો બનાવતો. આ પ્રકારના આદિમાનવો હજુ પણ મધ્ય આફ્રિકા, ઉત્તર આફ્રિકા, ઉત્તર ધ્રુવ, વગેરે સ્થળે વસે છે.

## નૂતન પાષાણયુગ

માનવીના વિકાસનો **બીજો તબક્કો નૂતન પાષાણયુગથી** શરૂ થાય છે.

સમય જતાં માનવી કુદરતમા થતી ધાન્ય-ઉત્પાદનની પ્રક્રિયાના અવલોકન પરથી પોતે ધાન્ય ઉત્પાદન કરતાં શીખ્યો, અને સાથે સાથે કેટલાંક પશુઓને પાળીને તેને પોતાના કામમાં જોતરતો ગયો. કૃષિ અને પશુપાલનને લઈને એની રહેણીકરણીમા અજબ પરિવર્તન આવ્યું. ધાન્યના મોસમી ઉત્પાદનને કારણે એ વાર્ષિક અન્નસંઘરો કરતો થયો; અને તેને

## ધાતુયુગના પગરણ—તામ્ર-કાંસ્ય યુગ

પાષાણયુગના માનવને પોતાના ઓજારો અને હથિયારો ઘડવા માટે જુદા જુદા પથ્થરના અખતરા કરતા કરતા એક નવુ જ દ્રવ્ય હાથ લાગ્યુ. પહેલા તો એ કોઈ પથ્થર જ હશે એમ તેણે માન્યુ પણ અનુભવે તેને સમજાયુ કે, આ નવી જાતનો પથ્થર અગ્નિમા તપાવવાથી માટી જેવો બની જાય છે! ત્યારે તેનો જેવો ઘાટ ઘડવો હોય તેવો વડી શકાય છે અને ઠંડો પડતા તે અસલ જેવો જ મજબૂત બની જાય છે આ સત્ય સમજાયા પછી તેણે આવી જાતના પથ્થરો વડે અનેક અખતરા કરવા શરૂ કર્યા હકીકતમા આ પથ્થર પથ્થર ન હતો પણ કાચી ધાતુનો ગઠ્ઠો હતો આમ, અચાનક રીતે જ ધાતુની શોધ થઈ અને ધાતુયુગના પગરણ મંડાયા

ધાતુઓમા પહેલા તો તેને સોનુ રૂપુ મળ્યા પણ આ ધાતુ ક્વચિત જ જડી આવતી તેથી ઓજારો અને હથિયારો બનાવવા માટે તેને પૂરતો જથ્થો મળ્યો નહિ આની અપેક્ષાએ બીજી ધાતુ તાંબુ વધારે મળી આથી માનવે તાંબામાથી ઓજારો અને હથિયારો ઘડવાની શરૂઆત કરી. આમ, ધાતુકામનો હુન્નર શરૂ થયો અને તામ્રયુગની શરૂઆત થઈ

સમય જતા તાંબાની અંદર કલાઈ ઉમેરીને એક નવી જ ધાતુ કાંસુ ઉત્પન્ન કરાઈ ત્યારથી તામ્ર-કાંસ્ય યુગની શરૂઆત થઈ **માનવીના વિકાસનો આ ત્રીજો તબક્કો ગણાવી શકાય**

ધાતુકામનો આ નવો હુન્નર માનવીના અર્થકારણમા આમૂલ પરિવર્તન આણવા માટે જવાબદાર બન્યો માનવીના જીવનવ્યવહારમા કૃષિ અને પશુપાલન પછી આ બીજુ ક્રાંતિકારી પરિવર્તન હતુ

આપણે આગળ જોઈ ગયા કે માનવી ધાન્ય ઉત્પાદન કરતા શીખ્યો ત્યારથી તેને સ્થાયી વસવાટ શરૂ કરવો પડયો કૃષિમા પડતી પાણીની જરૂરિયાત માટે તેને નદીકિનારે વસવુ વધારે અનુકૂળ પડ્યુ. જ્યારે ધાતુના ગઠ્ઠા મેળવવા તેને નદીથી દૂરના પ્રદેશોમા જવુ પડતુ વળી ધાતુ મેળવવાનુ કામ વધારે મહેનત માગી લે તેવુ પણ હતુ. ખાણમાથી ખડક કાઢીને ધાતુ મેળવવી પડતી એટલે ફક્ત આ કામને માટે જ સમાજને એક વર્ગ ફાળવવો પડયો તે ઉપરાત, ખાણમાથી ધાતુ કાઢીને તેને નદીકિનારે વસતા ગામોમા પહોચાડવા માટે પણ એક વર્ગની જરૂર પડી.

વળી આ કાચી ધાતુને ગામમાં પહોંચાડ્યા પછી તેને શુદ્ધ કરીને પછી જ તેનાં ઓજારો ઘડી શકાય તેમ હતું. આવાં આવાં કામો અનુભવીઓ જ કરી જાણતા. નૂતન પાષાણયુગમાં દરેક કુટુંબ પોતાની અન્ન, વસ્ત્ર, વગેરેની જરૂરિયાતો જાતે જ પૂરી પાડી લેતું. જ્યારે આ ધાતુકાળના હુન્નરવાળા માનવીઓ માટે પોતાના કામ ઉપરાંત પોતાની જરૂરિયાતો જાતે જ ઉપજાવી લેવાનું અશક્ય બન્યું. તેથી આ વર્ગો માટે અન્નવસ્ત્ર પૂરાં પાડવાની ફરજ બાકીના સમાજ ઉપર આવી. આમ, સમાજમાં ખાણિયાઓનો, મજૂરોનો, કસારાનો, વગેરે વર્ગો ઊભા થયા અને કુટુંબો સ્વાવલંબી મટી પરસ્પરાવલંબી બન્યાં.

ધાતુકામનો હુન્નર બધાં જ ગામડાં અપનાવી શક્યાં નહિ. તેથી અમુક અમુક ગામમાં જ આ હુન્નર ખીલ્યો અને તેનો લાભ આસપાસના ગામોને પણ મળ્યો. જે ગામમાં આ હુન્નર ખીલ્યો તે ગામની વસ્તી વધી, વેપારનું તે મથક બન્યું. આવાં ગામડાંઓનું નગરમાં પરિવર્તન થયું. ધાતુકામના હુન્નરને લીધે નગરસંસ્કૃતિની શરૂઆત થઈ અથવા તો નગરસંસ્કૃતિ એ ધાતુકામના હુન્નરને લઈને થયેલા આર્થિક પરિવર્તનનું પરિણામ છે. સમય જતાં નગરના આગેવાન લોકોએ આર્થિક, સામાજિક અને રાજકીય વ્યવસ્થા સ્થાપી અને પોતાનું વર્ચસ્વ આસપાસના પ્રદેશો ઉપર પણ જમાવવાનો પ્રયત્ન કરવા માંડ્યો. જીવનવ્યવહારમાં નગરવાસીઓની રીતભાત ગ્રામવાસી કરતાં સ્પષ્ટ જુદી તરી આવવા લાગી, અને તે સભ્યતા તરીકે ઓળખાવા લાગી.

આ યુગમાં માનવે પશુઓનો ઉપયોગ ખેતીમાં પણ કરવા માંડ્યો. પહેલાં ખેતરમાં હળ સાથે સ્ત્રીઓને જોતરવામાં આવતી હતી, તેને બદલે હવે એ કામ બળદ પાસેથી લેવાવા માડ્યું. આ ઉપરાંત, આ યુગમાં પૈડાંની શોધ થઈ. આ શોધથી ક્રાન્તિકારી ફેરફાર એ થયો કે, ગાડામાં બળદને જોડીને માલ લઈ જવા-આવવા માટે ખૂબ સુગમતા થઈ ગઈ. માલની અવરજવર વધવાની સાથે એકબીજા નગરો વચ્ચે વ્યાપારી સંબંધો ખૂબ ખીલ્યા. વ્યાપારી સંબંધોને લીધે લેખનકલાની બીજી મહાન શોધ થઈ.

### ઐતિહાસિક યુગનાં પગરણ :

તામ્ર-કાંસ્ય યુગ દરમિયાન માનવીએ લેખનકલા પણ શોધી. આ કલાનો ઉપયોગ તેણે પોતાના સામાજિક વ્યવહારમાં ઠીક ઠીક રીતે કરવો શરૂ

કર્યો. વધારે મહત્ત્વના લખાણો એ પથ્થર જેવા ટકાઉ પદાર્થ ઉપર કોતરતા. કાગળ જેવા પદાર્થો ઉપર લખેલાં લખાણુ સૈકાંઓ જતા નાબૂદ થઈ જતા, પરંતુ એના ઉપરથી અવારનવાર એની નવી નવી નકલો થતી રહેતી. તે દ્વારા એમાના ઘણાં લખાણોની હકીકત જળવાઈ રહેતી.

ગ્રંથો અને અભિલેખો રૂપે મળેલા આ સાહિત્યિક સાધનો આપણને એ પ્રાચીન કાળ વિષે વિપુલ અને સપ્રમાણ માહિતી પૂરી પાડે છે. એટલે ત્યારથી આપણા જ્ઞાનનો ઇતિહાસ કાળ શરૂ થાય છે.

ઇતિહાસ યુગના પ્રારંભિક કાળમા સુમેર, મિસર, વગેરે અમુક દેશોમા માનવસંસ્કૃતિના થયેલા વિકાસ વિષે ઠીક ઠીક માહિતી મળે છે. આથી હવે માનવસંસ્કૃતિનો ઇતિહાસ જુદા જુદા દેશ વાર નિરૂપી શકાય છે જે આપણે હવે પછીના પ્રકરણોમાં વિગતવાર રીતે જોઈશું

આપણે ઉપર જોયા તે માનવસંસ્કૃતિના વિકાસના ત્રણ તબક્કા મિસર, સુમેર, વગેરે દેશોમા થયેલા પુરાતત્ત્વ અંગે કરેલા સંશોધન અને ખોદકામ દરમિયાન મળી આવેલા અવશેષોના નમૂનાઓ પરથી નક્કી કરી શકાય છે તે તે દેશો અંગેનાં પ્રકરણોમા જોઈશું.



# મિસર (ઇજિપ્ત)ની સંસ્કૃતિ

## ભૂમિ

મિસરને નાઈલની પુત્રી તરીકે ઓળખવામાં આવે છે, કારણ દર વર્ષે તેમા આવતા પૂરનો કાંપ કરીને જે મેદાન ફળદ્રુપ બન્યું તેમા આ સંસ્કૃતિનો ઉદ્દભવ અને વિકાસ થયો.

*આ સંસ્કૃતિનાં મોટા ભાગનાં શહેરો, કબરો, વગેરે આ રેતાળ પ્રદેશમાં જ આવેલાં છે.* આ કબરોમાથી ગચરવીલું, અનાજ, કપડાં ઉપરાત રાજાઓનાં શબો પણ સુરક્ષાયેલાં મળી આવ્યાં છે.

નાઈલ નદીની ખીણનો વિસ્તાર ૫૦૦ માઈલ કરતા પણ વધારે છે. આ નદી મિસરના પ્રદેશને બે ભાગમાં વહેંચે છે.

નાઈલ નદી દક્ષિણમાથી નીકળી મિસરમાં પ્રવેશ કરે છે ત્યારે કેટલાક માઈલ સુધી પહાડી પ્રદેશ આવે છે. આ પ્રદેશ દક્ષિણ મિસરનો છે અને સપાટીની દૃષ્ટિએ એને ઉપલું મિસર (Upper Egypt) કહે છે. આ પ્રદેશ ઓળંગી નાઈલ નદી સપાટ મેદાનમાં પ્રવેશે છે ત્યારે તે મિસરની ઉત્તરે આવેલા ભૂમધ્ય સમુદ્ર તરફ વહેતા અનેક ફાંટાઓમાં ફંટાય છે. આ પ્રદેશ ઉત્તર મિસરનો છે અને સપાટીની દૃષ્ટિએ એને નીચલું મિસર (Lower Egypt) કહે છે. નીચલા મિસરમાં દક્ષિણે કૈરો પાટનગર આવેલું છે અને ઉત્તરે પોર્ટસૈયદ અને એલેક્ઝાંડ્રિયાનાં બંદરો આવેલાં છે.

આમ, મિસરનો પ્રદેશ બે ભાગમાં વહેંચાયેલો છે :

(૧) ડેલ્ટા અથવા તો નીચલું મિસર (ઉત્તર),

(૨) ઉપલું મિસર (દક્ષિણ).

આફ્રિકાના ઈશાન ખૂણામા આવેલા મિસર દેશનો પ્રાચીન વિસ્તાર મેમ્ફિસથી અત્યારના કૈરો સુધીનો હતો.

ઉપલા અને નીચલા મિસરના પ્રદેશની ભૌગોલિક જુદાઈને કારણે બંને પ્રદેશો વચ્ચે વહીવટી એકતા જાળવવી મુસ્કેલ પડતી. આમ

ના વહાણવટાની સુગમતા અને પરસ્પર ગણવા પડતા આધારને લીધે એકતા ટકી શકી હતી

ઉપલું મિસર તેની પૂર્વ અને પશ્ચિમ બાજુના રણને લીધે અને દક્ષિણ બાજુ વહાણવટાની દુર્ગમતાને લીધે દુશ્મનોના હુમલાનો ભોગ ઓછુ બન્યુ, જ્યારે નીચલુ મિસર પરદેશો સાથે વેપારથી સંકળાયેલુ હતુ તેથી દુશ્મનોના આકર્ષણનુ કેન્દ્ર બન્યુ પરિણામે તેને દુશ્મનોના આક્રમણો સામે ઝઝૂમવુ પડ્યુ

આમ છતા, સમગ્રપણે જોતા, મિસરની પશ્ચિમે સહરાનુ રણ, પૂર્વમાં અવરજવરને અંતરાયરૂપ ૧૦ થી ૧૫ માઈલ પહોળી ટેકરીઓ અને દક્ષિણે નાઈલ નદીના પાણીનો અપૂર્વ ધસારો—આ ત્રણ ભૌગોલિક કારણોને લીધે એકંદર રીતે મિસરના લોકો સુરક્ષિત હોઈ તેઓ પોતાની સંસ્કૃતિનો સ્વૈચ્છિક વિકાસ સાધી શક્યા

## પ્રજા

મિસરની પ્રજાની જાતિ નક્કી કરવી ઘણી જ મુશ્કેલ છે, કારણ કે તે મિશ્ર પ્રજા હતી.[1] વિદ્વાનો માને છે કે તે પ્રજા એક બાજુ ન્યુબિયા, ઇથિયોપિયા અને લિબ્યાના વતનીઓ અને બીજી બાજુ સેમિટિક અથવા તો આર્મેનોઈડના વસાહતીઓનું મિશ્રણ હતી. તે જમાનામાં પૃથ્વી ઉપર બધી મિશ્ર પ્રજાઓ જ હતી. કદાચ એમ પણ હોય કે, પશ્ચિમ એશિયાના વસાહતીઓ કે હુમલાખોરો અહીં આવીને વસ્યા હોય અને અહીંની પ્રજા સાથેના લગ્નસંબંધોને કારણે નવી પ્રજા અને નવી સંસ્કૃતિનો ઉદ્ભવ અને વિકાસ કર્યો હોય.

મિસરની સંસ્કૃતિ એટલી બધી પ્રાચીન છે કે અહીંથી પાષાણયુગના અવશેષો પણ મળી આવ્યા છે.

### પ્રાગૈતિહાસિક સમય

મિસરના પ્રાગૈતિહાસિક કાળના પાંચ તબક્કા પડે છે :

(૧) તાસિયન (Tasian)
(૨) બદરિયન (Badarian)
(૩) અમરતિયન (Amratean)

૧. વીલ ડુરાં : "અવર ઓરિયેન્ટલ હેરિટેજ," પૃ ૧૧૬.

(૪) ગેર ઝયન Gerzean)

(૫) મેમનિયન (Semianian)

આ બધા નામો જે તે સંસ્કૃતિના પહેલા પ્રાપ્તિસ્થાનના નામ પરથી પાડવામા આવ્યાં છે. આ બધા તબક્કાઓનો ક્રમ ગોઠવવો ઘણો અઘરો છે. નાઈલ નદીની ખીણમાં પાષાણયુગના પણ અવશેષો મળે છે. ઉપરના જે પાંચ તબક્કા ગણાવ્યા છે તે નૂતન પાષાણયુગના છે. આ યુગની કબરો-માંથી ખોરાક, માટીના વાસણો, હથિયારો, શસ્ત્રો, વગેરે મળી આવે છે તે પરથી પ્રાગૈતિહાસિક મિસરને સુમેર અને અક્કડ સાથે સંબંધ હશે એમ અનુમાન કરી શકાય છે.

આ નૂતન પાષાણયુગનો સારો એવો વિકાસ થયો હશે એમ તેની સંસ્કૃતિઓનો અભ્યાસ કરતાં જણાય છે. હવે આપણે વારાફરતી આ સંસ્કૃતિઓ તપાસીએ.

(૧) તાસિયન સંસ્કૃતિ :

ઉપર દર્શાવેલા પાંચ તબક્કાઓમાંની પહેલી એટલે કે તાસિયન સંસ્કૃતિ વિશે ખાસ જાણી શકાતું નથી. આ સંસ્કૃતિ કદાચ બદરિયન સંસ્કૃતિ પહેલાંની અથવા તેની સમકાલીન પણ હોય. આ લોકો માટીકામ સારું કરી જાણતા. આ સમયના ધાતુકામના નમૂના બિલકુલ મળતા નથી. એટલે ધાતુનો ઉપયોગ તેઓ જાણતા નહીં હોય. જ્યાં તેમનાં પાષાણનાં ઓજારો સુડોળ અને અણીદાર છે તેથી આ સંસ્કૃતિ નૂતન પાષાણયુગની હશે એમ ખાતરી થાય છે.

(૨) બદરિયન સંસ્કૃતિ :

આજના કૈરો અને કર્નાકની મધ્યમાં આવેલા બદરી ગામની પાસેથી આ સંસ્કૃતિના અવશેષો મળી આવ્યા છે. આ લોકો ધાતુનો ઉપયોગ કરતા, પણ ઓજારો તો પાષાણનાં જ વાપરતા. તેઓ પશુપાલન કરતા અને જવ અને ઘઉં પકવતા. તેઓ ખોરાકમાં માછલીનો ઉપયોગ કરતા. શિયાળામાં તેઓ ફર અને ચામડાના કોટ પહેરતા. તેઓ કાપડ વણી જાણતા અને તે કોટની નીચે પહેરતા. તેઓ ઘાસના છાપરાવાળી પર્ણકૂટી બાંધી તેમાં રહેતા. આ લોકો હાથીદાંત ઉપર કોતરકામ કરી જાણતા. પથ્થર ઉપર ચળકાટ પણ લાવી શકતા. દફનવિધિ પરથી ખાતરી થાય છે કે, તેઓ મરણોત્તર

જીવનમાં માનતા હશે. ચાલુ વપરાશની ચીજો તેમજ ઘરેણા તેમની કબરોમાંથી મળી આવે છે. તેઓ શબને પશ્ચિમાભિમુખ સુવાડતા.

### (૩) અમરાતિયન સંસ્કૃતિ :

આ 'સંસ્કૃતિ બદરિયન સંસ્કૃતિ કરતાં ઘણી આગળ વધેલી હતી. અહીંના લોકો ધાતુનો બહોળા પ્રમાણમાં ઉપયોગ કરતા. તેમનું જીવનધોરણ પણ બદરિયન લોકો કરતાં ઘણું ઊંચું હતું.

આ લોકો માટીનાં સુંદર આકારનાં કૂંડાં બનાવી તેને ચિત્રકામથી સુશોભિત કરતા. તેઓ હાથીદાંત બહારથી મંગાવતા અને તેમાંથી નાની નાની સુંદર આકૃતિઓ બનાવતા. આ ઉપરાત, તેઓ હાથીદાંતના કાંસકા તેમજ હેરપીનો પણ બનાવી જાણતા. તેઓ ચકમક-કામ (flint–work) ઘણું જ સરસ કરી જાણતા. ચપ્પુ પણ તેઓ સરસ બનાવતા. તેઓ ચકમક કામમા પાવરધા હોવા છતા તેમનાં પથ્થરનાં કૂડા ઘણાં જ કઢંગાં છે. આ સંસ્કૃતિનો સુવર્ણયુગ થોડો સમય સુધી જ ટક્યો તે પછી આ સંસ્કૃતિ ક્રમે ક્રમે નષ્ટપ્રાય થતી ગઈ. આ જમાનાના શસ્ત્રો ઓછાં ને અપૂરતાં મળે છે તેથી તેઓ શાન્તિપ્રિય પ્રજા હશે એમ અનુમાન બાંધી શકાય છે.

તેઓ હાથીદાંત તેમજ કાચબાના કવચમાંથી બ્રેસલેટ, વીંટી, તાવીજો, વગેરે બનાવીને પહેરતા. આ લોકો પણ કબરમાં ચાલુ વપરાશની ચીજો મૂકતા તે પરથી તેઓ મરણોત્તર જીવનમાં શ્રદ્ધા ધરાવતા હશે તેમ લાગે છે.

તેઓ વૃષભ, હિપ્પોપોટેમસ, મગર, વગેરેની પૂજા કરતા હશે, કારણ આ આકારોનાં અનેક તાવીજો મળે છે. મિસરના ઐતિહાસિક કાળમાં પણ આ પ્રાણીઓ દૈવી મનાયાં હતાં અને તેમની પૂજા કરવામાં આવી હતી. મિસરમા આ પૂજા પ્રાગૈતિહાસિક કાળથી જ ચાલી આવી હશે.

### (૪) ગેરઝિયન સંસ્કૃતિ :

આ સંસ્કૃતિના લોકો અમરાતિયન લોકો કરતાં ઘણા શક્તિશાળી હતા. તેઓ લડાઈની કલામાં પાવરધા હતા. તેમના શસ્ત્રો પણ વજનદાર છે. તેમણે માટીકામમાં નાવીન્ય દાખવ્યું. તેઓ માટીનાં વાસણો ઘણી સારી રીતે પકવી જાણતા. માટીના વાસણો ઉપર સુંદર ચિત્રકામ પણ કરતા: તેમા કુદરતી દેખાવો, હોડી, ટેકરીઓ, ઝાડ, પ્રાણી, પક્ષી. વગેરેનો સમાવેશ થતો. તેઓ વાસણો ઉપર મનુષ્યાકૃતિઓ પણ દોરી શકતા. તેઓ પાષાણની

આમાં પહેલો તબક્કો તે પ્રાચીન રાજ્ય (Old Kingdom) જેને પિરામિડ યુગથી ઓળખવામાં આવે છે. તેનો સમય લગભગ ઈ. પૂ. ૩૪૦૦ થી ૨૪૭૫ સુધીનો કહી શકાય.

બીજો તબક્કો તે મધ્ય રાજ્ય (Middle Kingdom) અથવા સામંત યુગના નામથી ઓળખાય છે. તેનો સમય લગભગ ઈ. પૂ ૨૪૭૫ થી ૧૭૭૮ સુધીનો છે.

બસોએક વર્ષના વિદેશી શાસન પછી ત્રીજો તબક્કો નૂતન રાજ્ય અથવા સામ્રાજ્ય (the Empire) ના નામે શરૂ થયો. તેનો સમય લગભગ ઈ. પૂ. ૧૫૮૦ થી ૧૧૫૦ સુધીનો છે.

ઐતિહાસિક કાળનો ત્રીજો તબક્કો પૂરો થયો ત્યારથી મિસરી સત્તાની પડતીનો કાળ શરૂ થયો. આ સમય દરમિયાન સમગ્ર દેશમાં અંધાધૂંધી ફેલાઈ. આનો લાભ પરદેશી આક્રમણકારોએ લીધો. આ આક્રમણકારોએ મિસરને પરેશાન કરવામા કચાશ રાખી નહીં. મિસરની પડતીનો આ કાળ હતો.

મિસરના એક સૈસ કુમારે પરદેશી આક્રમણકારોના હુમલા પાછા હઠાવ્યા અને મિસરને ફરીથી સંગઠિત કર્યું. મિસરનો આ ઐતિહાસિક કાળ "સૈતી પુનરુત્થાન" તરીકે ઓળખાય છે. આ કાળનો સમય ઘણો ટૂંકો છે.

'સૈતી પુનરુત્થાન' લાંબો સમય ટકી શક્યું નહીં, કારણ ઈરાન જોર જમાવતું જતું હતું. ઈરાને ઈ. પૂ. ૫૨૫ માં મિસરનો કબજો મેળવ્યો.

લગભગ બસો વર્ષ કરતાં પણ ટૂંકા ગાળામાં ઈરાન પાસેથી ગ્રીકોએ મિસર મેળવ્યું. ઈ. પૂ. ૩૩૨ માં સિકંદરે મિસર જીત્યું ત્યારથી ઈરાની શાસનકાળનો અંત આવ્યો અને મિસરમા ગ્રીક શાસનકાળ શરૂ થયો.

ગ્રીકો પાસેથી ઈ. પૂ. ૪૮ માં રોમે મિસર લીધું. રોમન રાજાઓએ મિસરને પોતાની ખાનગી મિલકતનો એક ભાગ બનાવી દીધું. બસ ત્યારથી મિસર એક સ્વતંત્ર રાજ્ય મટી રોમના મહાન સામ્રાજ્યમાં વિલીન થઈ ગયું.

## પ્રાચીન રાજ્ય-પિરામિડ યુગ

મિસરનો જે પ્રાચીન ઇતિહાસ લખાયો છે તેમાં ત્રીસ ભૂતપૂર્વ રાજવંશો ગણાવવામાં આવ્યા છે. આમાંના પહેલા રાજવંશનો સ્થાપક મીનીસ નામે રાજા હતો જે મિસરનો પહેલો ઐતિહાસિક રાજા ગણાય. એ ઈ. પૂ. ૩૪૦૦ના અરસામાં થયો. તેણે ઉત્તર મિસર અને દક્ષિણ મિસર બને વિભાગોને એકત્ર કર્યા અને એક જ રાજ્યસત્તા નીચે સંગઠિત કર્યા અને મેફિસમાં રાજધાની સ્થાપી.

આ યુગમાં કુલ છ રાજવંશો થઈ ગયા. આ યુગનો મહાન રાજા ત્રીજા રાજવંશનો ઝોસર હતો. તે લગભગ ઈ. પૂ. ૩૧૫૦ માં થઈ ગયો. ઝોસરનો મુખ્ય સલાહકાર ઇમ્હોતેપ (Imhotep) હતો. તે પ્રખ્યાત વૈદ્ય તેમજ કુશળ સ્થપતિ પણ હતો. તેની જ સલાહ અને દેખરેખ નીચે ઝોસરે સ્ટેપ પિરામિડ બંધાવ્યો. આ પિરામિડ હાલના સક્કારા (Sakkara) ગામ પાસે આવેલો છે.

ઝોસર પછીના બીજા રાજાઓ ખુફુ (Khufu), ચીઓપ્સ (Cheops), ખાફ્રે (Khafra), વગેરેએ પણ મોટા મોટા પિરામિડો બંધાવ્યા છે.

આ પિરામિડો બંધાવવાનું કારણ ધાર્મિક હતું. પિરામિડો તેમની કબરો ઉપરની ઇમારતો છે. તેમાં રાજાનાં શબો મસાલા ભરીને પધરાવવામાં આવ્યાં છે, જે આજે પણ હજી એ જ સ્થિતિમા સચવાયેલાં મળી આવ્યાં છે. પિરામિડોએ રાજાઓનાં શબો સાચવવા માટે કિલ્લાની ગરજ સારી છે. આ પિરામિડો રાજાના દૈવી અમરત્વનાં સૂચક છે. રાજાને અમરત્વ અર્પવા માટે તેના શબ ઉપર ઘણી લાંબી ક્રિયાઓ કરવામાં આવતી.

આ પિરામિડોમાં સૌથી મોટો ખુફુનો પિરામિડ છે, જે લગભગ ઈ. પૂ. ૨૯૦૦ માં બંધાયો હતો. તે ૪૮૦ ફૂટ ઊંચો, ૭૬૦ ફૂટ પહોળો છે. અને લગભગ ૧૩ એકર જમીન ઉપર તે બાંધવામાં આવેલો છે. આ પિરામિડમાં ૨,૦૦,૦૦૦ પથ્થરના ચોરસા વપરાયેલા છે. આમાંના કેટલાક તો લગભગ દોઢસો ટનના છે. બાકીના બબ્બે–અઢી અઢી ટનના છે. એમ કહેવાય છે કે, આ પિરામિડ બાંધતાં એક લાખ માણસોને ત્રીસ વર્ષ ને ત્રણ મહિના લાગ્યાં હતાં. તે જમાનામાં આવડા મોટા પથ્થરો ખેંચવા માટે કે ઉપર ગોઠવવા માટે મશીનો ન હતાં. બધું જ કામ મનુષ્યની શારીરિક મહેનત ઉપર નિર્ભર હતું. આ કામ કુશળ ઇજનેરો વગર પણ તદ્દન અશક્ય

ફગાવી દીધી તેમને મિસરમાંથી હાંકી કાઢ્યા, અને મિસરના સ્વતંત્ર રાજ્ય વંશની સ્થાપના કરી

## નૂતન રાજ્ય—સામ્રાજ્ય યુગ

આ યુગનો આરંભ અઢારમા રાજવંશથી થયો અગાઉના પ્રાચીન રાજ્ય તથા મધ્ય રાજ્યની સરખામણીએ નૂતન રાજ્ય સામ્રાજ્યમાં વિકસ્યું અને એના શાસન દરમિયાન મિસરની સાંસ્કૃતિક સિદ્ધિઓ પણ પરાકાષ્ઠાએ પહોંચી આથી આ યુગને મિસરની સંસ્કૃતિનો સુવર્ણયુગ ગણવામાં આવે છે

સામંત યુગની રાજધાનીનું શહેર મેમ્ફિસથી બદલાઈને થીબ્સ બન્યું હતું તેનું મહત્ત્વ આ યુગમાં પણ ચાલુ રહ્યું સામંત યુગમાં આ શહેરની રોનક ખૂબ જ બદલાઈ ગઈ હતી તેમાં અનેક ભવ્ય દેવળો બંધાયાં હતાં તેમાં આ યુગના રાજાઓએ પણ તેની ભવ્યતામાં ઉમેરો કર્યો

હિક્સોસ લોકોને હાંકી કાઢનાર રાજા થુતમોસ પહેલો નામે હતો તેણે રાજ્યને સુવ્યવસ્થિત કર્યું, અને સીરિયા ઉપર આક્રમણ કરી તેને જીતી લીધું, અને ત્યાંથી ખૂબ દ્રવ્ય લૂંટી લાવ્યો તેના પછી તેની પુત્રી હતશેપસુત (Hatshepsut) ગાદી ઉપર આવી પ્રાચીન મિસરમાં સામાન્ય રીતે રાજ્યની માલિકી રાણીની ગણાતી, અને એનો વારસો એની કુંવરીને મળતો પરંતુ વ્યવહારમાં રાજ્યનો વહીવટ સામાન્યત રાણીનો પતિ સંભાળતો પરંતુ હતશેપસુત ખરેખર રાજ્યની માલિક બની અને એનો વહીવટ જાતે જ કરવા લાગી જગતના જ્ઞાત ઇતિહાસમાં એ સૌથી પ્રાચીન રાણી ગણાય છે.

મિસરની પ્રણાલિકા પ્રમાણે દરેક રાજા મહાન દેવ 'એમોન' નો પુત્ર હોવો જરૂરી હતું આથી રાણીએ પોતાની એવી એક જીવનકથા ઉપજાવી કાઢી હતી જે આ પ્રમાણે છે [૧]

"હતશેપસુતની માતા આહમાસી પાસે એમોન દેવનું આગમન થયું હતું. આહમાસીએ દેવનો સુંદર સત્કાર કર્યો. તેની પાસેથી પાછા ફરતી વખતે દેવે આહમાસીને વરદાન આપ્યું હતું કે 'તે એક પુત્રીને જન્મ આપશે, જે દેવની જ બહાદુરી અને તાકાતની પ્રતિકૃતિ હશે".

૧. વીલ ડુરાં "અવર ઓરિયેન્ટલ હેરિટેજ," પૃ. ૧૫૩.

ગણીએ લોકોના મનની શંકા દૂર કરવા અને ખાસ તો પોતાના આત્મસંતોષની ખાતર પોતાની આકૃતિઓ પુરુષની જેમ દાઢીવાળી અને સ્તનવગરની કોતરાવીને ઠેકઠેકાણે મુકાવેલી છે. આમ છતાં શિલાલેખોમાં તેણીનો નારી તરીકે જ ઉલ્લેખ કરવામાં આવેલો છે. વ્યવહારમાં તેને સૂર્યપુત્ર જ ગણવામાં આવતી જ્યારે તે આમજનતાને દર્શન દેતી ત્યારે દાઢી

થુતમોસ ત્રીજો ઘણી લડાઈઓ છત્યો. તેણે આખું પશ્ચિમ એશિયા જીતું લીધું. જિતાયેલા પ્રદેશો ઉપર દેખરેખ રાખવા શક્તિશાળી રાજ્યપાલો નીમ્યા, અને લશ્કરી છાવણીઓ પણ રાખી. તેણે લડાઈઓમાંથી ખૂબ દ્રવ્ય એકઠું કર્યું અને તેનો ઉપયોગ કલા અને વિજ્ઞાનના વિકાસ અર્થે કર્યો. આ યુગમાં વેપાર પણ ખૂબ વિકસ્યો, દેવળો પણ સમૃદ્ધિથી ઝળકાવા લાગ્યાં. આમ, લડાઈમાંથી પરવારી તેણે રાજ્યના આંતરિક કારભારમાં સક્રિય રસ લીધો.

થુતમોસ પછી નોંધપાત્ર રાજા તરીકે એમોનહોતેપ ચોથો ગણાવી શકાય. તેણે ધર્મમાં જબરદસ્ત ક્રાંતિ આણી. તેણે ઈસાઈઆહના જન્મ પહેલાં સાતમો વર્ષ પૂર્વે એકેશ્વરવાદની ઘોષણા કરી. તેણે કહ્યું કે, " સર્વ દેશોનો દેવ એક જ છે, તે નિરાકાર છે, જડ અને ચેતન વસ્તુઓમાં એકસરખો રહેલો છે." તેણે પોતાનું નામ 'એમોનહોતેપ' જેમાં થીબ્સ નગરના દેવ 'એમોન' નું નામ આવતું હતું તે બદલીને 'ઇખ્નેતેનોન' રાખ્યું. તેને મન દેવ 'એતોન' જ સર્વોપરી હતો અને જડ અને ચેતન વસ્તુઓમાં એકસરખી રીતે સમાયેલો હતો. તેણે રાજ્યમાં 'એમોન' દેવની પૂજા બંધ કરાવી. 'એતોન' દેવની પૂજા શરૂ કરાવી.

થીબ્સ નગરમાં રહેલા 'એમોન' દેવના ઉપાસકોના ત્રાસથી કંટાળીને એણે એ નગરને તિલાંજલિ આપી અને રાજધાની માટે એક નવું જ નગર વસાવ્યું. એનું નામ 'એખેતેતોન' (એતોન નગર) રાખ્યું. આ નગરનો તેના જીવન દરમિયાન ખૂબ જ વિકાસ થયો.

ઇખ્નેતોન એવો ઉતાવળિયો હતો કે તેણે નવા ધર્મ વિશે લોકોના હૃદયમાં ધીરે ધીરે શ્રદ્ધા જગાવવાને બદલે વર્ષોથી ચાલ્યા આવતા ધર્મને તુચ્છકારીને તેની પરંપરા એકદમ જ સદંતર બંધ કરાવી દીધી. તેણે મિસરમાં દરેક શિલાલેખ પરથી 'એમોન' નું નામ ભૂંસી નાખવા હુકમો છોડ્યા. એટલું જાણે અપૂરતું હોય તેમ તેણે પોતાના પિતાના નામમાંથી પણ 'એમોન' શબ્દ ભૂંસી નાખવાની આજ્ઞા આપી. તેણે પોતાના ધર્મ સંપ્રદાય સિવાય બીજા બધા ધર્મ સંપ્રદાયોને ગેરકાયદે ઠેરવ્યા.

ધીરે ધીરે લોકોનો વિશ્વાસ અને પ્રેમ મેળવવાને બદલે સખત હાથે કામ લેવાને લીધે લોકો ગુસ્સે થઈ ગયા. 'એમોન' ના ધર્મગુરુઓ પણ રાજાના આવા અવિચારી અને ઉતાવળિયા વર્તનને લીધે રોષે ભરાયા.

તેમણે ઘરને છાને ખૂણે પોતાના 'એમોન' દેવની પૂજા ચાલુ રાખી અને રાજાના મૃત્યુની વાટ જોતા બેઠા.

રાજા ઇખ્નેતોન ઘણી જ સાદાઈથી રહેતો. તેને સાત દીકરીઓ હતી, પણ એકેય દીકરો ન હતો. કાયદેસર રીતે તે પુત્રપ્રાપ્તિ માટે બીજી પત્ની કરી શકે તેમ હતો પણ તે આદર્શવાદી હતો. તેની રાણી નોફ્રિતી (Nofrete)ને તે પ્રેમ અને વિશ્વાસથી ચાહતો હતો. તેથી તેણે બીજી રાણી કરવાનું પસંદ કર્યું નહીં. એકેશ્વરવાદની જેમ એનું એકપત્નીવ્રત પણ આદરણીય ગણાય.

આ વખતે સીરિયા તરફથી ધમકીભર્યાં કહેણ આવ્યાં. પશ્ચિમ એશિયાનો કેટલોક ભાગ જે મિસરના હાથ નીચે હતો ત્યાં હિતાઈત લોકોના હુમલા શરૂ થયા. સ્થાનિક સુબાઓએ લશ્કરી કુમક માટે વારંવાર માગણી કર્યા કરી પરંતુ આ ફિલસૂફ રાજાએ એ બાબતમાં બિલકુલ રસ દાખવ્યો નહીં. કેન્દ્રમાંથી બિલકુલ મદદ ન મળતાં ખંડિયાં રાજ્યોએ ખંડણી ભરવી બંધ કરી અને તેઓ સ્વતંત્ર થઈ ગયા. આથી મિસર જોતજોતામાં મોટું સામ્રાજ્ય મટી નાનું રાજ્ય બની ગયું. મિસરનો ખજાનો જે મોટે ભાગે પરદેશી રાજ્યોની ખંડણીઓને લીધે જ છલકાતો રહેતો તે ખાલી થવા માંડ્યો. મિસરના આંતરિક રાજ્યકારભારમાં અંધાધૂંધી ફેલાઈ. રાજા ઇખ્નેતોન પૈસા વગરનો અને મિત્ર વગરનો બની ગયો. એકે એક પ્રાંત તેની સામે થઈ ગયા હતા. તેની પ્રજા તો પહેલેથી જ તેનો વિરોધ કરતી હતી. આ આઘાત તે સહન કરી શક્યો નહીં અને બત્રીસ વર્ષની ભરયુવાન વયે તે મૃત્યુ પામ્યો.

ઇખ્નેતોન પછી તેનો જમાઈ તુતેન્ખેમોન (Tutenkhamon) ગાદી ઉપર આવ્યો. તેણે તેના સસરાએ આપેલું નામ 'તુતેન્ખેતોન' બદલીને 'તુતેન્ખેમોન' રાખ્યું, અને રાજધાનીનું શહેર 'અખેતેનોન'થી બદલીને ફરી પાછો 'થીબ્સ' લઈ ગયો. તે 'એમોન'ના ધર્મગુરુઓ જોડે મળી ગયો અને તેમના જૂના દેવ 'એમોન'ની પુનઃપ્રતિષ્ઠા કરવા માટે આજ્ઞા આપી. તે ઉપરાંત, 'એતોન' અને 'ઇખ્નેતોન' નામ દરેક ઇમારત પરથી ભૂંસી કાઢવાનો હુકમ કર્યો. ઇખ્નેતોને જે બધાં નામો ભૂંસાવી કઢાવ્યાં હતાં તે બધાં નામો તેણે ફરીથી લખાવ્યાં. તેણે જે ઉત્સવો બંધ કર્યા હતા તે ફરી પાછા ચાલુ કરાવ્યા. આની રીતે તેણે પૂર્વવત્ જીવનવ્યવહાર શરૂ કરાવ્યો.

આ પછી બીજો મહાન રાજા ઓગણીસમા વંશમાં રામીસીસ બીજો થયો તે મિસરનો છેલ્લો મહાન રાજા હતો તેણે નુબિયા ઉપર ચડાઈ કરી અને સોનાની ખાણો નવેસરથી ચાલુ કરી મિસરનો ખજાનો ભરવા માંડ્યો એશિયાના પ્રાંતો પણ ફરીથી જીતી લીધા આ ઉપરાંત તે બીજી પણ અનેક લડાઈઓ જીત્યો તેની કીર્તિગાથા ગાતા અનેક શિલાલેખો આજે પણ મોજૂદ છે તે મોટું જનાનખાનું રાખતો તે જ્યારે મરી ગયો ત્યારે તેને ૧૦૦ પુત્રો અને ૫૦ પુત્રીઓ હતી તે પરથી તેના જનાનખાનાનો ખ્યાલ આવે છે તેણે પોતાની કેટલીક પુત્રીઓ સાથે લગ્ન કર્યું હતું [૧] એમ કહેવાય છે કે તેને એટલા છોકરા હતા કે લગભગ ચારસો વર્ષ સુધી મિસરમાં તેમને એક ખાસ વર્ગ તરીકે ગણવામાં આવતા હતા

તેણે કર્નાક અને લક્ષોરમાં અનેક ઇમારતોનું બાંધકામ કરાવ્યું. તેણે નદીની પશ્ચિમે પોતાને માટે એક દેવળ 'રામીસિયમ' ઊભું કરાવ્યું આખા દેશમાં પોતાના અનેક પૂતળાં મુકાવ્યાં તેણે રાજકારભાર ડહાપણ ભરી રીતે ચલાવ્યો

મિસરના ઐતિહાસિક કાળમાં પ્રથમથી જ રાજ્ય અને દેવળ વચ્ચે સત્તા માટે તાણતાણ રહ્યા કરતી હતી તે હવે ખૂબ વધી ગઈ, કારણ રાજાઓએ જ સમૃદ્ધ કરેલા દેવળોના ધર્મગુરુઓ જ રાજાઓ સામે થવા લાગ્યા દેવળોની સમૃદ્ધિ વીસમા વંશના રાજા રામીસીસ ત્રીજાના સમયમાં ઉચ્ચતમ કોટિએ પહોંચી આ રાજાના વખતમાં તેમની પાસે મિસરની વસ્તીનો તેરમા ભાગ જેટલા એટલે કે લગભગ ૧,૦૭,૦૦૦ ગુલામો હતા આ ઉપરાંત ૭,૫૦,૦૦૦ એકર જમીન તેમજ ૫,૦૦,૦૦૦ ઢોર પણ હતા વધારામાં તેઓ બીજા ૧૬૯ ગામો તેમજ સીરિયામાંથી મહેસૂલ ઉઘરાવતા, જેનો વેરો સરકારે માફ કરેલો હતો રામીસીસ ત્રીજાએ દેવ એમોનને પ્રસન્ન કરવા છૂટે હાથે દ્રવ્ય દેવળને અર્પણ કરવા માંડ્યું તે દ્રવ્ય ઉપરાંત અનાજ પણ આપતો તેણે દેવળને એટલું બધું દ્રવ્ય આપી દીધું કે રાજ્યના મજૂરોને મજૂરી ચૂકવવા માટે તેની પાસે મિસરનું પૈસા રહ્યા નહીં દેવને ખવડાવવા જતા લોકો ભૂખે મરવા લાગ્યા

---

૧ જોઉ ડરા અવર ઓરિયેન્ટલ હેરિટેજ, પૃ ૨૧૪,

### પડતીનો કાળ

ઉપર જણાવી તે પરિસ્થિતિને પરિણામે છેલ્લા રામીસીસ બારમાના વખતમા 'એમોન'ના મુખ્ય ધર્મગુરુએ ગાદી પચાવી પાડી સ્વાભાવિક રીતે જ આ ધાર્મિક રાજ્યમા દેવોની તૃષ્ણા છિપાવવા લોકોને સર્વસ્વનો ભોગ આપવો પડયો રાજ્ય ધર્મમય થઈ ગયુ, જેમા ફક્ત ધાર્મિક ક્રિયાકાંડ અને અંધશ્રદ્ધાને જ મહત્ત્વ અપાયુ જીવનના તે સિવાયના દરેક અંગ પ્રત્યે ઉપેક્ષા સેવાઈ

આવી નબળી પરિસ્થિતિનો લાભ લેવા પરદેશી આક્રમણકારો તૈયાર જ હતા ચારે પાસથી આક્રમણકારોના હુમલા શરૂ થયા તેમનો વેપાર પડી ભાગ્યો

મિસરની સમૃદ્ધિનો મુખ્ય આધાર ભૂમધ્ય સમુદ્રમાના વેપાર ઉપર હતો. વેપારને લીધે જ તેણે પશ્ચિમમા લીબિયા અને ઉત્તરપૂર્વમા ફીનિશિયા, સીરિયા અને પેલેસ્ટાઈન ઉપર પ્રભુત્વ મેળવ્યુ હતુ પણ હવે પરિસ્થિતિ બદલાઈ હતી એસિરિયા, બેબીલોન અને ઈજિયન ટાપુના જમાનાના જતા હતા આ દેશો વેપારમા મિસરની સરસાઈ કરતા થયા હતા ફીનિશિયન લોકોએ યુદ્ધજહાજો બાંધવાની કળામા કુશળતા મેળવી મિસર પાસેથી સમુદ્ર પરનુ પ્રભુત્વ આચકી લીધુ. ડોરિયન અને એકિયન લોકોએ લગભગ ઈ પૂ ૧૪૦૦ની આસપાસ ક્રીટ અને એજિયન પ્રદેશ જીતીને મહાન વેપારી સામ્રાજ્યની સ્થાપના કરી ધીમે ધીમે પશ્ચિમ એશિયાના રણ અને લૂટારાની બીકવાળા પર્વતોના દુર્ગમ રસ્તે વેપાર ઓછો થતો ગયો અને કાળા સમુદ્ર અને એજિયન સમુદ્રમા થઈને ટ્રોય, ક્રીટ, ગ્રીસ, કાર્થેજ, ઇટાલી અને સ્પેન તરફ વધવા લાગ્યો પરિણામે ભૂમધ્ય સમુદ્રના ઉત્તર કિનારાના દેશો ઝડપથી વિકસવા લાગ્યા મિસરે પોતાનુ સર્વસ્વ— વેપાર, સોનુ, સત્તા, કલા—ગુમાવ્યુ મિસરની ધરતી ઉપર દુશ્મનોએ પગ પસાર્યા તેમણે મિસરને પરેશાન કરવામા કચાશ રાખી નહી, તેને જીતીને તેનો સર્વનાશ કર્યો

ઈ પૂ ૯૫૪મા પશ્ચિમ બાજુની લીબિયાના લોકો, ઈ પૂ ૭૨૨મા દક્ષિણ બાજુથી ઇથિયોપિયાના લોકો અને ઈ પૂ ૬૭૪મા ઉત્તરમાથી એસિરિયાના લોકો ચડી આવ્યા દરેકે પોતપોતાનો બદલો વાળ્યો.

### સઈતિ પુનરુત્થાન :

આ હુમલાઓ થોડોક વખત સુધી તો એક 'સામટિક' નામના સઈતિ કુમારે ખાળ્યા અને આક્રમણકારોને મારી હઠાવ્યા મિસરને ફરી પાછુ

સંગઠિત કર્યું. આ કુમાર છવીસમા રાજવંશનો સ્થાપક હતો. તેણે લાંબો વખત રાજ્ય કર્યું. તેણે અને તેના વારસોએ મિસરની કલા, સ્થાપત્ય, શિલ્પ, કવિતા અને વિજ્ઞાનને પુનર્જીવન આપ્યું. મિસરના સ્થપતિઓ, શિલ્પકારો, કવિઓ, વૈજ્ઞાનિકો, વગેરેએ મળી જૂની પ્રણાલિકા ચાલુ કરી. આને ઇતિહાસમાં "સાઈતિ પુનરુત્થાન" (saite Revival) કહે છે.

**ઈરાની શાસનકાલ :**

હવે ધીમે ધીમે ઈરાન જોર જમાવતું જતું હતું. ઈરાનીઓને મિસરમાં પેસવા માટે રણનો રસ્તો નડતો હતો. આ રસ્તો ઘણી જ અગવડતા ભરેલો હતો. આખે રસ્તે ક્યાંય પાણી મળે તેમ ન હતું. ઈરાનથી મિસર પહોંચતાં ઓછામાં ઓછા ત્રણ દિવસ લાગે તેમ હતા. આથી ઈરાનના રાજા કેમ્બિસિસે અરબસ્તાનના રાજા સાથે કરાર કર્યા. અરબસ્તાનના રાજાએ ઈરાનના લશ્કરને પાણી પૂરુ પાડવાનું વચન આપ્યું. આવી રીતે અરબસ્તાનના રાજાની મદદથી ઈરાનના લશ્કરે ઈ. પૂ. પર૫ માં મિસરમાં ચોથો પ્રવેશ કર્યો. આ વખતે મિસરમાં સામતિક ચોથો રાજ્ય કરતો હતો. ઈરાનના લશ્કરે કેમ્બિસિસની આગેવાની નીચે મિસરમાં પ્રવેશ કર્યો અને મેમ્ફિસ જીતી લીધું. મિસર ઈરાની સામ્રાજ્યનું પ્રાંત બન્યું. કેમ્બિસિસ મિસરનો સમ્રાટ બન્યો. સામતિકે કેમ્બિસિસ સામે કાવતરું કરવાની પેરવી કરી પણ તે પકડાઈ ગયો. આથી તેને ઠાર મારવામાં આવ્યો.

કેમ્બિસિસને કોઈ વારસ ન હતો. આથી ઈરાનની ગાદી કેમ્બિસિસના એક કહેવાતા ભાઈએ ઝૂંટવી લીધી. પણ દારયસ નામના એક મહાશક્તિશાળી માણસે આ ગાદી તેને પચવા દીધી નહિ. દારયસે કેમ્બિસિસના આ કહેવાતા ભાઈનું ખૂન કરાવ્યું અને પોતે ઈરાનની ગાદી ઉપર બેઠો. આ રાજા મહાપ્રતાપી અને શક્તિશાળી નીવડયો. તે જાતે મિસરમાં આવ્યો. તેણે વેપાર માટે અનેક સુવિધાઓ કરી આપી, મિસરના રાજા નેકોએ જે નહેર બાંધવાની શરૂઆત કરી હતી તે દારયસે પૂરી કરી. આ નહેર નાઈલથી રાતા સમુદ્ર સુધીની હતી. આનાથી જળમાર્ગે વેપારનો સારો એવો વિકાસ સધાયો દારયસે અહીં અનેક નવાં દેવળો બંધાવ્યાં, નિશાળો સ્થાપી, નવેસરથી ખાણનું કામ શરૂ કરાવ્યું. આમ, તેણે મિસરનું જીવનધોરણ ઊંચું લાવવાના પ્રામાણિક પ્રયત્ન કર્યા.

પણ દારયસ પછીના રાજાઓ મિસર જેવા મોટા પ્રાંતને બરાબર સાચવી શક્યા નહીં. મિસરના જૂના શાહી સભ્યો બળવો કરી ઈરાનના

રાજાઓને પરેશાન કરવા માંડયા. આ બળવાઓનું ઉપરીપણું અઠ્ઠાવીસમા રાજ્યવંશના મેનેથો રાજાઓએ લીધું હતું. ઈરાની શાસનકાલ દરમિયાન મિસરમાં સ્થાનિક રાજ્યવંશો તો ચાલુ જ હતા. અઠ્ઠાવીસ અને ઓગણત્રીસમા રાજ્યવંશ વિષે ખાસ કંઈ જાણવા મળતું નથી, કારણ તે વખતે દેશની અંદર અંધાધૂંધી ફેલાયેલી હતી. આ વખતે ઈરાનના રાજાઓ બીજી લડાઈઓમાં રોકાયેલા હતા. છેવટે ત્રીસમા રાજવંશ દરમિયાન ફરીથી ઈરાને મિસર ઉપર કબજો મેળવ્યો. તે વખતે મિસરમાં સ્થાનિક રાજા નેકતેનેબો પહેલો ગાદી ઉપર હતો. આ રાજા શાણો અને શક્તિશાળી હતો. ઈરાનના લશ્કરને નીચલા મિસરમાં પ્રવેશવું ઘણું મુશ્કેલ પડ્યું, કારણ રાજાએ ખૂબ સરસ કિલ્લેબંધી કરી હતી. આમ છતાં જ્યારે તેમને નીચલા મિસરમાં પ્રવેશ કરવામાં સફળતા મળી ત્યારે પૂરનો સમય હતો. ઈરાનનું લશ્કર નદીની ચાલથી અજાણ હતું. આથી તે મૂંઝાઈ ગયું. આનો લાભ લઈ મિસરના લોકોએ તેને મિસરમાંથી હાંકી કાઢ્યું. આ પછી થોડાં વર્ષો સુધી મિસરમાં શાંતિ રહી.

તે પછી બે રાજાઓના રાજ્ય દરમિયાન મિસરે ઈરાન સાથે સતત યુદ્ધ કર્યા કર્યું; પણ છેવટે ઈરાન જીત્યું. મિસરના છેલ્લા સ્થાનિક રાજા નેક્તેનેબો બીજાના રાજ્ય અમલ દરમિયાન ઈરાને વિજયી બની મિસરમાં પ્રવેશ કર્યો. નેક્તેનેબો ઈથિયોપિયા નાસી ગયો. ઈરાનના રાજાઓએ મિસરનું શોષણ કરવામાં પાછું વળીને જોયું નહિ. મિસરના લોકો ઈરાનના રાજાઓને એટલા તો ધિક્કારતા હતા કે જ્યારે ઈ. પૂ. ૩૩૨ માં સિકંદરે ઈરાની સામ્રાજ્ય જીતી લીધું ત્યારે મિસરના લોકોએ સિકંદરને પોતાના તારણહાર તરીકે નવાજ્યો અને તેને ખૂબ માન આપ્યું.

જુદા જુદા લશ્કરી અધિકારીઓના હાથમા વહેંચાયેલું હતું. આથી સર્વ અધિકારીઓ પોતપોતાના પ્રાંતમાં રાજા થઈ બેઠા. મિસરમાં તે વખતે તોલેમી નામે અધિકારી હતો. આ અધિકારી ઘણો જ ચતુર હતો. સિકંદરના મૃત્યુ બાદ પણ તેણે ઘણી ચાલાકી વાપરી. સિકંદર ઘણો જ શક્તિશાળી યોદ્ધો હતો, તેથી તે વખતે એવી જ માન્યતા પ્રચલિત હતી કે સિકંદરનું શબ જે પ્રાંતમા દફનાવાય તે પ્રાંત હંમેશાં વિજયી જ રહે. આથી તેના શબને કોઈની માલિકી વગરના તટસ્થ પ્રદેશમા–રણદ્વીપમાં દફનાવવાનું નક્કી થયું. સિકંદર મિસરથી ઘણે દૂર મૃત્યુ પામ્યો હતો. આથી તેના શબને સીરિયા, પેલેસ્ટાઈન થઈને મિસરના માર્ગે રણદ્વીપમા લઈ જવાનું હતું. તોલેમીએ પોતાનુ લશ્કર તૈયાર કર્યું અને પોતાના મૃત રાજાને માન આપવાના ઓઠા હેઠળ સ્મશાનયાત્રામા જોડાયો. જ્યારે આ સ્મશાનયાત્રા મિસરમાં પહોંચી ત્યારે તેણે એકદમ પોતાનો અંચળો ફગાવી દીધો અને શબનો કબજો લઈ એલેક્ઝાંડ્રિયા શહેરમાં જ પૂરા દમામ સાથે તેની દફનવિધિ કરી. તોલેમીનું લશ્કર ઘણું મોટું હતું એટલે સામનો થાય તો પહોંચી શકે તેમ હતું.

હવે તેણે પોતાની સ્વતંત્રતા જાહેર કરી રાજસત્તા ધારણ કરી (ઈ. પૂ. ૩૩૨). ત્યારથી મિસર પર તોલેમી વંશની સત્તા પ્રવર્તી. તોલેમી વંશના પહેલાંના રાજાઓએ એલેક્ઝાંડ્રિયાને બૌદ્ધિક વિકાસનું કેન્દ્ર બનાવ્યું. તોલેમી બીજાએ ફિલાડેલ્ફસ–એલેક્ઝાંડ્રિયામાં વિશાળ સંગ્રહસ્થાન અને પુસ્તકાલયો સ્થાપ્યાં. આ શહેરમાં વૈજ્ઞાનિક અને સાહિત્યિક પ્રવૃત્તિને ખૂબ વેગ મળ્યો. અહીંના પુસ્તકાલયમાં લગભગ પાંચ લાખ પુસ્તકો હતાં. આ સમયમાં દક્ષિણ મિસરમાં પણ અનેક દેવળો બંધાયાં તેમજ સમરાવાયાં તેમ જ ધર્મગુરુઓને પણ ખુશ કરવા અઢળક દ્રવ્ય દેવળને અર્પણ કરવામાં આવ્યું હતું.

પણ તોલેમી વંશના પાછળના રાજાઓ એટલા તો એશઆરામી અને દુષ્ટ બની ગયા કે 'તોલેમી' શબ્દ દુષ્ટતા અને દુર્બળતાનો સૂચક બની ગયો.

**રોમન શાસનકાલ :**

તોલેમી વંશના અંતમાં રોમ સત્તા જમાવતું જતું હતું. રોમના મહાન સમ્રાટ જુલિયસ સીઝરે તોલેમી વંશની છેલ્લી રાણી મહાન ક્લીઓપાટ્રાને પરણીને મિસરની ગાદી હાથ કરી.

કલીઓપાટ્રા પહેલા મોટા તોલેમી ભાઈને પરણી હતી તેના મૃત્યુ બાદ તેણી તેના નાના ભાઈને પરણી હતી આમ બને તોલેમી ભાઈઓએ કલીઓપાટ્રાને પરણીને મિસર ઉપર રાજ્ય કર્યું હતુ આ બને પતિઓથી તેને એક પણ સતાન થયુ ન હતુ જુલિયસ સીઝરે જ્યારે મિસર જીતી લીધુ ત્યારે તે મિસરની પ્રણાલિકા પ્રમાણે કલીઓપાટ્રાને પરણીને જ મિસરની રાજસત્તા મેળવી શકે તેમ હતુ આથી તે કલીઓપાટ્રાને પરણ્યો તેનાથી કલીઓપાટ્રાને એક પુત્ર થયો, સીઝરિયોન તે પછી સીઝરનો અનુગામી એન્તોની પણ કલીઓપાટ્રા સાથે લગ્ન કરી આ પ્રદેશનો સત્તાધીશ બન્યો એન્તોનીને રોમમા પત્ની હતી પણ મિસરમા તે અગે કોઈને વિરોધ ન હતો આ લગ્નથી કલીઓપાટ્રાને બે સતાન થયા એક પુત્ર અને એક પુત્રી

જ્યારે એન્તોની માર્યો ગયો અને ઓકટેવિયસે મિસર જીતી લીધુ ત્યારે તે પણ કલીઓપાટ્રાને પરણવા તૈયાર હતો પણ હવે કલીઓપાટ્રા લગ્ન જીવનથી કટાળી હતી, તેથી તેણીએ ઓકટેવિયસ સાથે લગ્ન કરવાને બદલે આપઘાતનો માર્ગ પસંદ કર્યો

હવે રોમના કાયદા પ્રમાણે રોમની ગાદીનો વારસ સીઝરિયોન–સીઝર અને કલીઓપાટ્રાનો પુત્ર હતો જ્યારે મિસરની પ્રણાલિકા પ્રમાણે એન્તોની અને કલીઓપાટ્રાની પુત્રી ગાદીની વારસ હતી આ પુત્રી જે ભાઈને પરણે તે ભાઈ ગાદીવારસ બને તેમ હતુ હવે ઓકટેવિયસે ચાલાકી વાપરી સીઝરિયોનને તેના વાલી પાસેથી લઈ લીધો અને તેને મારી નખાવ્યો એલેક્ઝાડર, એન્તોનીથી થયેલા પુત્રને પણ યુક્તિ વાપરી મારી નખાવ્યો જ્યારે એલેક્ઝાડરની બહેનને તે ગાદી ઉપર હક્ક ન કરે માટે દૂર દેશમા પરણાવી દીધી આમ, વચ્ચેના કાટાઓ દૂર કરી ઓક્ટેવિયસે મિસરનો મુલ ખાલસા કર્યો અને એ મુલકને રોમન સમ્રાટોની ખાનગી મિલ્કત તરીકેનુ સ્થાન આપ્યુ મિસરમાથી મળતી આવકને શાહી આવક તરીકે ગણાવી (ઈ પૂ ૩૦) બસ ત્યારથી મિસર સ્વતત્ર રાજ્ય મટી રોમન સામ્રાજ્યનો પ્રાત બનીને નામશેષ થઈ ગયુ

*



# મિસરની સંસ્કૃતિ (ચાલુ)

## રાજ્યતંત્ર :

રાજા : મિસરનું રાજ્યતંત્ર ઘણું જ સુવ્યસ્થિત હતું. રાજ્યતંત્રનો સર્વોપરી રાજા હતો. શાંતિના સમયમાં તે વડો ન્યાયાધીશ હતો. યુદ્ધના સમયમાં તે લશ્કરનો વડો હતો. આ ઉપરાંત રાજા દરેક મંદિરનો વડો ધર્મગુરુ લેખાતો. તે મુખ્ય ખજાનચી પણ ગણાતો. આમ, રાજાની સત્તા અબાધિત હતી અને રાજાના હક્કો પણ ઘણા જ હતા. પણ આ બધી ફરજો તે એક જ વખતે બજાવી શકે તેમ ન હતો તેથી તેણે પોતાના વતી કારભાર કરવા માટે બીજા અધિકારીઓની નિમણૂક કરી હતી. પહેલાં તો આ અધિકારીઓ શાહી કુટુંબમાંથી નીમવામાં આવતા. આમ છતાં દરેક બાબતમાં છેલ્લી અપીલ-વિનંતી રાજાને કરી શકાતી. રાજા રાજ્યકારભારમાં સક્રિય રસ લેતો. તે એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં માહિતી મેળવવા ફરતો રહેતો અને રાજ્યકામોથી માહિતગાર રહેતો.

આપણે આગળ જોઈ ગયા કે, રાજામાં દૈવી અંશ આરોપવામાં આવેલો હતો. આથી તેની તહેનાતમાં અનેક દાસ-દાસીઓ રાખવામાં આવતાં હતાં. આ દાસ-દાસીઓ જુદી જુદી ફરજો બજાવતાં.* એમ કહેવાય છે કે, રાજાની વસ્ત્રભૂષા માટે ૨૦ અધિકારીઓ નીમવામાં આવતા. આ ઉપરાંત, રાજાના વાળ કાપવા માટે, નવી નવી કેશભૂષા કરવા માટે, નખ કાપવા માટે, તેને ચકચકિત રાખવા માટે, શરીરે સુગંધિત તેલમાલિશ કરવા માટે, પાંપણો ઉપર રંગ લગાડવા માટે, ગાલે તેમજ હોઠે રંગ લગાવવા માટે નોકરોની મોટી ફોજ નિભાવવામા આવતી.

રાજાની આટલી બધી માવજત કરવામા આવતી એટલે સ્વાભાવિક જ છે કે તે વિલાસી બની જાય. પણ સમગ્ર રીતે મિસરના રાજાઓ રાજ્યકારભારમાં જાતે રસ લેતા. રાજાઓ દરેક પ્રાંતના રાજ્યપાલ પાસેથી

* વીલ ડુરા : અવર ઓરિયેન્ટલ હેરિટેજ, પૃ. ૧૬૩.

નિયમિત અહેવાલ મગાવતા પરિણામે મિસરનું કેન્દ્રીય અને સ્થાનિક રાજ્યતંત્ર સુવ્યવસ્થિત અને સુગ્રથિત રહેતું

**ન્યાય** મિસરનું દીવાની તેમજ ફોજદારી ન્યાયતંત્ર ઘણું જ વ્યવસ્થિત હતું પ્રથમ ન્યાયાધીશોની સમક્ષ મુકદ્દમો રજૂ કરવામાં આવતો બંને પક્ષ તરફથી વકીલાત સાંભળ્યા પછી જ ન્યાયાધીશ કેસનો ચુકાદો આપતો ખોટી જુબાની આપનારને દેહાંતદંડની સજા કરવામાં આવતી

દરેક પ્રાંતમાં સ્થાનિક ન્યાયકચેરીઓ હતી વડી અદાલત મેમ્ફિસ, થીબ્સ કે હિલિઓપોલીસમાં વખતોવખત બદલાતી રહેતી પાટનગરમાં વડી અદાલત રહેતી

સત્ય કઢાવવા માટે બળજબરી કરવામાં આવતી ફટકાની સજા સામાન્ય હતી કોઈ કોઈ વાર અંગચ્છેદની–કાન, નાક, જીભ કાપી નાખવાની પણ સજા કરવામાં આવતી ગુનેગારને ખાણમાં કામ કરવા માટે દેશપાર કરવાની પણ સજા થતી આ ઉપરાંત, ગૂંગળાવીને મારી નાખવાની, શૂળીએ ચઢાવવાની, શિરચ્છેદની, જીવતા બાળી મૂકવાની, શરીરમાં મસાલા ભરી દેવાની, શરીર ઉપર મોજીખાર ચોપડીને ધીરે ધીરે ખવાઈ જવા દેવાની વગેરે ક્રૂર અને જંગલી શિક્ષાઓ પણ કરવામાં આવતી ઉચ્ચ અધિકારીઓને જ્યારે દેહાંતદંડની સજા કરવામાં આવતી ત્યારે તેમને જાહેરમાં શરમ અનુભવવી પડે માટે ખાનગીમાં આપઘાત કરવાની છૂટ આપવામાં આવતી

મિસરના રાજ્યતંત્રમાં પોલીસ તંત્ર ન હતું રાજ્યનો સૌથી ઉપરી અમલદાર વઝીર હતો તે વડાપ્રધાન, મુખ્ય ન્યાયાધીશ અને વડા ખજાનચીની ફરજો બજાવતો વઝીરને વહેલી સવારથી તે મોડી રાત સુધી ખૂબ કામ કરવું પડતું એક કબરમાં ભીંતચિત્રમાં તેને વહેલી સવારથી ઘર છોડતો બતાવ્યો છે ચિત્ર નીચેના લિખાણમાં તે ગરીબ અને તવંગરની તટસ્થ ભાવે માગણીઓ સાંભળતો આલેખવામાં આવ્યો છે * આ વઝીરની નિમણૂક રાજા જાતે જ કરતો

**ટપાલ ખાતું :** મિસરમાં બધા પ્રાંતો વચ્ચે ટપાલની સગવડ હતી જો કે ટપાલ દ્વારા વ્યવહાર કરવો ઘણો અઘરો હતો કારણ કે રસ્તા ઘણા થોડા હતા જે હતા તે પણ જીર્ણ હાલતમાં હતા એક જ સારો રસ્તો હતો જે લશ્કર માટે ધોરી માર્ગ તરીકે વપરાતો તે

* વીલ ડૂરાં અવર ઓરિયેન્ટલ હેરિટેજ, પૃ ૧૬૨

ગાઝામાં થઈ ને યુફ્રેટીસસુધીનો હતો. નાઈલ નદીનો રસ્તો સર્પાકાર હતો. આથી બે ગામ વચ્ચેનું અંતર બેવડાઈ જતું.

**વેપાર :** મિસરનો વેપાર વસ્તુવિનિમયથી જ ચાલતો. ધીમે ધીમે મિસર પરદેશો સાથે પણ વેપારથી સંકળાવા લાગ્યું. મિસર કાચો માલ (Raw materials) બહારથી આયાત કરતુ અને તેના ઉપર ઓપ ચઢાવીને ફરીથી તેની નિકાસ કરતુ. મિસરનું બજાર સીરિયા, ક્રીટ, સાયપ્રસના વેપારીઓથી ધમધમતુ રહેતું. ફીનિશિયાના વહાણો પણ નાઈલમા છેક થીબ્સ લગી આવતા.

**સિક્કા :** ઘણા સમય સુધી મિસરમાં ચલણી નાણાનો ઉપયોગ શરૂ થયો ન હતો. મોટા મોટા પગારદારોને પણ પગાર વસ્તુમાં જ ચૂકવવામાં આવતો. વેરા પણ તે જ રીતે ઉઘરાવવામા આવતા. રાજ્યનો ખજાનો પણ વસ્તુઓથી જ ઊભરાતો.

થુતમોસ ત્રીજાની વિજયયાત્રાઓ પછી જ્યારે મિસરમા કિંમતી ધાતુઓનો ભરાવો થવા માંડ્યો ત્યારે વેપારીઓ માલના બદલામાં સોનાના ગઠ્ઠા કે રીંગો વાપરતા થયા હતા. પણ આ ગઠ્ઠા કે રીંગોનું વજન દરેક લેવડદેવડ વખતે કરવાનું રહેતું. રાજ્ય તરફથી નિશ્ચિત કિંમતના સિક્કા ક્યારેય બહાર પાડવામાં આવ્યા ન હતા. કેટલાક વેપારીઓએ એવી શાખ જમાવી હતી કે, ઘણી વાર માલની દરેક લેવડદેવડ માટે કાયદેસરનું લખાણ હોવું જરૂરી હતું. એટલે આવા વેપારી લખાણો લખવાનું લહિયાઓને ખૂબ કામ રહેતું.

ઓગણીસમા અને વીસમા રાજવંશ દરમિયાન વેપારનો અત્યંત વિકાસ થયો હતો. મિસરનો તેના આસપાસના બધા દેશો જોડે વેપાર ચાલતો હતો. ઘણી વાર પરદેશના રાજાઓ પોતાના વેપારીઓને મિસરમાં સગવડ મળે તે માટે મિસરના રાજાઓને કિંમતી ભેટો મોકલતા.

**ખેતી અને ખેડૂતો :** ખેડૂતની સ્થિતિ અત્યંત દયાજનક હતી. મિસરનો ખેડૂત જે મહેનત કરી અને પરસેવો પાડીને મબલખ ધાન્ય ઉગાડીને મિસરનું પેટ ભરતો તે જાતે જ એ ધાન્યથી વંચિતરહેતો. નાઈલ નદીમાં દર વર્ષે નિયમિત આવતા પૂરને લીધે તેનો કાંપ ઠરતો. આ કાંપ ઠરીને જે જમીન ફળદ્રુપ બનતી તેમાં ખેડૂત ઓછી મહેનતે પુષ્કળ ધાન્ય ઉગાડી શકતો.

પણ આ મહેનતના બદલામાં તેના નસીબમાં પેટ ભરી ખાવાનું પણ ન હતું, કારણ દેશની બધી જ જમીન રાજાની માલિકીની હતી. રાજાની કૃપા યાચીને ખેડૂત થોડી જમીન ઉપર ખેતી કરતો પણ તેના બદલામાં તેની ઊપજનો દસથી વીસ ટકા ભાગ રાજાને આપી દેવો પડતો. રાજા પછી ઉમરાવો, જાગીરદારો અને ધર્મગુરુઓ જમીનની માલિકીના હક્કો ભોગવતા. તેઓ પણ ખેડૂતો પાસે મજૂરી કરાવી ઊપજનો મોટો ભાગ લઈ લેતા.

ખેડૂતોને ખેતી ઉપરાંત વેઠે મજૂરી પણ કરવી પડતી તેમાં નહેર ખોદવી, રસ્તા બાંધવા, સાફી જમીન ખેડવી, પિરમિડો માટે વજનદાર પથ્થરો–ઓબેલિસ્કો ખેંચવા, વગેરે કામોનો સમાવેશ થતો.

આ પરિસ્થિતિમાંથી છૂટવાનો કોઈ જ માર્ગ ન હતો. તેથી મોટા ભાગના ખેડૂતો પોતાનું દુર્ભાગ્ય અંદરથી ખૂબ જ વ્યગ્ર રહેવા છતાં બહારથી મૌન સેવી શાંતિથી સ્વીકારી લેતા. મોટા ભાગના ખેડૂતો તો લડાઈમાં જિતાયેલા કેદીઓ અથવા તો દેવા પેટે વેચાયેલા ગુલામો હતા. ઘણી વાર ગુલામો પકડવા માટે દરોડા પાડવામાં આવતા. બહારથી કેદી તરીકે પકડી લવાયેલાં સ્ત્રીઓ અને બાળકોનાં જાહેર લીલામ થતાં

## આર્થિક સ્થિતિ

આપણે આગળ જોયું કે મિસરમાં ખેતીનો ધંધો વેપાર કરતાં વધુ લાભદાયી હતો. આથી મિસરમાં વેપારનો વિકાસ મેસોપોટેમિયા કરતાં ઓછો થયો હતો. મુખ્ય વેપાર નાઈલ નદીને કિનારે કિનારે જ ચાલતો હતો. મિસર ખનિજ પદાર્થોથી વંચિત હતું તેથી ખનિજ દ્રવ્યો તે અરબસ્તાન અને નુબિયામાંથી મંગાવતું. આ ખનિજ દ્રવ્યો મેળવવા ખૂબ દૂર જવું પડતું. તેથી ખાનગી સાહસો તેમાં રસ લેતા નહી. વર્ષો સુધી આ ઇજારો સરકારનો જ હતો. ખાણમાંથી તાંબું બહુ થોડા પ્રમાણમાં કાઢવામાં આવતું. લોખંડ હિતાઈત લોકો પાસેથી આયાત કરવામા આવતું. નુબિયાના પૂર્વ કિનારા પરની ખાણોમાંથી સોનું મેળવવામાં આવતું.

મિસરવાસીઓ પ્રાચીન કાલથી જ તાંબામા કલાઈ ઉમેરી કાંસું બનાવવાનું જાણતા હતા. તેઓ તલવાર, બખ્તર, શિરસ્ત્રાણ, વગેરે કાંસાનાં જ બનાવતા. પછીથી પૈડાં, ચક્કર, ગરગડી, રોલર, સંઘાડો, આટાવાળા ખીલા, શારડી, ઊંટડો, વગેરે ઓજારો પણ કાંસાનાં બનાવતા થયા હતા.

મિસરના કારીગરો ઈંટ, સિમેન્ટ, પ્લાસ્ટર ઓફ પેરિસ બનાવી જાણતા તેઓ માટીના વાસણો ઉપર ચળકાટ લાવી શકતા, અને ગરમ કાચમા હવા ફૂકી તેને આકાર આપી શકતા તેઓ લાકડા ઉપર સુદર નક્શીકામ પણ કરી જાણતા તેઓ લાકડામાથી વહાણ, ગાડી, ખુરશી, પલગ, મડદાપેટી, વગેરે બનાવતા

આ ઉપરાંત તેઓ પ્રાણીઓના ચામડામાથી કોટ, તીર મૂકવા માટે ભાથા બખ્તર, બેડો, વગેરે પણ બનાવી જાણતા કબરની દીવાલો ઉપર ચમારની દુકાનના અનેક ચિત્રો મળી આવે છે ચમારો ચામડુ કાપવા માટે જે વાકી છરી વાપરતા તેવી જ છરી હજી આજે પણ મોચી લોકો વાપરે છે

મિસરના કારીગરો પેપીરસના ઝાડમાથી ચાદરો, પગરખા, કાગળ વગેરે બનાવતા તેમને વારનીશ અને એનેમલ કરતા પણ આવડતુ હતુ

મિસરના વણકરો અતિશય ઝીણ કાપડ વણી જાણતા લગભગ ચાર હજાર વર્ષ પહેલા વણાયેલા કાપડના જે થોડા નમૂના મળે છે તે કાળની અસરને લીધે ખવાઈ ગયા હોવા છતા હજી પણ તેના તાણાવાણા જોવા માટે સૂક્ષ્મદર્શક કાચ વાપરવો પડે છે

મિસરના કારીગરોનો સમુદાય સ્વતત્ર માણસો તેમજ ગુલામોનો બનેલો હતો ભારતની માફક મિસરમા પણ દરેક કારીગર વર્ગની જુદી જુદી નાત હતી ઘણે ભાગે પુત્ર પિતાના જ ધધામા જોડાતો

મિસરના રાજાઓ લડાઈઓ લડ્યા કરતા પરિણામે હજારો કેદીઓ આવ્યા જ કરતા કેદીઓના સખ્યાબળને લીધે જ મકાન સ્થાપત્યો ઊભા થઈ શકતા આ કેદીઓનો ઉપયોગ મજૂરી કરવા માટે જ થતો[1] એમ કહેવાય છે કે રામીસીસ ત્રીજાએ લગભગ એક લાખ અને તેર હજાર ગુલામો દેવળને અર્પણ કરેલા હતા । સ્વતત્ર કારીગર અમુક મજૂરોના જૂથ રચતો તે (ઓવરસિયર) મજૂરીનો કરાર કરતો, પોતાના હાથ નીચેના મજૂરો પાસે તે કામ કરાવતો અને મજૂરી ચૂકવતો ઘણી વાર મજૂરો હડતાલ ઉપર પણ જતા મજૂરોને રોજી મળતા જ્યારે ઘણી વાર થતી ત્યારે તેઓ ઓવરસિયરને ધમકી પણ આપતા આથી કામદારોને સગતિ રાખવા ઓવરસિયરોમા કામ કરાવવાની કુનેહ અને ડહાપણની આવશ્યકતા રહેતી

---

૧ વીલ ડુરા અવર ઓરિયેન્ટલ હેરિટેજ, પૃ ૧૫૯

મિસરના સ્થપતિઓનું ઇજનેરીનું જ્ઞાન ગ્રીકો, રોમનો અને ઔદ્યોગિક ક્રાંતિ પહેલાંના અન્ય યુરોપિયન લોકો કરતાં વધારે હતું. મોટી મોટી નહેરો છેક નાઈલથી તે રાતા સમુદ્ર સુધીની ખોદવામાં આવી હતી. મોટા મોટા વજનદાર ઓબેલિસ્કો દૂર દૂરથી મિસરમાં લાવવામા આવતા. પિરામિડો બાંધવા માટે વજનદાર પથ્થરો ગ્રીઝ લગાડેલા લાકડાના પાટ્યા ઉપર થઈને ખેંચવામાં આવતા અને ઢાળ પર થઈને તેમને યથાસ્થાને ગોઠવવામાં આવતા. આ બધાં અનહદ મજૂરી માગી લેતાં કામો હજારો ગુલામોના બાહુબળ વડે જ પૂરાં કરવામાં આવતા. મજૂરી માટે પૂરતા પ્રમાણમાં મજૂરો મળી રહેતા એટલે મશીનોની જરૂર પણ ઓછી પડતી.

મિસરનો મુખ્ય વેપાર જળમાર્ગે જ ચાલતો. જમીનમાર્ગે જે થોડો ઘણો ચાલતો તેમાં માલની હેરફેર મનુષ્યો દ્વારા જ થતી. પછીથી માલ લઈ જવા માટે ગધેડાનો ઉપયોગ શરૂ થયો હતો. ઘોડાનો ઉપયોગ તો છેક હિક્સોસ લોકો આવ્યા ત્યાર પછી શરૂ થયો હતો. ગરીબ માણસ મુસાફરી પગે ચાલીને જ કરતો, કોઈક વાર સાદી હોડીનો ઉપયોગ કરતો. પૈસાદાર માનવીઓ બહાર જતા ત્યારે પાલખીમાં બેસતા અને એ પાલખીના દાંડા પોતાના ખભા ઉપર ઊંચકીને ગુલામો ચાલતા. પછીથી તેઓ રથમાં બેસીને ફરવા જતા.

## સમાજ

**પ્રજા:** આપણે આગળ જોઈ ગયા કે મિસરની પ્રજા મિશ્ર જાતિની હતી. તેમનાં મોં લંબગોળ અને ઊંડી આંખોવાળાં હતાં. તેઓ જાડા હોઠ, આગળ પડતી હડપચી, ટૂંકા નાક અને સુદૃઢ બાંધો ધરાવતા. તેમના વાળ કાળા અને ઘણુંખરું ભીના હતા. તેમની ચામડીનો રંગ લાલ–બદામી હતો. તેઓ સેમિટિક ભાષા બોલતા. ઉચ્ચ વર્ગના લોકો પાતળા અને ફેશનવાળા હતા. તેઓ મૂળ તો રંગે ગોરા હતા પણ મિસરના બળબળતા તાપમાં નાહીનાહીને તેમની ચામડી બદામી રંગની થઈ જતી. સ્ત્રીઓ પોતાના વાળ કાપેલા રાખતી. પુરુષો ઉપલો હોઠ તેમજ દાઢી ચોખ્ખી રાખતા પણ માથે જાત જાતની વીગ પહેરતા. વીગ સારી રીતે પહેરી શકાય માટે પુરુષો ઘણી વાર માથા પરના વાળ પણ કઢાવી નંખાવતા. રાણીઓ પણ ઘણી વાર વીગ અને મુગટ સહેલાઈથી પહેરી શકાય માટે માથું મુંડાવેલું

રાખની. સાધારણ રીતે એવી પ્રણાલિકા હતી કે રાજાની વીગ સૌથી મોટી જ હોવી જોઈએ. વીગનો આકાર જમાના પ્રમાણે બદલાતો રહેતો.

**સૌંદર્ય-પ્રસાધનો :** મિસરના લોકો ગાલ ઉપર લાલી લગાવતા, તેમજ હોઠ અને નખ ઉપર પણ રંગ લગાવતા. માથામાં તેલ નાખતા. રાજા દાઢી, મૂછ રાખતો નહિ પણ ખાસ પ્રસંગે બનાવટી લાંબી અને સાંકડી દાઢી પહેરતો ઉચ્ચ અધિકારીઓ પણ ઘણી વાર બનાવટી દાઢી પહેરતા સ્ત્રીઓ વાળની ખૂબ કાળજી રાખતી વાળ સફેદ થતા અટકાવવા માટે તેલની જુદી જુદી બનાવટો વાપરતી મિસરી લોકો શરીરે તેલની માલિશ કરતા, આંખમાં કાજળ આંજતા તેમજ પોપચાં ઉપર પણ કાળો રંગ લગાવતા તેમની કબરોમાંથી શૃંગારના પ્રસાધનો, જેવા કે અરીસા, ટૅરપીનો, વાંકડિયા વાળ કરવા માટે કર્લર, કાંસકા, વગેરે ઘણુ મળી આવ્યું છે. અરીસા તાંબાના અને કાંસાના, લાકડા કે હાથીદાંતના હાથામાં બેસાડેલા મળી આવ્યા છે. અરીસાનો ચળકાટ ટકાવી રાખવા તેઓ તેને વપરાશ બાદ ચામડાના કવરમાં મૂકીને સાચવતા. તેઓ શરીર ઉપર છૂંદણા પણ છુંદાવતા. આ ઉપરાંત, તેઓ જુદી જુદી જાતના અત્તરો પણ વાપરતા. તેઓ અત્તર શરીર ઉપર તેમજ કપડા ઉપર પણ છાંટતા. ઘરને સુગંધિત કરવા માટે ધૂપ કરતા.

**પહેરવેશ :** છોકરાઓ તેમજ છોકરીઓ બાર વર્ષની ઉંમર સુધી નગ્ન ફરતા. મિસરમાં સોયની શોધ થઈ હોવા છતાં સીવણ અંગેનું એક પણ ચિત્ર મળતુ નથી તે ઘણું જ આશ્ચર્યકારક લાગે છે. સ્ત્રીઓ તો કપડા સીવેલાં જ પહેરતી હશે.[1] સ્ત્રીઓ બગલથી તે ઘૂંટી સુધી પહોંચતો લાંબો શણનો પોશાક પહેરતી. ખભા ઉપરના બે પટ્ટા વડે તે લટકતો રહેતો. ગળા આગળનો આકાર V આકારનો હતો. આવા ઝભ્ભાને બાજુમાં સીવણનો સાંધો અને નીચેની કિનારી વાળેલાં જ હશે. તેમ જ પટ્ટાની બે બાજુઓ V આકારની કિનારી તેમ જ બગલ નીચેના છેડા પણ શરીર સાથે ઘસાય નહિ માટે ઓટેલા હશે. સ્ત્રીઓ ઘણીવાર ફ્રોક ઉપર પાતળો ઝભ્ભો પહેરતી. સામ્રાજ્ય યુગ સુધી આ ઝભ્ભા સાદા જ હતા. નૂતન યુગમાં તેમાં ચપટીઓ રાખવામાં આવતી. પછીથી નીચેના સ્કર્ટની લંબાઈ વધારવામાં આવી હતી, ઉપરના ભાગમાં ટેનીસ બાંય અને કમરના ભાગમા કમરપટો

૧. માર્ગારેટ એ. મુરે, સ્પ્લેન્ડર ધેટ વોઝ ઇજિપ્ત પૃ. ૧૨૦ પ્લેટ નં. ૧. ૧,૨.

વીટાળીને શરૂ થયો હતો ઘણી વાર કમરપટાનો છેડો છેક પગ સુધી લબડતો રાખવામા આવતો

પુરુષો કમરપટાથી બાંધેલી ઢીંચણ સુધી પહોંચતી ટૂંકી લુંગી (કૌપીન) પહેરતા પ્રાચીન રાજ્ય દરમિયાન ઘણી વાર કૌપીનની પાટલીના ભાગમા ચપટીઓ રાખવામ આવતી સામંત યુગમા લુંગીની લંબાઈ વધારીને પીંડી સુધીની વધારવામા આવી હતી પણ નૂતન યુગના અંતમા ઇખ્નેતેનના સમય દરમિયાન લુંગીની પાટલીના ભાગમા ઘણી જ ચપટીઓ રાખવાની ફેશન શરૂ થઈ હતી[1] ઓગણત્રીસમા રાજ્યવંશનો રામીસીસ બીજો ગળાથી તે છેક ઘૂંટી સુધી પહોંચતો આખા શરીરને ઢાંકી દેતો લાંબો ઝભ્ભો પહેરતો ઝભ્ભાની બાંય ચપટીવાળી ટૂંકી અને ઘંટાકારની હતી આવો ઝભ્ભો સીવ્યા વગર તો ન જ બનાવી શકાય

કાપડ ઉપર ભરત ભરવાનું મિસરના લોકો જાણતા ન હતા, પણ છવ્વીસમા રાજ્યવંશનો અંકોડીથી ભરેલા ભરતકામનો નમૂનો (crochet) મળી આવ્યો છે એટલે પરદેશો સાથે સબંધ વધ્યા પછી તેનો ઉપયોગ શરૂ થયો હશે પણ ભરત ભરવાની ફેશન ખાસ પ્રચલિત ક્યારેય થઈ ન હતી ગૂંથવાનું પણ તેઓ છેક રોમન લોકોના સહવાસથી શીખ્યા હતા તેમના ગૂંથેલા મોજાં મળે છે આ મોજાંમા અંગૂઠા માટે જુદુ ખાનું હોય છે

ઘરેણાં :

મિસરની પ્રજા ઘરેણાંની શોખીન હતી સ્ત્રીઓ તેમજ પુરુષોને ઘરેણાંનો સરખો શોખ હતો તેઓ ગળામા, છાતી ઉપર હાથમા, કાંડા ઉપર અને ઘૂંટી ઉપર ઘરેણાં પહેરતા તેમની માળાઓ વૈવિધ્યસભરની છે તેઓ માળામા પેન્ડન્ટ પણ રાખતા તેઓ કિંમતી પથ્થરમાંથી પણ બ્રેસલેટ, વીંટી બનાવીને પહેરતા દરેક લહિયો તેમજ વેપારી પોતાની પાસે સોના કે ચાંદીનું સીલ રાખતો દરેક પુરુષ વીંટી પહેરતો સ્ત્રી માળા પહેરતી અઢારમા રાજ્યવંશ દરમિયાન તો એવી પ્રથા જ પડી ગઈ હતી કે દરેક સ્ત્રી, પુરુષ, છોકરી, છોકરાના માન વીંધેલા હોવા જ જોઈએ

ખોરાક :

પ્રાચીન રાજ્યની કબરોમા અર્પણ કરવામા આવેલી ખાદ્ય પદાર્થોની યાદીઓ મળી આવી છે તે પરથી તેમના ખોરાક વિશે થોડું ઘણું જાણી શકાય છે

1 સ્પ્લેન્ડર ધેટ વોઝ ઇજિપ્ત એમ એ મુરે (પ્લેટ XII)

આ યાદીમાં પંદર જાતની રોટી અને કેક ગણાવવામાં આવી છે. તે યાદી પરથી જણાય છે કે, તેઓ ખોરાકમાં મધનો સારો ઉપયોગ કરતા. શાકમાં ફક્ત કાંદાનો ઉપયોગ કરતા. માંસની નવ જાતો ગણાવવામાં આવી છે. તેઓ બતક, હંસ, કબૂતર, જળકુકડી પાળતા. તેઓ પનીર પણ બે જાતનાં બનાવતાં.

પાણી, બીઅર, દારૂનો ઉપયોગ પીણા તરીકે કરતા. બીઅરની ઘણી જાતો હતી. તેમાં કાળો બીઅર શ્રેષ્ઠ ગણાતો. યાદીમા પાંચ જાતના દારૂ વર્ણવેલા છે. ઓએસિસ (Oasis)માંથી બનતો દારૂ ઉત્તમ ગણાતો. સામાન્ય રીતે બધા જ લોકો દારૂ પીતા. જમ્યા પછી ફળો ખાવાનો રિવાજ પણ સામાન્ય હતો.

ખેડૂતોના ખોરાકમાં ફક્ત રોટી, કાંદા, પનીર અને માછલીનો જ સમાવેશ થતો. પાણીમાં તેઓ જવનો જ બીઅર પીતા.

**રહેઠાણ તેમજ નગરો :**

મિસરવાસીઓએ તેમનાં રહેવાનાં ઘર બહુ જ જલદીથી નાશ પામે તેવી સામગ્રીથી બાંધ્યાં હશે; કારણ તેમનાં ઘરોનો એક પણ નમૂનો ટકયો નથી. તેમણે ઘર ઈંટોથી બાંધ્યાં હશે. બારમા રાજવંશના સમયનાં ઘરો વિષે થોડું જાણવા મળે છે. આ સમયનાં ઘર એક માળવાળાં હશે. ઘરની આગળ ખુલ્લો ચોક હોય છે. ઘરને વરંડા પણ હોય છે. માળવાળા ઘરને વરંડો ઉપર હોય છે. છાપરા ઉપર જવા માટે દાદર પણ હોય છે.

**નગરો :**

કાહૂન પાસે બારમા રાજવંશનું સૌથી પહેલું નગરઆયોજન જોવા મળે છે. નગરની વચ્ચોવચ્ચ દીવાલ છે જે નગરને બે ભાગમાં વહેંચે છે. પૂર્વ બાજુએ અધિકારી વર્ગનાં રહેઠાણ આવેલાં છે; જ્યારે પશ્ચિમ બાજુએ ગરીબ લોકોનાં ઘર આવેલાં છે. શહેરને ફરતી દીવાલ બાંધેલી છે. શહેરની બધી ગલીઓ એકબીજાને કાટખૂણે કાપે છે.

નગરના ઉત્તર ભાગમાં પાંચ મોટાં મોટાં ઘરો આવેલાં છે, જે એક બીજાને અડીને બાંધેલાં છે. આ દરેક ઘરનો વિસ્તાર ૧૩૮×૧૯૮ ફૂટ છે. ગલીમાં થઈને ઘરમાં પેસવાનો દરવાજો છે. ઘરમાં અનેક ઓરડાઓ આવેલા છે. ઘરની અંદરના ભાગમાં સ્ત્રીઓ માટે અલાયદી વ્યવસ્થા છે. કેટલાક ઓરડાઓની ભીંતો ઉપર આર્દ્રભિત્તચિત્ર દોરેલા છે.

બીજું એક નગર તેલ્લ-એલ-અમર્નાં આગળ ખોદકામ દરમિયાન મળી આવ્યું છે. આ બધાં શહેરો પિરામિડના બાંધકામ દરમિયાન ઊભાં કરવામાં

આવતાં અને પિરામિડ પૂરો થયા પછી અને રાજાના મૃત્યુ બાદ દફનવિધિ પછી લોકો એ શહેર ખાલી કરીને બીજે વસવાટ કરવા ચાલ્યા જતા. તેલ્લ-એલ-અમર્નાં આગળ મળી આવેલા નગરનું આયોજન કાહુન પાસે મળી આવેલા નગરના આયોજન જેવું જ છે. આ શહેરમાં બધાં ઘરો એક જ સરખા અને એકસરખા કદનાં છે. આ શહેરમા મોટું ઘર એક જ છે. તેમાં નીચે ચાર ઓરડા છે આ ઘરનું આગણું પણ ગલીમાં પડે છે. સામાન્ય રીતે મિસરના લોકોના ઘરનાં બારણાં મોટી શેરીઓમાં પડવાને બદલે નાની ગલીઓમાં જ પડતાં હશે એમ લાગે છે. આ મોટા ઘરના સપાટ છાપરા ઉપર એક નાનો ઓરડો છે જેનો ઉપયોગ કોઈ મહેમાન માટે વધારાના ઓરડા તરીકે થતો હશે. ઘરનો મુખ્ય દરવાજો લાકડાનો છે અને તે ખીલા ઉપર ફરે છે

આ શહેર પિરામિડ બાંધવા પૂરતું જ ઊભુ કરાયું હશે એમ માનવાનું કારણ એ છે કે, અહીંથી મળી આવેલા માટીનાં વાસણો તદ્દન સાદા જ, ફક્ત ઉપયોગિતાને અર્થે જ બનાવેલાં ચિનરામણ વગરના છે. શહેરનાં ઘરોની ભીંતોનો ઓસાર ઘણો જ નાનો છે.

**રાચરચીલું અને ફરનિચર :**

જૂનામાં જૂના રાચરચીલાના નમૂના તરીકે પહેલા રાજવંશની લાકડાની ચાર પગવાળી નીચી પલંગડી મળે છે. પલંગડીની વચ્ચેની જગ્યા તેઓ દોરીથી ગૂંથી લેતા હશે તેમ કલ્પના કરી શકાય છે. આવી જાતની પલંગડીઓ મિસરમા દરેક યુગે મળી આવે છે.

પલંગડીઓ ઉપરાંત ખુરશીઓ પણ મળે છે ખુરશીઓનો ઉપયોગ પહેલા ફક્ત રાજાઓ પૂરતો જ મર્યાદિત હશે અને તે પણ રાજગાદી તરીકે જ ઉપયોગમા લેવાની હશે. પ્રાચીન કાળની ખુરશીઓને વાંસો ટેકવવા માટે પાછળ પીઠ કે હાથ ટેકવવા માટે હાથા નથી હોતા. ત્રીજા રાજવંશના રાજા ઝોસરના સમયથી ઉમરાવો અને તેમની પત્નીઓ ખુરશીનો ઉપયોગ કરતાં થયા હતા. ખુરશીઓ એક બેઠક અને ઘણી વાર બે બેઠકવાળી પણ હોય છે. બે બેઠકવાળી ખુરશીઓ પતિપત્નીને સાથે બેસવા માટે વપરાતી હશે. વખત જતાં તેમાં પીઠ અને હાથા ઉમેરવામા આવ્યા. ખુરશીની સામે પગ મૂકવા માટે નીચા બાજોઠ પણ મૂકવામા આવતા.

ટેબલનો ઉપયોગ શરૂ થયો ન હતો, પણ પાણી કે દારૂના જગ મૂકવા માટે લાકડાના ઘોડા તો છેક પિરામિડ યુગથી વપરાશમાં હતા.

કપડાં મૂકવા માટે લાકડાની પેટીઓનો ઉપયોગ પણ સામાન્ય હતો.

પિરામિડ યુગમાં રાચરચીલાનો ઉપયોગ રાજા અને ઉમરાવો પૂરતો જ મર્યાદિત હતો પણ સામંતયુગથી તેનો ઉપયોગ સામાન્ય વર્ગ પણ કરવા લાગ્યો. સામંતયુગમાં ખુરશી ઉપર કોતરકામ કરીને તેને સુશોભિત બનાવવામાં આવી હતી. ખુરશીના ચાર પગ વચ્ચે સળિયા ગોઠવીને તેની મજબૂતાઈમાં પણ વધારો કરવામાં આવ્યો હતો. કબરોમાથી મળી આવેલી સુંદર નકશીકામવાળી ખુરશીઓ જે તે સમયની કલાકારીગરીના ઉચ્ચતમ નમૂનાઓ પૂરા પાડે છે. કેટલીક ખુરશીની બેઠક ચામડાની દોરીથી ગૂંથેલી છે.

પલંગોમાં પણ જમાને જમાને ફેરફાર થતા રહ્યા છે. પલંગો સહેજ ઢળતા થાય છે, જેમાં માથાનો ભાગ જરા ઊંચો હોય છે. રાજા તુતાન્ખેમોનની કબરમાંથી બાજોઠ, ખુરશી, પલંગ, પેટી, વગેરેના સુંદર નમૂના મળે છે.

મિસરના રાજાઓ રાજ્યના વહીવટ અંગે માહિતી મેળવવા માટે વારંવાર મુસાફરી કરતા રહેતા તેથી મુસાફરીમાં ઉપયોગી થઈ પડે તેવા એટલે કે વાળી શકાય તેવા બાજોઠ, પલંગ, વગેરે પણ મળી આવે છે.

**બગીચા અને ફૂલો :**

મિસરમાં બધાં જ મોટા ઘરો બગીચાવાળાં હતાં. મિસરના લોકોને બગીચાનો ઘણો શોખ હતો. મિસરના ઇતિહાસનો અભ્યાસ કરતાં જણાયું છે કે, તેમાં બાગબગીચાનો ઉલ્લેખ વારંવાર આવ્યા કરે છે. દેવળની આસપાસ પણ બગીચા રાખવામા આવતા હતા

મિસરી લોકોને ફૂલોમાં પણ ભૂરા કમળ પ્રત્યે સવિશેષ મમતા હતી. ભીંતચિત્રોમાં પણ કમળના ફૂલથી ભરેલાં કૂંડાં, જોવા મળે છે. સ્ત્રીઓ પોતાના વાળમા ભૂરા કે ગુલાબી રંગનાં કમળ ખોસતી. ખલાસીઓ પણ તેમના ગળાની આસપાસ લાંબી દાંડીવાળાં કમળ વીંટાળતા. નર્તકીઓ પણ શણગારમાં કમળને મહત્ત્વનુ સ્થાન આપતી.

નૂતન રાજ્યમાં રાજમહેલો, ખાનગી ઘરો , કબરોમાં કમળ તેમ જ કમળની ખીલતી કળીઓનાં ચિતરામણો ઘણા પ્રમાણમાં જોવા મળે છે. મિજબાની વખતે મહેમાનોના ગળામાં કમળના હાર આરોપી તેમનું સ્વાગત કરવામાં આવતું. કમળનાં ફૂલ તેમને એટલા પ્રિય હતાં કે એ આકૃતિનું તેઓ ઘરેણામાં પણ અનુકરણ કરતા.

કમળ ઉપરાંત બીજાં ફૂલોમાં ફરગેટ મી નોટ, બટર કપ, ભૂરા સેન્ટોરીઆ, મોગરા, વગેરેનો સમાવેશ થતો હતો.

નાના છોડનાઓ તેમ જ મોટા ઝાડ બહારથી મગાવીને તેમનો ઉછેર કરવામા આવતો હતો પ્રાગૈતિહાસિક કાળમા પણ દેવળના બગીચામા વાવવા માટે સુગધવાળા ઝાડ બહારથી મગાવીને રોપવામા આવતા હતા

આ ઉપરાત કપડ માટે શણ અને સ્ત્રીઓના નખ અને હથેળી રગવા માટે હીનાના છો (મેંદી) બહારથી મગાવીને ઉછેરવામા આવતા હતા

કબર ઉપર નિયમિત ફૂલ ચઢાવવાના રિવાજને લીધે તેના પરથી પણ ફૂલોના ઘણા અવશેષો મળી આવ્યા છે

**નોકરો**

પ્રથમ રાજવશ દરમિયાન માલિકની સાથે જીવતા દાસદાસીઓને પણ દફનાવવાનો રિવાજ હતો કારણ કબર પાસેના ખાડામાથી ઘણા સ્ત્રી પુરુષોના અસ્થિ મળી આવ્યા છે પછીના વખતમા દાસ દાસીઓના પૂતળા દફનાવવામા આવતા હતા

મોટા ઘરમા ઘણા નોકરો રાખવામા આવતા હતા રસોડાના ચિત્રોમા ઘણા સ્ત્રીપુરુષો રસોડામા કામ કરતા જણાય છે સ્ત્રીઓ રોટલી બનાવતી બાકીનુ બધુ કામ પુરુષ નોકરો કરતા ચિત્રમા તેઓ બતક, બગલા, વગેરે ભૂજતા ચીતરવામા આવ્યા હોય છે

મિસર રેતાળ પ્રદેશ હોઈ ત્યા બળતણની ઘણી તાણ રહેતી તેઓ સૂકી સરાટીઓનો બળતણ તરીકે ઉપયોગ કરતા હશે એમ લાગે અગ્નેના દરે ચિત્રમા એક રસોઈઓ અગ્નિ પ્રજ્વલિત રાખવા માટે પખો નાખતો જોવામા આવે છે

**દીવા–પ્રકાશનુ આયોજન**

મિસરના લોકો પ્રાચીન કાળમા માટીના કે ... મા દીવા પેટાવતા તેઓ ઘાસને વાળીને તેની વાટ બનાવતા વાટ બોળવા માટે પ્રાણીની ચરબી કે દીવેલ વાપરતા ઐતિહાસિક કાળમા તેઓ દીવાને ઊચા ઘોડા ઉપર ગોઠવતા ધાર્મિક ક્રિયાઓ વખતે પણ દીવા પેટાવવામા આવતા મૃત્યુતિથિ ઉજવતી વખતે પણ દીવાનો ઉપયોગ ખાસ કરવામા આવતો લગભગ અઢારમા રાજવશમા શબપેટીના માથા અને પગ આગળ દીવા મૂકેલા રાખવાનો રિવાજ હતો નૂતન યુગમા મીણબત્તીનો ઉપયોગ શરૂ થયો હતો

**ઘોડા અને રથ**

જ્યારે લગભગ અઢારમા રાજવશ દરમિયાન ઘોડા અને રથનો ઉપયોગ સારા પ્રમાણમા શરૂ થયો ત્યારે પૈસાદાર લોકો પણ અશ્વપાલ અને સારથીને નોકરીએ રાખવા લાગ્યા એમેનહોટેપ પહેલાના સૌ પ્રથમ રથમા જોવા મળે છે તુતાનખેમેનની કબરમાથી ૭ રથ મળી આવ્યા છે

રથનું માળખું લાકડાનું છે. તેના ઉપર ચામડું મઢેલું છે. રથની જમીન ચામડાની દોરીથી ગૂંથી લીધેલી છે, ને તેના ઉપર જાનવરનું ચામડું પાથરેલું છે. રથનાં પાછલા બે પેડાં આગલા પૈડા કરતા મોટા છે. રથના ચિત્રોમાં તેને બે ઘોડા જોડેલા હોય છે. ચારથી રથ ઊભો ઊભો જ હાંકે છે. રથમા રહીને યુદ્ધ કરનાર પણ ઊભો રહીને જ લડે છે. ઘોડા અને રથનાં ઘણાં ચિત્રો મળે છે. ઘોડાના નાકમાં લગામ ભરાવેલી હોય છે

**રમત-ગમતો.**

મિસરમા બધા વર્ગના લોકને રમતગમતનો શોખ હતો. પૈસાદાર લોકો શિકારે જતા. તેઓ શિકારી કૂતરા સાથે લઈ જતા અને ધનુષ્યબાણનો ઉપયોગ કરતા તેઓ બુમરેંગથી પક્ષીઓનો શિકાર કરતા. મોટી માછલીઓ પણ ભાલાથી મારતા.

મિસરમાં ઘોડાના આગમન સાથે રથમાં ફરવા જવાનો શોખ કેળવાવા લાગ્યો હતો. આજે જે અર્થમાં આપણે રમત-ગમતો કહીએ છીએ એવી રમતગમતો તે વખતે ન હતી તેઓ શિકારે જતા ત્યારે પત્ની અને બાળકોને પણ તેઓ સાથે લઈ જતા

સામાન્ય વર્ગના નાના છોકરા અને યુવાનો કુસ્તીની રમત રમતા. કુસ્તીનો દેખાવ બારમા રાજવંશનાં ઘણાં ચિત્રોમા જોવા મળે છે

સૈનિકો યુદ્ધ-નૃત્ય કરતા તે પણ એક પ્રકારની શારીરિક કસરત હતી. સ્થાનિક કુમાર દરેક સશક્ત મનુષ્યને આ કસરત કરાવતો.

ઘરમા બેસીને રમી શકાય તેવી એક ચોગઠાબાજીની જ રમત નોંધાયેલી છે. તે સિંહના આકારના ટુકડાઓથી રમવામા આવતી.

## સામાજિક સ્થિતિ

મિસરના સમાજનું વર્ગીકરણ નીચે પ્રમાણે હતું :

(૧) રાજા

(૨) ઉમરાવો અને ધર્મગુરુઓ

(૩) મધ્યમ વર્ગ, જેમાં વેપારીઓ, જાગીરદારો, કલાકારો, વગેરેનો સમાવેશ થતો

(૪) ગુલામો અને ખેડૂતો.

આવી સમાજરચનામા સ્વાભાવિક જ સૌથી નીચલા વર્ગનું શોષણ બેહદ હોય છે. તેવું જ મિસરમાં પણ હતું. ખેડૂતો અને ગુલામોની સ્થિતિ અત્યંત દયાજનક હતી.

મિસરના ભવ્ય પિરામિડો, દેવળો, ઓબેલીસ્ક્સ, સ્ફિંક્સ, વગેરે જોઈને મિસરની સંસ્કૃતિ પ્રત્યે અહોભાવ જાગે છે. પણ આની પાછળ કેટકેટલાં મજૂરો તેમ જ ગુલામોનાં લોહી રેડાયાં હશે તેની આપણને કલ્પના પણ આવી શકે તેમ નથી. તે જમાનામાં આવી તોતીંગ ઈમારતોમાં વપરાયેલા વજનદાર પથ્થરો બહારથી લાવવા અને તેમને બંધબેસતા કરી યથાસ્થાને ગોઠવવા એ નાનુંસનું કામ ન હતું. આજે તો આવા મોટા પથ્થરો ઊંચકવા માટે અનેક મશીનોની મદદ લઈ શકાય તેમ છે. તે જમાનામાં મજૂરો પોતાના બાહુબળ વડે જ આવા વજનદાર પથ્થરો ગ્રીઝ લગાડેલા લાકડાના ઢીમચા ઉપર થઈને ચઢાવતા.

**નૈતિક મૂલ્યો–લગ્ન :**

મિસરમાં એક જ લોહીનાં સગાં સાથે પરણવાનો રિવાજ સામાન્ય હતો. આનું એક મુખ્ય કારણ એ હતું કે, મિસરમાં વારસાહક્ક માતા પછી પુત્રીને મળતો. પરિણામે જ્યાં સુધી પત્ની હયાત હોય ત્યાં સુધી જ પતિ મિલકતનો ભોગવટો કરી શકતો. પત્નીના મૃત્યુ બાદ તે મિલકતના ભોગવટાનો હક્ક પુત્રી અને જમાઈનો રહેતો. મિલકત ઉપરનો ભોગવટો જતો કરવા કોણ તૈયાર થાય ? આથી મિસરમાં એકલોહીનાં સગા વચ્ચે લગ્નસંબંધ સામાન્ય પણે બંધાતો. આવું જ રાજગાદીનું પણ હતું. રાણીને જે પરણે તે જ રાજા થઈ શકતો. આથી રાજા ઘણી વાર પોતાની બહેન કે પુત્રી સાથે પણ લગ્ન કરીને ગાદી ટકાવી રાખતો. સામાન્ય લોકો પણ પોતાની સગી બહેન સાથે પરણવામાં કંઈ, અજુગતું લેખતા નહિ. મિસરના કાવ્યોમાં પણ ભાઈ અને બહેનનો અર્થ પ્રિયતમ અને પ્રિયતમા જ થાય છે.

રાજા મોટું જનાનખાનું રાખતો. તેમાં કેટલીક લડાઈમાં પકડેલી સ્ત્રીઓ, કેટલીક ઉમરાવોની પુત્રીઓ અને કેટલીક રાજાને ભેટ રૂપે મળેલી કન્યાઓ હતી.

રાજાનું જોઈને ઉમરાવો પણ એક કરતા વધારે સ્ત્રી પરણતા.

સામાન્ય લોકો તો મોટે ભાગે એક જ સ્ત્રી પરણતા. તેમનું કુટુંબજીવન એકંદરે સુવ્યવસ્થિત અને સુખી હતું. પતિપત્ની ભાગ્યે જ છૂટાછેડા લેતા. લગ્નજીવન દરમિયાન પત્ની બેવફા પુરવાર થાય તો પતિ કોઈ પણ જાતના વળતર વગર તેને છૂટાછેડા આપી શકતા. પણ જો કોઈ બીજા કારણસર છૂટાછેડા લે તો પત્નીને કુટુંબની મિલકતમાંથી અમુક ભાગ આપવો પડતો.

**સમાજમાં સ્ત્રીનું સ્થાન :**

મેકસમુલર લખે કે, " પ્રાચીન કે અર્વાચીન કોઈ પણ પ્રજાએ સ્ત્રીઓને કાયદેસરનું ઊંચું સ્થાન, નાઈલ નદીની ખીણમાં વસતાલોકો જેટલું આપ્યું નથી." સ્ત્રીઓ જાહેરમાં ખાણાપીણાની મોજ માણી શકતી. સ્ત્રીઓને જાહેરમાં છૂટથી હરવાફરવા દેવામા આવતી હતી. સ્ત્રીઓને સ્વતંત્ર ધંધો કે વેપાર કરવાની પણ છૂટ હતી. ગ્રીક મુસાફરો આટલી છૂટથી ટેવાયેલા ન હતા એટલે મિસરની સ્ત્રીઓની સ્વતંત્રતા જોઈને ખૂબ જ આશ્ચર્ય પામતા. તેઓ મિસરના પતિઓને 'કલાગરા કંથ' કહી તેમની મશ્કરી કરતા.

સ્ત્રીનું ઉચ્ચ સ્થાન સ્ત્રીને મળતા વારસાહક્કને જ આભારી હતુ. સમાજમાં તેમજ કુટુંબમા પણ સ્ત્રીનુ આગવું સ્થાન હતુ. સ્ત્રી ઘરની અધિષ્ઠાત્રી હતી, અને બધી જ મિલકત માતા પછી પુત્રીને મળતી. રાજકુટુંબમાં પણ જ્યા સુધી રાણી જીવિત હોય ત્યા સુધી જ રાજા રાજા તરીકે રહી શકતો. રાણીના મૃત્યુ બાદ રાજાને રાણીની વારસ, જે કોઈ પુત્રી કે બહેન હોય તેને પરણવુ પડતુ. પછી ભલે પુત્રી કે બહેનની ઉંમર ખૂબ નાની હોય. આથી ઊલટુ, જ્યારે રાજા મરણ પામતો ત્યારે તેના પુત્રને રાજા બનવા માટે રાજાની પત્ની એટલે કે માતાને પરણવું પડતું. એટલે મિસરમા પિતાપુત્રી અને માતાપુત્રના લગ્ન સામાન્ય હતાં આવાં લગ્નો કરવાનો હેતુ કુટુંબનો વારસો કુટુંબમાં જ જાળવવાનો હતો.

શાંતિના સમયમાં સ્ત્રીઓ પતિની સાથે મિલકતનો વહીવટ તપાસવા સાથે જતી અઢારમા રાજવંશ દરમિયાન સ્ત્રીપુરુષોની સમૃદ્ધ મિજબાનીઓ પણ ગોઠવાતી. મહેમાનો ખુરશી ઉપર બેસતા અને યુવાન છોકરીઓ તેમને પીરસતી અને તેમના ગળામાં સુગંધિત હાર પહેરાવતી. ઘણી વાર એકલી સ્ત્રીઓની મિજબાનીઓ પણ ગોઠવાતી તે વખતે સ્ત્રીઓ આરામથી નીચે કૂંડાળું વળીને બેસતી અને ગપ્પા મારતી.

પતિ જ્યારે શિકારે જતો ત્યારે ઘણી વાર પત્ની અને બાળકોને પણ સાથે લઈ જતો.[1] આવું એક ભીંતચિત્ર બ્રિટિશ મ્યુઝિયમમાં સંગ્રહાયેલું પણ છે.

હિક્સોસ લોકોના સંપર્ક પછી સ્ત્રીના સામાજિક વ્યવહારમા ફેર પડ્યો હતો. તેમનુ સ્થાન થોડું નીચું ઊતર્યું હતું અને તોલેમીના વખતમાં એટલો બધો ફેર પડ્યો હતો કે સ્ત્રીઓ પાસેથી છૂટાછેડા લેવાનો અધિકાર લઈ લેવામાં આવ્યો હતો. એકલા પુરુષો જ તે અધિકાર ભોગવવા લાગ્યા

1. સ્પ્લેંડર ધેટ વોઝ ઈજીપ્ત એમ એ મુરરે. પૃ. ૧૦૬.

હતા. જો કે આ ફેરફાર ફક્ત ઉપલા વર્ગમાં જ નોંધાયો છે. સામાન્ય લોકો તો સ્ત્રીના મૂળભૂત અધિકાર જ માન્ય રાખીને વ્યવહાર કરતા હતા.

મિસરમાં બાળહત્યાનું પ્રમાણ નહિવત્ હતું. જન્મેલા દરેક બાળકને ઉછેરવામાં આવતું. ડીઓડોરસના લખવા મુજબ, જે માતાપિતા ઉપર બાળહત્યાનો આરોપ આવતો તેમને કાયદા મુજબ મૃત બાળકને ત્રણ રાત અને ત્રણ દિવસ સુધી હાથમાં રાખીને ઊભા રહેવાની સજા કરવામાં આવતી.

અનેક છોકરાંઓને લીધે કુટુંબ ઘણું જ મોટું થતું. પૈસાદાર વર્ગના લોકોને તો પોતાનાં છોકરાંઓની ગણતરી કરવી અઘરી પડતી.

સંવનનની શરૂઆત પણ સ્ત્રીઓ જ કરતી. મિસરના સાહિત્યમાંથી મળતા પ્રેમકાવ્યો તેમજ પ્રેમપત્રો સામાન્યતઃ સ્ત્રીઓનાં જ લખેલાં છે. લગ્ન માટે પણ પહેલી પ્રસ્તાવના સ્ત્રીઓ જ કરતી. મિસરમાં સ્ત્રી–પુરુષો જાતીય સંબંધો વિષે છૂટથી ચર્ચા કરતાં. દેવળની દીવાલો ઉપર સ્ત્રીના અવયવોનાં ચિત્રો ચિતરવામાં આવતાં.[૧] મિસરમાં શબની પાસે મૃત માનવીના આનંદ માટે બીભત્સ સાહિત્ય પણ મૂકવામાં આવતું.

છોકરીઓ દસ વરસની ઉંમરે તો પરણવા જેવડી થઈ જતી. લગ્ન પહેલાં જાતીય સંબંધો છૂટથી બાંધી શકાતા. પુરુષો વચ્ચે પણ અકુદરતી સંબંધો સામાન્ય હતા.

નર્તકીઓનું સમાજમા માનભર્યું સ્થાન હતું. તેઓ સમાજનું મન અને તનથી મનોરંજન કરતી.

મિસરમાં નાના પાયા ઉપર ધાર્મિક વેશ્યાવૃત્તિ ચાલુ હતી. લગભગ રોમન લોકોના આગમન સુધી થીબ્સના ઉમરાવ કુટુંબની સુંદર છોકરીઓને દેવ એમોનને ખુશ કરવા માટે દેવળમાં અર્પણ કરવામાં આવતી. તેઓ "દેવદાસી" કહેવાતી. જ્યારે આ છોકરીઓ દેવને ખુશ કરવા લાયક રહેતી નહી એટલે કે ઘરડી થઈ જતી ત્યારે તેમને માનભેર દેવળમાંથી છૂટી કરવામાં આવતી. તેઓ બહાર આવીને લગ્ન કરી સમાજના સૌથી ઉપલા વર્ગમાં છૂટથી હરતીફરતી.

મિસરની દેવી ઈસીસ આદર્શ માતા અને પત્ની હતી. દરેક સ્ત્રીમાં ઈસીસનો આવિર્ભાવ જોવામાં આવતો તેથી જ સ્ત્રીનું મહત્ત્વ સવિશેષ હતું.

૧ વીલ ડુરા : "અવર ઓરિયેન્ટલ હેરિટેજ," પૃ. ૧૬૬.

સ્ત્રીઓને માટે ચાર ધંધા ખુલ્લા હતા :

(૧) પાદરીનો ધંધો (Priesthood).

(૨) દાયણનો ધંધો (Midwifery).

(૩) રાજિયા ગાવાનો ધંધો (Mourning).

(૪) નૃત્યનો ધંધો (Dancing).

શાહી યુવતીઓ ઘણી નાની ઉંમરથી નૃત્યકલા શીખતી. તેઓ પવિત્ર ગીતો ગાતી અને પવિત્ર નૃત્યો કરતી.

તે જમાનામાં દાયણો ઘણી જ બિનઅનુભવી હશે, કારણ કે સુવાવડ દરમિયાન માતા તેમ જ બાળકનું મરણપ્રમાણ ઘણું વધારે હતું.

રાજિયા ગાવાની તાલીમ છોકરીઓ યુવાન વયથી જ પ્રૌઢ સ્ત્રીઓ પાસેથી લેતી. ચિત્રમા તેઓ બંને હાથ ઊંચા રાખીને બની શકે તેટલા ઉંચા અવાજે રાજિયા ગાતી જોવામાં આવે છે.

નૃત્યની તાલીમ પણ છોકરીઓને બાળપણથી જ આપવામાં આવતી. છોકરાઓ નૃત્યની તાલીમ કેવી રીતે લેતા હશે તે વિષે ખાસ માહિતી નથી. દફનવિધિ વખતે પુરુષો નૃત્ય કરતા તેથી પુરુષો પણ તે ધંધામાં પડતા હશે એમ માનવાને કારણ છે.

દરેક મોટા ઘરમા સ્ત્રીનોકરો રાખવાનો રિવાજ હતો. જે લોકો એક જ નોકર રાખી શકતા તે હંમેશાં સ્ત્રીનોકર જ રાખતા. આ ગુલામ સ્ત્રી અનાજ દળવાથી માંડીને ઘરનું બધું જ મહેનતનું કામ કરતી.

સ્ત્રી વણવાનું તેમજ કાંતવાનું કામ પણ કરતી. ખેડૂતસ્ત્રીઓ માલ વેચવા બજારમાં પણ જતી.



# ધર્મ

મિસરના લોકો ઉપર ધર્મની પકડ ઘણી જ મજબૂત હતી. મિસરના ધર્મની વિસ્તૃત અસર તેની કલા, સાહિત્ય અને રાજ્ય ઉપર પડેલી છે. જો કે સામાજિક વાતાવરણની અસર ધર્મ ઉપર વધારે પડતી. જેમ જેમ સામાજિક સંજોગોમાં ફેરફાર થતો તેમ તેમ ધર્મનું બાહ્યાંગ પણ ફરતું રહેતું. આથી મિસરના ધર્મમાં જમાને જમાને ફેરફારો થતા રહ્યા.

બીજા દેશોની માફક જ મિસર પણ નાનાં નાનાં રાજ્યોમાંથી સામ્રાજ્યમાં પલટાયું હતું. પહેલાં દરેક નાનું રાજ્ય સ્વતંત્ર હતું. તેને પોતાનો દેવ અને રાજ્ય કરવા માટે રાજા હતો. મિસરના પ્રાચીન દેવગણોમાં દેવ કરતાં દેવીઓની સંખ્યા વધારે હતી. દરેક દેવદેવી પોતાના રાજ્યમાં સર્વોપરી હતાં. એક રીતે કહીએ તો, આ એકેશ્વરવાદ જ કહી શકાય. સ્થાનિક દેવ પોતાના રાજ્યમાં જ સર્વોપરી હતો. પોતાના રાજ્યની બહાર તેનું કોઈ વર્ચસ્ ન હતું.

આ દેવો અને દેવીઓ પશુ આકારનાં જ હતાં. દેવ જે તે રાજ્યનો સર્વોપરી હતો. એટલે લડાઈમાં હારજીત પણ દેવની જ ગણાતી.

વખત જતાં જ્યારે એક રાજ્ય બીજા રાજ્યમાં ભળી જવા લાગ્યાં ત્યારે દેવદેવીઓ પતિ–પત્ની, માતા–પુત્ર અથવા પિતા–પુત્રી બન્યાં.

ઘણી વાર વિજયી બનેલા લોકો હારેલા લોકોના દેવને માનભંગ પણ કરતા.

દરેક જુદી જુદી જાતિને પોતાનું એક પવિત્ર ચિહ્ન હતું. તેનો આકાર પશુનો હતો. એની જ તેઓ પૂજા કરતા. આ દેવનું માથું પશુનું અને શરીર મનુષ્યનું હતું. દા. ત., અનુબીસ, હોરસ. મિસરના લોકો પશુની પૂજા કરતા નહીં, પણ જે તે પશુમાં તે તે દેવનો આવિર્ભાવ જોતા. આ પવિત્ર પશુઓને તેઓ દેવળમાં પણ છૂટથી ફરવા દેતા–જેવી રીતે ભારતમાં ગાયને દેવળના આંગણામાં ફરવા દેવાય છે તેવી રીતે.

આમ, મિસરમાં આદિમ દેવો મુખ્યત: પશુરૂપે પૂજાતા. શરૂઆતથી તે છેવટ સુધી મિસરના ધર્મમાં ગણચિહ્નવાદ (totemism)નું મહત્ત્વ રહ્યું હતું.

મિસરના દેવોના ચાર પ્રકાર પડે છે :

(૧) સ્થાનિક દેવો : મૂળ પશુઓ જ પણ પછીથી પશુનું મોં અને માનવશરીર ધરાવતા દેવો.

(૨) ઓસિરીસ અને તેના સહાયક દેવો.

(૩) દેવળ વગરના દેવો : મૂળ ફક્ત રાજાના જ દેવ હતા.

(૪) સૂર્યદેવ અને તેને લગતા બીજા દેવો.

જો કે આ ચાર પ્રકારો એકબીજાથી તદ્દન જુદા તો પાડી શકાય તેમ છે જ નહી, કારણ અમુક દેવો જેમની પૂજા ફક્ત રાજા જ કરતો તે દેવોની પૂજા વખત જતાં સામાન્ય લોકો પણ કરતા થયા હતા. તો પણ છેવટ લગી રાજાના દેવ અને આમજનતાના દેવ તેમજ શાહી ઉત્સવો અને આમસમુદાયના ઉત્સવોમા થોડોક ફેરફાર તો રહેતો જ.

## સ્થાનિક દેવો :

મોટામા મોટો સ્થાનિક દેવ થીબ્સનો એમોન હતો. વખત જતાં આ દેવ સ્થાનિક દેવ મટી સારાય સામ્રાજ્યનો સર્વોપરી દેવ બન્યો હતો. એમોનનુ મોં હંસ કે મેંઢાનું હતું. મેંઢાના મોંવાળું રૂપ જ વધારે પ્રચલિત હતું, જે છેવટ સુધી કાયમ રહ્યું હતુ.

જેમ જેમ થીબ્સ શહેરની મહત્તા વધતી ગઈ તેમ તેમ એમોનની પણ ચડતી થઈ. અગિયારમા રાજવંશ દરમિયાન થીબ્સ મિસરનું પાટનગર હતું. અહીં મેન્તુહોતેપ ત્રીજાએ પિરામિડ તેમ જ વિશાળ દેવળ બંધાવ્યાં હતાં. બારમા વંશના સુવર્ણકાળ દરમિયાન ઘણા રાજાઓએ પોતાના નામ સાથે દેવ એમોનનુ નામ જોડેલુ હતું. હિક્સોસ લોકોના અમલ દરમિયાન દેશની સાથે એમોનની પણ પડતી થઈ હતી. પણ ફરીથી જ્યારે હિક્સોસ લોકોને હાંકી કાઢવામા મિસરના રાજાઓ સફળ થયા ત્યારે ફરીથી પાછું એમોનનું વર્ચસ્ પહેલા જેવુ જ સ્થપાયુ હતું. નાઈલ નદીને બને કાંઠે થીબ્સ નગરમાં એમોન માટે અનેક દેવળો બંધાયાં હતાં.

સ્થાનિક દેવોમા બીજા નંબરે બુબાસ્તીસ નગરની બિલાડીના માથાવાળી બાસ્ત નામની દેવી આવે છે. આ દેવીનું મહત્ત્વ પણ ધીમે ધીમે ખૂબ વધ્યું હતું. આ સ્થાનિક દેવી હતી તે જ બતાવે છે કે, તેની પૂજા પ્રાચીન કાળથી જ ચાલુ હશે દેવીને અર્પણ થયેલા દેવળના નામ પરથી

જ તે શહેરનું નામ પડેલું છે. મિસરના ઐતિહાસિક કાળમાં બુબાસ્તીસ મહત્ત્વનું નગર હતું. મહાન ખુફુ રાજાએ આ દેવીના દેવળના બાંધકામમાં સારો ફાળો આપેલો છે.

આ દેવીની પૂજા મિસરમાં બુબાસ્તીસ સિવાયના બીજા પ્રદેશોમાં પણ થતી હતી. બાવીસમા રાજવંશ દરમિયાન બુબાસ્તીસનો કુમાર શિસ્નાક પહેલો સત્તા ઉપર આવ્યો ત્યારે તેણે આ દેવીને મહત્ત્વનું સ્થાન આપ્યું. આખા દેશમાં તેની પૂજા થવા માંડી. પાછળથી દેવળના પાદરીઓએ આ દેવીને સિંહણના માથાવાળી સેખમેત દેવીની સાથે ભેળવી દેવાની કોશિશ કરી હતી.

રોમન લોકો આ દેવીની પૂજા ઈટાલીમાં લઈ ગયા. રોમ વગેરે શહેરોમાં આ દેવીના સંપ્રદાયની નિશાનીઓ મળે છે.

સ્થાનિક દેવોમાં મહત્તાની દૃષ્ટિએ થોથનો નંબર ત્રીજો આવે છે. એ વિદ્યાનો દેવ છે. આ દેવને અનેક ઉપનામો આપવામાં આવેલાં છે. જ્ઞાનની ઉપાસના કરવાવાળા લહિયાઓ, ઇજનેરો, જ્યોતિષીઓ, ખગોળશાસ્ત્રીઓ, અને ગણિતશાસ્ત્રીઓ, વગેરે થોથની પૂજા કરતા. એટલે મિસરના જ્ઞાન-પિપાસુ વર્ગમાં આ દેવને મહત્ત્વનું સ્થાન હતું. "થોથ" સમયનો માપક પણ લેખાતો અને ચંદ્ર પણ કુદરતી જ સમયમાપક હોવાથી ઘણી વાર થોથને ચંદ્રનો દેવ પણ કહેવામાં આવતો. અને તેથી જ થોથના માથા ઉપર ઘણી વાર ચંદ્રની બીજરેખા જેવાં શિંગડાં હોય છે. આ ઉપરાંત, થોથ જાદુનો દેવ હોવાથી મંત્રો દ્વારા તેનું આહ્વાન કરીને માંદા માનવીની માંદગી મટાડવા માટે પણ તેનો ઉપયોગ કરવામાં આવતો.

આ દેવનું મોં સારસ જેવા પ્રાણીનું હોય છે. થોથ પછી મેંફિસનો વૃષભદેવ એપીસ આવે છે. એપીસની પૂજા પણ પ્રાચીન કાળથી ચાલી આવતી હતી. મિસરમાં મુખ્ય ચાર વૃષભદેવો હતા: (૧) મેંફિસનો એપીસ, (૨) હિલિઓપિલીસનો મ્નેવીસ, (૩) હરમોંથિસનો બુચીસ અને (૪) કેનોપસનો સોનેરી વૃષભ. આ ચારેમાં મેંફિસના એપીસનું મહત્ત્વ સૌથી વધારે હતું.

આ વૃષભના શરીર ઉપર કેટલાંક વિશિષ્ટ લક્ષણો હોય છે. હિરોડોટસ નોંધે છે કે, જ્યારે જ્યારે આવાં વિશિષ્ટ લક્ષણોવાળા વૃષભનો જન્મ

થતો ત્યારે ત્યારે મિસરવાસીઓ આનંદોત્સવ ઊજવતા અને જાહેર રજા પાળતા.

એપીસ એ નાઈલ નદીનું જબીજું રૂપ હતું. અને તેથી જ એપીસને ઓસિરીસ સાથે સાંકળવામાં આવે છે. એપીસને ઓસિરીસના આત્મા તરીકે ઓળખવામાં આવતો.

એપીસ ઈશ્વરનો આત્મા મનાતો હોવાથી તેની દેવની જેમ જ પૂજા કરવામાં આવતી. આ દૈવીવૃષભને સ્વાભાવિક રીતે મરવા દેવાને બદલે તેને વિધિસર મારી નાખીને તેને સ્થાને નવા જન્મેલા વૃષભની પ્રતિષ્ઠા કરવામાં આવતી; જૂના વૃષભને મારી નાખીને તેના માંસની ઉજાણી કરવામાં આવતી; પછી તેની ચામડી, હાડકાં અને શરીરના બીજા અવયવોને મસાલા ભરીને શાહી દબદબાથી દફનાવવામાં આવતાં.

એપીસ-વૃષભોને દફનાવવાની જગા સેરાપીઅમ સક્કારામાં આવેલી છે. તે જમીનની નીચેના ભાગમાં છે. દરેક વૃષભને શબપેટીમાં જુદી કોટડીમાં દફનાવવામાં આવતો. દરેક કોટડીમાં એક તકતી રાખવામાં આવતી, જેના ઉપર કયા રાજાના કયા વર્ષ દરમિયાન તે વૃષભ જન્મ્યો અને ક્યારે મરી ગયો અને કેટલાં વર્ષ જીવ્યો તે નોંધવામાં આવતું. આ તકતીઓનું ઐતિહાસિક મહત્ત્વ ઘણું જ છે, કારણ રાજાઓના અનુક્રમ ગોઠવવામાં ને રાજ્યઅમલનાં વર્ષો જાણવા માટે તે ઘણી જ ઉપયોગી થઈ પડી છે.

### ઓસિરીસ :

દરેક દેશમાં સ્થાનિક દેવોની આસપાસ ધર્મ વણાયેલો હોય છે. લોકો ઉપર ધર્મની પકડ સાચવી રાખવા માટે જેમ જેમ વિચારોનો ફેરફાર થતો જાય તેમ તેમ ધાર્મિક માન્યતાઓ અને ધાર્મિક ક્રિયાઓમાં ફેરફાર થયા કરતો હોય છે. મિસરના ધર્મમાં આવા ફેરફારોના ત્રણ તબક્કા પડે છે.

(૧) પ્રાગૈતિહાસિક કાળમાં લગભગ ગાર્ઝિયન યુગમાં મનુષ્ય માનવભક્ષી મટી ખેતીની શરૂઆત કરી અનાજ ખાતો થયો ત્યારે તેણે વનસ્પતિમાં ઉદ્‌ભવતું પુનર્જીવન જોઈ તેમાં ઈશ્વરનો વાસ જોયો. આ જ ભાવના ઓસિરીસમાં સમાયેલી છે.

(૨) રાજાશાહી યુગમાં રાજાઓનું ગણચિહ્ન હોરસ (બાજ) હતું. આ લોકો બીજા લોકો કે જેમનાં ગણચિહ્ન મગર અને હિપોપોટેમસ હતાં

તેમની સાથે યુદ્ધ કરતા. મગર અને હિપોપોટેમસને "મેતેખ" નામથી પૂજતા. આમાંથી હોરસ અને મેતેખની દંતકથાનો ઉદ્ભવ થયો. પહેલાં આ દંતકથા ઓસિરીસની દંતકથાથી જુદી હતી. પણ પછીથી આ બંને સાથે સાંકળી લેવામાં આવી.

(૩) ધાર્મિક યુગપલટાનો ત્રીજો તબક્કો ત્રીજા કે ચોથા રાજવંશમાં શરૂ થયો. આ વખતે સૂર્યપૂજાની શરૂઆત થઈ.

મિસરના ધાર્મિક સંપ્રદાયોમાં ઓસિરીસ સંપ્રદાયનું આગવું મહત્ત્વ છે, કારણ આમાં સમાજના દરેક વર્ગને સ્થાન હતું.

### ઓસિરીસ અને રાજા :

ઓસિરીસની મૂળ ભાવના મનુષ્યમાં દૈવત્વ આરોપવાની છે. આવા દૈવી માનવને સ્વાભાવિક જ કુદરતી મૃત્યુ ન હોય. તેને ધાર્મિક વિધિ કરીને મારી નાખવો જોઈએ.

આ દૈવત્વનો અધિકારી રાજા જ હોઈ શકે. તેનામાં ઈશ્વરનો વાસ હોઈને ઈશ્વરનો જ અવતાર માનવામાં આવતો. મિસરમાં રાજાને ઈશ્વર જ માનવામાં આવતો. મિસરવાસીઓ ઈશ્વરને પોતાની સ્થૂલ નજરે જોઈ શકતા. મિસરમા રાજાની સામે કોઈ થઈ શકતું નહીં એનું એક જ કારણ હતું કે રાજા ઈશ્વર હતો એટલે રાજા સામે થવું તે ઈશ્વરની સામે થવા બરાબર હતું.

મિસરમાં દૈવી રાજાને અમુક મુદત સુધી જ રાજ્ય કરવા દેવામાં આવતું. મુદત પૂરી થતાં તેને ધાર્મિક સંસ્કરણ કરીને મારી નાખવામાં આવતો. પાછળથી આ રિવાજમાં સુધારો કરીને રાજાની અવેજીમાં બીજા માનવનો ભોગ આપવામાં આવતો. રાજાની અવેજી ભરનાર મનુષ્ય થોડોક વખત રાજાનો જ વૈભવ ભોગવતો અને એ વખત પૂરો થતાં તેને મારી નાખવામાં આવતો.

આ દૈવી માનવને મારવાની ત્રણ રીત હતી:

(૧) **હત્યા કરીને**: આમાં તેનું લોહી જમીન ઉપર પડવું જરૂરી હતું.

(૨) **જીવતો સળગાવીને** : આમાં તેનાં ફૂલ ભેગાં કરીને ખેતરોમાં ભભરાવવામાં આવતા.

(૩) ગૂંગળાવીને : આમાં તેના શરીરના ભાગો જુદા કરીને દેશના જુદા જુદા ભાગમાં દાટવામા આવતા.

**ઓસિરીસના સહાયક દેવો :**

આ દેવો ઓસિરીસ અને નુત (આકાશદેવી)ના બાળકો છે. આ દેવો પાંચ છે : ઓસિરીસ, ઈસીસ, નેપ્થીસ, હોરસ (અનુબીસ) અને સેનેખ. અનુબીસ–મૃત્યુ દેવ, સેતેખ–સંહારક દેવ, હોરસ–પ્રેમ કર્મનો યોજક, ઈસીસ અને નેપ્થીસ અંતિમ ક્રિયા વખતે વિલાપ કરનારી દેવીઓ. ઓસિરીસ વિષે મિસરમાં ઘણી દંતકથાઓ પ્રચલિત હતી.

ઓસિરીસની પૂજામાં માનવ–ભોગ પણ ધરાવવામાં આવતો. આમાં શ્રેષ્ઠ માનવ જ જોઈએ એટલે સ્વાભાવિક શ્રેષ્ઠ માનવ રાજા જ હતો. તેથી તેનો ભોગ ધરાવવામાં આવતો. પછીથી રાજાની અવેજીમાં બીજા માનવનો ભોગ ધરાવાતો. અઢારમા રાજવંશમાં માનવબલિનું સ્થાન પશુબલિ એ લીધું હતું.

દક્ષિણમાં એબીડોસ અને ઉત્તરમાં બુસિરીસ ઓસિરીસની પૂજાના કેન્દ્રો હતાં. બંને જગ્યાએ પૂજનવિધિમાં પણ ફેર હતો. એબીડોસમાં ઓસિરીસના મૃત્યુ ઉપર ભાર મુકાતો, જ્યારે બુસિરીસમાં તેના પુનર્જીવન ઉપર.

દેવી ઈસીસનો સંપ્રદાય પણ ઘણો પ્રચલિત હતો. આ દેવી અંગેની અનેક દંતકથાઓ પ્રચલિત હતી. ઈસીસ ઓસિરીસની બહેન અને પત્ની હતી. આ બંનેના પુત્રનું નામ હોરસ હતું. મિસરવાસીઓ આ દેવીને ખૂબ ભાવથી પૂજતા. ઈસીસ આદર્શ માતા હતી એટલે છોકરાંનીમાંદગી દરમિયાન તેની ખાસ પ્રાર્થના કરવામાં આવતી.

**રાજાના દેવો :**

કેટલાક દેવો અસલના વખતમાં ફક્ત રાજાના દેવો ગણાતા, પરંતુ સમય જતાં તેમની ઉપાસના પ્રજામાં પણ વ્યાપક બની. આમાં બે મુખ્ય દેવીઓ છે. એક દક્ષિણની અને બીજી ઉત્તરની. દક્ષિણની દેવીનું કામ રાજાનું રક્ષણ કરવાનું હતું. આ દેવી નેખેબ્તને ગીધનું ચિહ્ન એ માટે હતું કે બધાં પક્ષીઓમાં તેની પાંખ સૌથી મોટી હોય છે, અને તે પાંખ પસારીને રાજાનું રક્ષણ કરેતી આ દેવી ફક્ત રાજાનું જ રક્ષણ કરતી, આમજનતાનું નહિ.

વાઝત નાગ દેવી ઉત્તરની હતી. તેનું કામ પણ રાજાનું રક્ષણ કરવાનું હતું. નેખેબ્ત ફક્ત પાંખ પસારીને રાજાને રક્ષણ આપતી જ્યારે વાઝત દુશ્મન ઉપર હુમલો કરીને રાજાને રક્ષણ આપતી. ફેણવાળા નાગનું ચિહ્ન દરેક રાજા પોતાના મુગટમાં રાખતો.

દક્ષિણના રાજાઓ મુગટમાં ગીધનું ચિહ્ન રાખતા, જ્યારે ઉત્તરના રાજાઓ પોતાના મુગટમાં નાગનું ચિહ્ન રાખતા. જ્યારે ઉત્તર અને દક્ષિણ એક થયાં ત્યારે મુગટમાં બંને ચિહ્નો રાખવામાં આવતાં.

કરતો થયો હતો. પણ સૂર્યદેવની પૂજાની સાથે સ્થાનિક દેવનું મહત્ત્વ ન ઘટે તે માટે સ્થાનિક દેવના નામની પાછળ 'રે'નું નામ ઉમેરવામાં આવ્યું હતું. દા.ત., એમોન–રે, સેબેક–રે, વગેરે મોટા ભાગની દેવીઓને દેવી ઈસીસમાં ભેળવી દેવામાં આવી હતી.

આ સૂર્યદેવ અંગે ઘણી દંતકથાઓ પ્રચલિત હતી. એક દંતકથા પ્રમાણે સૂર્ય આકાશદેવી નુતનો પુત્ર હતો. તે રોજ સવારે જન્મતો અને રાત્રે મરી જતો. આ દેવ અંગેની બીજી એક માન્યતા એવી હતી કે, સૂર્ય સવારથી આકાશી નાઈલમાં વહાણમાં બેસીને સ્વર્ગમાં ફરતો. દિવસ દરમિયાનની મુસાફરી કોઈ પણ ખાસ બનાવ વગરની થતી. પણ રાતની મુસાફરીમાં તેને એપોફિસ નામના ભયંકર નાગનો બહુ જ ભય રહેતો, કારણ આ નાગ દેવને મારી નાખવા હંમેશા તત્પર રહેતો.

લગભગ ત્રીજા રાજવંશથી સૂર્યપૂજાની શરૂઆત થઈ હતી. ઓન (ગ્રીક લોકોનું હિલિઓપોલીસ) એ સૂર્યપૂજાનું કેન્દ્ર હતું. સૂર્યદેવને સૌથી પહેલું મંદિર પાંચમા રાજવંશ દરમિયાન અર્પણ થયેલું છે. આ મંદિરમાં પિરામિડના આકારનો એક પથ્થર છે. એને પથ્થરના ઊંચા દાંડા ઉપર ગોઠવવાથી ઓબેલિસ્ક બને છે. આ ઓબેલિસ્કની પૂજા તેઓ કરતા. પહેલાંનાં ઓબેલિસ્કો ટૂંકાં હોય છે અને તે લંબચોરસ પીઠિકા ઉપર ગોઠવેલાં હોય છે. એની પિરામિડ ઘાટની ટોચમાં એક ચક્ર ગોઠવવામાં આવતું. એ ચક્ર ઢોળવાળી ધાતુનું હોઈ એમાં સૂર્યનાં કિરણો પ્રતિબિંબિત થતાં. આથી ઉપાસકોને એ પ્રતિમામાં સાક્ષાત સૂર્યદેવ રહેલા હોય અને એમનાં તેજસ્વી ખની પ્રભાનું દર્શન થતું હોય એવો ભાસ થતો.

મિસરના ધર્મમાં આ બધા દેવો ઉપરાંત નક્ષત્રો, આકાશ, તારાગણો વગેરેને પણ સ્થાન હતું. મિસરના લોકો અમુક વૃક્ષને પણ પવિત્ર માનતા. તાડ વૃક્ષ (Palm–tree) રણમાં તેમને છાંયો આપતું તેથી તેને પવિત્ર ગણતા. રેતીના રણમાં ક્યાંક ક્યાંક નીકળતા મીઠા પાણીના વીરડાને પણ તેઓ પવિત્ર ગણતા અને તેમની પૂજા કરતા.

ધીરે ધીરે બધા દેવો માનવનું રૂપ લેવા લાગ્યા એના કરતાં કેટલાક માનવોને દેવત્વ અર્પણ કરવામાં આવ્યું એમ કહેવું વધારે ઉચિત લાગે

છે. આ માનવ–દેવોને સામાન્ય મનુષ્યની જેમ જ ભૂખ લાગતી ને તેઓ ખોરાક લેતા, તરસ્યા થતા અને પાણી પીતા. આ ઉપરાંત તેઓ પ્રેમ કરતા અને જાતીય સુખ ભોગવતા. તેમનામાં પણ વેર, ઈર્ષા, તિરસ્કાર, વગેરે હતાં. આ દેવો ઘરડા થતા અને મરી પણ જતા. દા. ત., ઓસિરીસ. આ દેવ દર વર્ષે મૃત્યુ પામતો અને પુનર્જીવિત થતો.

મિસરના લોકો નાઈલનેઓસિરીસ તરીકે પૂજતા. તેઓ વૃષભમાં પણ ઓસિરીસનો આવિર્ભાવ જોતા. વૃષભને તેઓ ખૂબ જ પવિત્ર ગણતા અને ભક્તિપૂર્વક તેની પૂજા કરતા. વૃષભનું મહત્વ તેની પ્રજનન શક્તિને લીધે સવિશેષ હતું. વૃષભ શક્તિનો અવતાર હતો. તેઓ વૃષભને પ્રકૃતિની સર્જક શક્તિનું પ્રતીક માનતા. લિંગપૂજાનાં શિલ્પ દેવળોની દીવાલો ઉપર પણ અંકિત કરેલાં હોય છે.

**ધર્મગુરુઓ :**

આપણે આગળ જોઈ ગયા કે રાજા દેવાંશી હતો અને તેથી તે વડો ધર્મગુરુ હતો. દરેક ધાર્મિક ક્રિયાઓમાં તેમજ ઉત્સવોમાં તે મોખરે રહેતો. રાજામાં રહેલા દેવી તત્વને લીધે જ તે લાંબા વખત સુધી રાજ્ય કરી શકતો.

આથી ધર્મગુરુઓ રાજગાદીના ટેકેદારો હતા. તેઓ સામાજિક વ્યવસ્થા પણ જાળવતા. મિસરમાં ધર્મગુરુઓનો એક જુદો વર્ગ જ હતો. તેઓ આમ-જનતાને જાદુ અને વિશિષ્ટ કર્મકાંડો દ્વારા દેવ સમીપ પહોંચાડતા. આ હોદ્દો પરંપરાગત હતો. આથી જ તેનો જુદો વર્ગ ઊભો થયો જેને લોકોની ધાર્મિક વૃત્તિએ અને રાજાની રાજકીય ઉદારતાએ પોષ્યો. લોકો તેમજ રાજાઓ ઉદાર હાથે દેવળોને દ્રવ્ય સમર્પણ કરે જ જતા. તેને લીધે આ વર્ગ ખૂબ જ પૈસાદાર થયો. ધર્મગુરુઓની સત્તા પણ અબાધિત હતી. ધીમે ધીમે તેમની સત્તા રાજાઓ અને સામંતો કરતાં પણ વધી ગઈ. અનાજ અને પીણા રૂપે ધરાવાતા ભોગો તેમનું પેટ ભરતા, દેવળની વિશાળ ઈમારતો તેમને રહેવાનાં ઘર પૂરાં પાડતી. દેવળની જમીનોમાંથી તેમને અઢળક આવક થતી. ઉપરાંત, આ વર્ગને મળતા ખાસ હક્કો–જેવા કે લશ્કરમાંથી, વેરામાંથી તેમજ વેઠે મજૂરી કરવામાંથી મુક્તિ–તેમને સમાજમાં માનભર્યું અને ગૌરવવંતુ સ્થાન આપતા. જો કે આવા ખાસ હક્કો માટે તેઓ લાયકાત

ધરાવતા, કારણ કે તેઓ મિસરના યુવાનોમાં શિક્ષણ, શિસ્ત, જ્ઞાન અને સંસ્કારનું સિંચન કરતા.

## પૂજનવિધિ :

દરેક દેવળમાં પૂજનવિધિ લગભગ સરખો જ હતો. દેવનો દૈનિક કાર્યક્રમ કંઈક આવો હતો. આ વિધિ વૈષ્ણવ મંદિરોના વિધિને ઘણો મળતો આવે છે.

સવારમાં દેવને પ્રાર્થના કરીને ઉઠાડવામાં આવતા તે પછી નિત્યકર્મ શરૂ થતું. તે પછી દેવને સુગંધિત પાણીથી નવડાવવામાં આવતા તે પછી કપડાં, મુગટ, વગેરે પહેરાવવામાં આવતાં અને ત્યાર પછી સવારનું ભોજન—જેને આપણે મંગળાભોગ કહીએ છીએ—ધરાવવામાં આવતું. ભોજન બાદ દેવને દેવળના ગર્ભગૃહમાં બેસાડવામાં આવતા. અહીં દેવની હાજરીમાં અટપટા મુકદ્દમાઓનો નિકાલ કરવામાં આવતો. આ ઉપરાંત, ભોગો પણ સ્વીકારવામાં આવતા.

બપોરે દેવને ઊંઘાડવામાં આવતા અથવા તો તેમની સમક્ષ ગીત-નૃત્યનો કાર્યક્રમ રજૂ કરવામાં આવતો. ગીતનૃત્યથી રીઝવીને દેવોને ઊંઘાડી દેવામાં આવતા.

સાંજે ફરીથી દેવ દર્શન દેતા. તે પછી સાંજનું ખાણું લેતા. આ ખાણા—શયનભોગ બાદ તેઓ રાતની નિંદ્રા લેતા. રાતે સૂતી વખતે કપડાં, મુગટ, વગેરે ઉતારી લેવામાં આવતાં. તે પછી તેમની સામે ધૂપ કરવામાં આવતો અને પ્રાર્થના ગવાયા બાદ ગર્ભદ્વારનાં બારણાં બંધ કરી દેવામાં આવતાં જેથી દેવ શાંતિથી ઊંઘી શકે.

કેટલાક ઉત્સવો દરમિયાન દેવોને દેવળમાંથી બહાર કાઢી વરઘોડારૂપે ફેરવવામાં આવતા.

દરેક દેવળને પોતપોતાના જુદા ઉત્સવો હતા, પણ દરેકનો પૂજનવિધિ લગભગ સરખો જ હતો. વિધિની વિગતોમાં દેવની જાતિ પ્રમાણે થોડો ઘણો ફેરફાર રહેતો.

દેવળના ઉત્સવો ઉપરાંત શાહી ઉત્સવો પણ યોજાતા. આ શાહી ઉત્સવોનું પ્રમાણ તેમ જ મહત્ત્વ ઘણું હતું.

**મરણોત્તર જીવનને લગતી માન્યતાઓ**

મિસરના લોકોના મત પ્રમાણે મનુષ્યના શરીરના ૭ આધ્યાત્મિક અંગો હતા

(૧) બા (આત્મા)
(૨) ચખુ (પ્રકાશ)
(૩) નામ
(૪) છાયા
(૫) હૃદય (બુદ્ધિ અને લાગણીનુ સ્થાન)
(૬) કા (શક્તિ)

માનવીને જો મૃત્યુ બાદ ફરી સજીવન થવાનુ હોય તો ઉપરની છયે વસ્તુઓ સાચવવી આવશ્યક ગણાતો વખત જતા આ માન્યતાઓ ખૂબ ગૂંચવાડાભરી બની પરિણામે દફનવિધિ પણ તેવો જ ગૂંચવાડાભર્યો બન્યો મિસરના લોકોની એક દૃઢ માન્યતા એ હતી કે જ્યારે ઉપર જણાવેલા છયે તત્ત્વો જે મૃત્યુ વખતે છૂટા પડી ગયા હોય છે તે બધાને ફરીથી ભેગા કરવામા આવે ત્યારે મૃત માનવી ઓસિરીસ સાથે એકરૂપ બને છે અને તેને ઓસિરીસ કહેવામા આવે છે જો કે મૃત માનવીને ફક્ત ઓસિરીસનુ નામ જ અર્પવામા આવે છે, ઓસિરીસના ગુણો નહિ કારણ તેને ક્યારેય દેવ તરીકે માનવામા આવતો નથી

ઉપર જણાવ્યા તે છયે તત્ત્વો સ્વતંત્ર તત્ત્વો હતા પણ તેમા સૌથી મહત્ત્વનુ તત્ત્વ "કા" (શક્તિ) હતુ "કા"ના ત્રણ અર્થ કરવામા આવતા હતા તેનો મૂળ અર્થ "શક્તિ" બીજો અર્થ "ખોરાક" પણ થતો હતો, ત્રીજો અર્થ "કાર્ય" પણ થતો આ "કા"નુ કદ મનુષ્ય કરતા નાનુ હોય છે કા–સ્વરૂપ માનવીના મૃત્યુ બાદ પણ જીવતુ રહે છે કા–સ્વરૂપને જીવવા માટે ખોરાક, પાણી અને રહેઠાણ તો જોઈએ જ આથી કા–સ્વરૂપને જિવાડવા માટે શબ આગળ ખોરાક, પાણી, વગેરે મૂકવાની જરૂરત પડતી અને રહેઠાણ માટે કબરની પણ જરૂર રહેતી

જેમ જેમ ઓસિરીસના સંપ્રદાયનો ફેલાવો થતો ગયો તેમ તેમ મરણોત્તર માન્યતાઓમા અનેક કલ્પનાઓ ઉમેરાતી ગઈ.

આ જગતમા તેમજ બીજા જગતમાં (સ્વર્ગમા) ઓસિરીસ ફળદ્રુપતા બક્ષનાર દેવ હતા. સ્વર્ગમા તો સુખ જ સુખ હતુ ત્યા કદાપિ દુકાળ પડતો નહી, પાક નિષ્ફળ જતો નહિ, કોઈને ભૂખનુ દુખ હતુ નહિ પણ આવા સ્વર્ગમા પ્રવેશ કરવા માટે મન જીવનની પરીક્ષા લેવામા આવતી આ પરીક્ષા કઈ રીતે લેવામા આવતી તે અઢારમા રાજવશના ધાર્મિક પેપેરી ઉપરનાં ચિત્રો ઉપરથી જાણી શકાય છે અને કે આવા ચિત્રોમા વિચારોના ઘણા ગોટાળા નજરે પડે છે.

ચિત્રમા એક ત્રાજવુ હોય છે. મૃત્યુદેવ "અનુબીસ" તોલનાર હોય છે. વજનની નોંધ રાખનાર "થોથ" ત્રાજવા પાસે ઊભેલો હોય છે "થોથ"ની પાછળ "એમેમ્ત" નામનો રાક્ષસ હોય છે. ત્રાજવામાં એક બાજુ સત્ય અને બીજી બાજુ હૃદય મૂકેલાં હોય છે. હૃદયનુ વજન જો જરા પણ ઓછું થાય તો એમેમ્ત તેને ખાઈ જવા તૈયાર જ હોય છે. ત્રાજવુ સમતોલ થાય તો જ મૃત માનવીને સ્વર્ગમાં પેસવાની અનુજ્ઞા મળે છે. ત્રાજવું સમતોલ ત્યારે જ થાય છે જ્યારે તેણે પૃથ્વી ઉપર જન્મ લીધા પછી કોઈનુ ખરાબ કર્યું ન હોય, દેવળમા ધરાવેલા ભોગોનો નાશ કર્યો ન હોય અને તેનામાં કોઈ પણ દુર્ગુણ ન હોય. પછી હોરસ મૃત માનવીનો હાથ પકડી તેને દેવ ઓસિરીસ સમક્ષ દોરી જાય છે. આ વખતે ઓસિરીસ આપણા શેષશાયી વિષ્ણુની માફક પાણી ઉપર મકેલા સિંહાસન ઉપર બેઠેલા હોય છે. હોરસ મૃત માનવીને ઓસિરીસ સમક્ષ લાવીને સ્વીકારવાની વિનંતી કરે છે. તે પછી મૃત માનવી પણ દેવને પ્રાર્થના કરે છે અને પોતાની નિર્દોષતા જાહેર કરે છે. આથી તેને સ્વર્ગમાં આવવાની રજા મળે છે. ઘણાં ચિત્રોમા તો મૃત માનવી ઓસિરીસના રાજ્યમાં આનંદથી જીવતો બતાવવામાં આવે છે.

જે જે માનવીઓ આ પરીક્ષામા નાપાસ થાય છે તેઓને હંમેશને માટે તેમની કબરની અંદર જ ભૂખ્યાતરસ્યા સડયા કરવાનું હોય છે. તેમને માટે પુનર્જીવિત થવાનું અશક્ય બને છે.

આ પરીક્ષામાં પસાર થવા માટે બુદ્ધિશાળી ધર્મગુરુઓએ અનેક નુસખા શોધી કાઢ્યા હતા જો ધર્મગુરુઓ પ્રસન્ન થાય અને તેમના આશીર્વાદ મળે તો નરકની યાતનામાંથી છૂટી શકાય એવાણ નુસખા નીચે પ્રમાણે છે તે જોઈએ

(૧) કબરમાં ખોરાક, પીણા, દાસદાસીઓ બગાબર મૂકવા

(૨) દેવને ખુશ કરવા તેમને ગમતા આકારના માછલી, બાજ, નાગ, સ્કેરબ[૧] વગેરેના માદળિયા મૂકવા

(૩) શબ પાસે ગતાત્માના માર્ગદર્શનનુ પુસ્તક (The Book of the Dead) મૂકવુ આ પુસ્તકમા ધર્મગુરુઓએ પ્રાર્થના, મંત્રો, જાદુના મંત્રો, વગેરે લખેલા છે મિસરમા ધર્મગુરુઓ આવા જાદુઈ મંત્રો, જંતરમંતર, ગૂઢ ક્રિયાકાંડો, વગેરે વેચતા લોકો પણ એવા અંધશ્રદ્ધાળુ હતા કે તેઓ આ મંત્રો ખરીદતા અને તેમા કહ્યા પ્રમાણે કરીને આત્માની મુક્તિ મેળવ્યાનો આનંદ માણતા



# મિસરનો ધર્મ

## મિસરનું ધાર્મિક સાહિત્ય :

સાહિત્ય-ગ્રંથોમાં મૃત્યુની ભયંકરતા અને ભીષણતા આબેહૂબ આલેખાયાં છે. આમાં પિરામીડ ટેક્ષ્ટ–એટલે કે પિરામિડની દીવાલો ઉપર અંકિત કરેલું સાહિત્ય અને ગતાત્માના માર્ગદર્શનનું પુસ્તક (The Book of the Dead)નો સમાવેશ થાય છે. આમાં આલેખાયેલાં જાદુઈ મંત્રો, જંતરમંતર, પ્રાર્થના, વગેરેનો ઉપયોગ કરીને મૃતાત્મા નરકની યાતનામાંથી છૂટવાનો પ્રયત્ન કરે છે. મિસરમાં ઈશ્વરની ઇચ્છા જાણવા માટે તેમજ ભવિષ્યકથન કરવા માટે જાદુનો બહોળા પ્રમાણમાં ઉપયોગ કરવામાં આવતો. ધર્મગુરુઓ સ્વપ્નના પ્રકાર ઉપરથી પણ ભવિષ્યકથન કરતા. જાદુનો મુખ્ય ઉપયોગ વશીકરણ કરવા માટે થતો. આ ઉપરાંત, દુશ્મન વ્યક્તિ તે મારી નાખવા માટે પણ અનેક ઉપાયો અજમાવાતા. આથી ઊલટુ, આવા ઉપાયો નિષ્ફળ બનાવવા માટે પણ જાદુના મંત્રો તેમજ ઉપાયો યોજવામાં આવતા. મિસરવાસીઓ પોતાને જાદુઈ મંત્રોથી કંઈ નુકસાન ન થાય તે માટે શરીર ઉપર તાવીજો પહેરતા અને ઘરનાં બારીબારણાં ઉપર પણ માદળિયાં લટકાવતા. આમ લોકોનાં અજ્ઞાન, વહેમી સ્વભાવ અને અંધ–શ્રદ્ધાળુપણાનો ધર્મગુરુઓ ખૂબ લાભ ઉઠાવતા.

મિસરવાસીઓની સૂર્ય વિષેની કલ્પના પણ અદ્ભુત છે. મિસરનો મુખ્ય વહેવાર જળમાર્ગે થતો, તેથી તેઓ સૂર્યને પણ હોડીમાં જ મુસાફરી કરતો કલ્પે છે. તેઓ એમ માનતા કે સૂર્ય દિવસે તેમજ રાત્રે પણ હોડીમાં જ મુસાફરી કર્યા કરે છે. રાત્રિ દરમિયાન સૂર્ય ડ્યુઅટ (duat) નામની બીજી દુનિયામાં મુસાફરી કરે છે. ડ્યુઅટ બાર ભાગમાં વહેંચાયેલી છે. દરેક વિભાગને પોતાનું નામ અને એ વિભાગમાં પેસવા માટેનો દરવાજો હોય છે. દરેક દરવાજે એક એક સંત્રી નીમેલો હોય છે. આ વિભાગો રાત્રિના બાર કલાકને મળતા આવે છે. સૂર્યદેવની હોડી દેવદેવીઓથી ભરેલી

(૧) એ જાતનો ઘાણનો ફરો.

હોય છે. તેઓ સૂર્યદેવ રાતું રક્ષણ કરે છે. દરેક વિભાગની દેવી પોતાના દરવાજામાં થઈને હોડી હંકારે છે. આ દેવીઓની મદદ વગર ખુદ સૂર્ય ભગવાન પણ વિભાગોમાંથી પસાર થઈ શકે તેમ નથી. મિસરના લોકો એમ માનતા કે, દરરોજ સૂર્યાસ્ત વખતે સૂર્ય મરી જાય છે. આ શબનું રક્ષણ કરીને દેવો રાતે હોડી હંકારે છે.

રાતની મુસાફરી દરમિયાન બે મોટા બનાવો બને છે. એક તો ભયંકર નાગ (Apophis) આ શબનો નાશ કરવાનો પ્રયત્ન કરે છે. પણ આ પ્રયત્ન હોડીમાં બેઠેલા દેવો નિષ્ફળ બનાવે છે. બીજો બનાવ તે સ્કેરબના રૂપમા ખેપ્રી શબની રાહ જુએ છે તે હોડી આવે છે ત્યારે ખેપ્રીનો આત્મા અને રાતો આત્મા ભેગા થાય છે. ખેપ્રી એટલે જીવન. આવી રીતે રાનો આત્મા પુનર્જીવિત થાય છે અને ફરીથી સૂર્યોદય વખતે સજીવન થાય છે. મિસરના પ્રદેશ ઉપર ઊગતી વખતે સૂર્યનું મૃત શરીર હોડીમાંથી ફેંકી દેવામાં આવે છે. આ કલ્પનામાં પણ અનેક ગોટાળા છે. દા. ત., એપોફીસનો નાશ થઈ શકતો નથી. દરરોજ રાત્રે એક જ જગ્યાએ તે રાની પ્રતીક્ષા કરે છે! ઉપરાંત રોજ રાત્રે સૂર્યની સાથે મુસાફરી કરતા દેવો હોડીમાંથી બહાર નીકળી ભયંકર નાગ એપોફીસને બાંધે, ભાલા ભોંકે છતાં પણ તે જ નાગ ફરી પાછો બીજી રાત્રિએ સૂર્યના શબનો નાશ કરવા હાજર જ હોય! આ બધું ઘણું જ બેહૂદું લાગે છે!

શરૂઆતમાં તો સૂર્યની સાથે રાત્રે મુસાફરી કરવાનો ફક્ત રાજાનો જ અધિકાર હતો. પણ વખત જતા આ અધિકાર ઉમરાવો તેમજ ધર્મગુરુઓને પણ મળ્યો. આ બધાના આત્માઓ સૂર્યની સાથે સૂર્યાસ્તથી સૂર્યોદય સુધી સાથે રહેતા. સૂર્યોદય થતાં આત્માઓ મૂળ માનવીની પાસે પાછા આવી જતા. મરણોત્તર જીવન વિષેની તેમની બીજી કલ્પના પુનરાવતારની હતી.[1] હિરોડોટસ લખે છે કે, "આત્મા અમર છે" એવું નિવેદન સૌ પ્રથમ કરનારા મિસરવાસીઓ જ હતા તેઓ માનતા કે, જ્યારે દેહ વિલય પામે છે ત્યારે ત્યારે આત્મા કોઈ બીજા પ્રાણીમા પ્રવેશ છે. અને આત્માનું અસ્તિત્વ ચાલુ જ રહે છે. પછી તે આત્મા પૃથ્વી, પાણી અને સ્વર્ગ ઉપરનાં જુદાં જુદાં પ્રાણીઓમાં પ્રવેશ્યા બાદ ફરીથી તે પાછો માનવશરીરમાં પ્રવેશે છે. આત્માને આ ચક્કર મારી બીજી વાર મનુષ્યના શરીરમાં પ્રવેશતાં ત્રણ હજાર વર્ષ લાગે છે.

દફનવિધિ :

આપણે આગળ જોઈ ગયા કે મિસરના ધર્મમાં આત્માના અમરત્વ ઉપર ખૂબ ભાર મૂકવામાં આવ્યો છે. જો ઓસિરીસ, નાઈલ પ્રત્યેક વનસ્પતિ પુનર્જીવિત થઈ શકે તો માનવી શા માટે નહિ ? કોઈ દિવસ માનવી પણ પુનર્જીવિત થશે એવી શ્રદ્ધાથી મિસરના લોકો તેમના શબોને મસાલા ભરીને કબરમાં સાચવીને મૂકતા. મસાલા ભરીને શબને સાચવવાનો રિવાજ પહેલાં ફક્ત રાજાઓ પૂરતો જ મર્યાદિત હતો. પછીથી પૈસાદાર વર્ગ પણ મસાલા ભરીને શબને સાચવવા લાગ્યો હતો. જો કે, મસાલા ભરીને આ શબોને સાચવવામાં ખર્ચો એટલો થતો કે સામાન્ય માનવી તો તે ખર્ચો વેઠી જ ન શકે. એટલા માટે પણ આ રિવાજ રાજાઓ અને પૈસાદાર વર્ગ પૂરતો જ મર્યાદિત રહ્યો હશે. ગરીબ લોકો તો તેમના શબોને રેતીમાં જ થોડા ખોરાક-પાણીના વાસણો સાથે દાટતા.

લગભગ ત્રીજા રાજવંશ દરમિયાન રાજાના શબને મસાલા ભરીને સાચવવાનો રિવાજ શરૂ થયો હતો. આ ઉપરાત સૂર્યપૂજા મોટી ઇમારતોમાં પથ્થરનો ઉપયોગ તેમજ રાજા માટે પિરામિડ અને ઉમરાવો માટે મસ્તબા બાંધવાની શરૂઆત પણ ત્રીજા રાજવંશ દરમિયાન જ થઈ. મસાલા ભરેલા શબને સાચવવા માટે ભવ્ય પિરામિડો ઊભા કરવામાં આવ્યા. આ પિરામિડો કિલ્લાની ગરજ સારતા. જ્યારે મૃત રાજા જીવિત થાય ત્યારે તેને ઉપયોગી થાય તે માટે શબ પાસે જીવનજરૂરિયાતની વસ્તુઓ ખોરાક, પીણાં, ઉપરાત મોજશોખના સાધનો પણ મૂકવામાં આવતા.

મસાલા ભરીને સાચવેલા શબને 'મમી' કહે છે અને મમીકરણની વિધિને 'મમીફિકેશન' કહેવામાં આવે છે. આમાં શરીરની અંદરના મગજ સિવાયના બીજા ભાગોને કાઢી લેવામાં આવ્યા બાદ તે પોલાણમાં મસાલા (સુગંધિત દ્રવ્યો, તેલના પોતાં વગેરે) પૂરવામાં આવતા. ત્યાર બાદ શબને કાપડમાં વીંટાળીને લાકડાની શબપેટીમાં મૂકવામાં આવતું. શરીરના અંદરના કાઢી લીધેલા અવયવોમાં પણ મસાલા ભરી કાપડ વીંટાળીને ચાર જુદી જુદી બરણીમાં અથવા તો ચાર ખાનાવાળી બરણી (Canopic jar)માં મૂકીને તેને શબની પાસે મૂકવામાં આવતી. આ વિધિ પિરામિડ યુગમાં પ્રચલિત હતી.

પણ સામંતયુગમાં ધર્મમાં જેમ જેમ સમાનતાવાદ પ્રસરતો ગયો તેમ તેમ શબને સાચવવાનો અધિકાર સામાન્ય જન પણ ભોગવતો થયો. ઉપર જણાવેલ તે વિધિ તો ઘણી મોંઘી હતી. તેમાં ખૂબ દ્રવ્યની જરૂર પડે તેમ હતું. તેથી તે વિધિ તો સામાન્ય પ્રજાજનને પરવડે તેમ ન હતી. તેથી મસાલા ભરીને શબ સાચવવાનું પૈસાદાર વર્ગને સોંપી આમવર્ગે સસ્તી રીત શોધી. આમાં શબના શરીરમાંથી એક એક અવયવ કાઢી લેવામાં આવતાં. ત્યાર બાદ (શબને) મીઠામાં કે ક્ષારી ચૂનામાં રાખતા. પછી તેને ઢાંકી બાજુ રાખી મનુષ્યાકારની જ શબપેટીમાં સુવાડતા. મનુષ્યાકારની પેટીને બીડી ડબ્બાની જેમ બંધ કરી શકાય તેવી પેટીમાં મૂકતા. આ બીજી પેટી ઉપર અંદરની અને બહારની બાજુએ પ્રાર્થનાઓ, મંત્રો અંકિત કરેલાં હોય છે. આ ઉપરાંત, મરનારની મિલકતના દેખાવો પણ દોરેલા હોય છે. આ શબપેટી ઉપરાંત ઘણી કબરોમાં જુદા જુદા કામમાં રોકાયેલા હોય તેવા નોકરોનાં લાકડાનાં પૂતળાં પણ મૂકેલાં હોય છે. આ યુગમાં મરનારની 'મમી'ના રૂપમાં નાના કદની મૂર્તિઓ પણ મળે છે. આ નાની મૂર્તિઓ મરનારના કા–સ્વરૂપનું પ્રતિનિધિત્વ ધરાવતી હોય છે.

સામ્રાજ્ય યુગમાં મમીફિકેશન–મસાલા ભરવાની વિધિમાં તેમજ દફનવિધિમાં ઘણો ફેરફાર નોંધાયેલો. આ ફેરફાર હિક્સોસ લોકોના સહવાસને આભારી હતો. આમાંના બે મુખ્ય ફેરફાર બરણી (Canopic jar) તેમજ મમીરૂપમાં મૂકવામાં આવતી મૂર્તિઓમાં નોંધાયા છે.

પ્રાચીન રાજ્ય દરમિયાન કેનોપિક બરણીઓનાં ઢાંકણ સાદાં જ હતાં; જ્યારે સામંતયુગમાં આ ઢાંકણ મનુષ્યના માથાના આકારનાં કરવામાં આવ્યાં. આ માથાં બને તેટલાં, મરનારના માથાને મળતાં બનાવવામાં આવતાં. તે પછી ચાર માથાવાળાં ઢાંકણ બનાવાયાં. આ ચાર માથાં હોરસના ચાર પુત્રોનું પ્રતિનિધિત્વ ધરાવતાં. ચાર માથાં જુદાં જુદાં હતાં : (૧) મનુષ્યનું (૨) વાંદરાનું (૩) શિયાળનું (૪) બાજનું. આ ચાર માથાં ચાર દેવીઓ–ઇસીસ, નેપ્થીસ, નેથ અને સેલકેતની દેખરેખ નીચે ગોઠવવામાં આવતાં. આ દેવીઓ મૃત માનવીનું રક્ષણ કરતી એમ માનવામાં આવતું.

બીજો ફેરફાર નાની નાની મૂર્તિઓનો હતો. આ મૂર્તિઓ પહેલાં તો મરનારને મળતી આવતી, પણ પછીથી તે નોકરોની આકૃતિઓને મળતી થઈ. ઉપરાંત, આ મૂર્તિઓ ઉપર મરનારનું નામ અંકિત કરવામાં આવતું.

એકવીસમા રાજવંશ દરમિયાન ઉચ્ચ વર્ગના લોકોનાં શબોમાં મસાલા ભરવાની વિધિમાં ફેરફાર કરવામાં આવ્યો હતો. આમાં શબ જાણે કે જીવતું હોય એમ દેખાડવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. આમાં શબના શરીરની ચામડી ઉપર ચાગે મૂકીને અંદર માટી પૂરવામાં આવતી. આ તરકીબથી ગાલ ભરેલા લાગે તે પછી તેના મોં ઉપર રંગ લગાડવામાં આવતો. આ રાજવંશ દરમિયાન મમી ઉપર તાવીજો બાંધવાનો રિવાજ પણ શરૂ થયો હતો. નાના કદની મૂર્તિઓ– ઉપાબ્તીસ૧ની સંખ્યા પણ વધી હતી. આ મૂર્તિઓ ઉપર લેખો પણ કોતરવામાં આવતા.

તાલેમી તેમજ રોમન લોકોના અમલ દરમિયાનથી શબને ડામરથી ભરવાનું શરૂ થયું હતું. આને લીધે શબ કાળાં અને એકદમ ભાંગી જાય તેવાં થઈ જતાં.

હિરોડોટસના કથન મુજબ, મસાલા ભરવાની વિધિ સિત્તેર દિવસ ચાલતી. એ જ્યારે ઈરાની શાસન દરમિયાન મિસર ગયો હતો ત્યારે તેણે જાતે જોયું હતું. મસાલા ભરીને શબને તૈયાર કરતાં તો ચાલીસ દિવસ જ થતા. પણ શબ ઉપર કાપડના પટ્ટા વીંટાળવામાં આવતા તેને ત્રીસ દિવસ લાગતા, કારણ દરેક પટો વિધિસર અને યોગ્ય પ્રાર્થના બાદ જ વીંટાળવામાં આવતો.

મસાલા ભરવાની રીત, પાટા વીંટાળવાની રીત, મડાપેટીને વિભૂષિત કરવાની રીત અને કેનોપિક બરણીની જાત ઉપરથી 'મમી'નો સમય નક્કી કરવો ઘણો સુગમ પડે છે. શાહી શબો ઉપર ખાસ તે પ્રસંગ માટે વણવામાં આવેલું ઝીણું શણનું કાપડ વીંટાળવામાં આવતું, જ્યારે નીચલા વર્ગના લોકો જૂના અને ફાટી ગયેલા કાપડમાંથી જોઈતી પહોળાઈના પટ્ટા કાપી લેતા.

પ્રાચીન મડાપેટીઓ સાદી અને કોઈ પણ જાતનાં ચિત્રણો વગરની લાકડાની બનાવેલી હોય છે. અગિયારમા રાજવંશથી રાજાઓ "પોર્ટ્રેટ કોફિન" બનાવડાવતા થયા હતા. આ મડાપેટી મમીના આકારની બનાવાતી. તેના ઉપર મોઢું પણ મરનાર માણસ જીવતો લાગે એવું જ કોતરવામાં આવતું. આ ફેશન લગભગ છવ્વીસમા રાજવંશ સુધી રહી પણ તે પછી લાકડાની અછત વરતાતાં મડાપેટીઓ કાર્ટૂનેજ (પૂંઠા)ની બનાવાતી આમાં કેનવાસ ઉપર ચૂનો (stucco) લગાડીને તેને કડક કરી દેવામાં આવતું. પછી આવા કડક કેનવાસની મડાપેટી બનાવવામાં આવતી. આની ઉપર ચિત્રકામ કરવાનું સરળ બનતું.

૧લ ડા ધેટ વોઝ ઇજિપ્ત પ્. એ. એ. મુરે. પૃ. ૧૮૭.

તોલેમી યુગમાં કેનવાસ ઉપર પ્લાસ્ટરનાં મોં બનાવીને ચોંટાડવામાં આવતાં અને પછી તેના ઉપર રંગ લગાડવામાં આવતો. પ્લાસ્ટરમાં કાચ કે પથ્થરની આંખો પણ ચોંટાડવામાં આવતી જો સ્ત્રીનું શબ હોય તો પ્લાસ્ટરમાં ઘરેણાંનો આકાર પણ કોતરવામાં આવતો.

રોમન કાળમાં તો લાકડાની તકતી ઉપર મોઢાનો આકાર ચીતરીને પછી તે તકતી કોફિનના મોઢાના ભાગ ઉપર જ પાટા વડે બાંધી દેવામાં આવતી

**ધાર્મિક દાનો :**

દેવોના નિભાવ અર્થે રાજા તેમજ પ્રજા તરફથી અઢળક દ્રવ્ય-ચીજવસ્તુના રૂપમાં અર્પણ કરવામાં આવતું હતું. અઢારમા રાજવંશ દરમિયાન તો આ જાતનાં ધાર્મિક દાનોની અવધિ ન રહી. આ યુગમાં બે મુખ્ય દેવો એમોન અને ઓસિરીસ રાજાઓના માનીતા હતા. 'એમોન'ની હોડી બનાવવા માટે લખલૂટ ખર્ચ કરવામાં આવતું હતું. આ હોડી બનાવવા માટે કીમતીમાં કીમતી લાકડું વાપરવામાં આવતું. આ હોડીમાં સોનું, ચાંદી, વૈદુર્યમણિઓ તેમજ કીમતી પથ્થરો જડવામાં આવતા.

આ ઉપરાંત, દેવળનાં બારણાં ઉપર પણ કીમતી ધાતુઓનાં પતરાં

શાપ :

દેવળને અર્પણ કરવામા આવેલા દાનને હાથ લગાડનાર ઉપર શાપ વરસાવવામા આવતા, કારણ દેવળની મિલકત તે ધર્મગુરુઓની મિલકત હતી જેમ જેમ ધર્મગુરુઓની ચડતી થતી ગઈ તેમ તેમ શાપની સખ્યા પણ વધતી ગઈ આ ઉપરાત કબરમા મૂકેલી વસ્તુઓને હાથ લગાડનાર પણ શાપનો ભોગ બનતા પહેલામા પહેલી પાચમા રાજવંશની કબર ઉપર શાપ કોતરેલો મળી આવે છે રાજાઓ પણ તેમની કબર ઉપર શાપ કોતરાવતા.

## નીતિમત્તા :

પ્રાચીન કાળથી જ મિસરવાસીઓનુ નીતિમત્તાનું ધોરણ ઘણું ઊચુ હતું તેમની સૌથી પહેલી ફરજ ઇશ્વર પ્રત્યે હતી પણ મિસરમાં ઇશ્વર અને રાજા બને એકરૂપ જ હતા. તેથી પહેલી ફરજ રાજા પ્રત્યે પણ હતી.

મિસર જેવા સદા રણપ્રદેશમા દુકાળનો ભય સતત ઝઝૂમ્યા કરતો સ્વાભાવિક જ ત્યા ગરીબાઈ પણ હોય આથી અન્નદાનનું મહત્ત્વ ઘણું હતું. આ ઉપરાત, મિસરનો મુખ્ય વહેવાર જળમાર્ગે થતો આમાં હોડીની લેનારતો પ્રમાણમા ઘણી થતી, એટલે હોડી વગરના ગરીબ પ્રવાસીને હોડી આપવી તે સત્કર્મ ગણાતું.

દયાળુ રાજા પોતાની પ્રજા ઉપર જુલમ ગુજારવામાં માનતો નહી; અને જુલમ નહીં ગુજારવામા ગૌરવ માનતો. તે પિતા વગરનાનો પિતા હતો, વિધવાનો પતિ હતો, અનાથોનો રક્ષક હતો, મા વગરના છોકરાંની પણ તે ખાસ કાળજી રાખતો. દુષ્કાળના વખતમાં તે લોકોને અનાજની મદદ કરતો. તેના રાજ્યમાં કોઈ ભૂખે મરતો ન હોય તેનું તો તે ગૌરવ લેતો

ન્યાયાધીશ તરીકે તે નિષ્પક્ષ ચુકાદો આપતો. મિસરમાં ન્યાયાધીશો સામાન્ય પણે નિષ્પક્ષ જ ન્યાય આપતા. અઢારમા રાજવંશમાં તો લાંચ લેવી તે મોટો ગુનો ગણાતો.

ગતાત્માના માર્ગદર્શકના પુસ્તક (The Eook of the Dead)ના ચોક્કસ પચીસમા પ્રકરણમા જ્યારે આત્માને સ્વર્ગમાં પ્રવેશવા માટેની દીક્ષા લેવાય છે ત્યારે આત્મા પોતે નહિ કરેલાં ખરાબ કર્મોની યાદી આપે છે. આમાં યાદીમાં ગણાવેલાં ખરાબ કર્મો જેવાં કે ખૂન, પરસ્ત્રીગમન,

લૂંટ, ખોટી જુબાની, દેવ કે રાજાની નિંદા, વિધવાની સાથે છેતરપીંડી, ગરીબોનું દમન, અનાથને લૂંટવો, પરનિંદા, ગુસ્સે થઈને બોલવું, કોઈને દુઃખ દેવું, આંસુ સારવાં, વગેરેનો સમાવેશ થાય છે. પ્રાચીન પ્રજાઓમાં નીતિમત્તાનું આટલું ઊંચું ધોરણ ક્યાંય જોવા મળતું નથી. મિસરવાસીઓ આ આદર્શોને જીવનમાં ઉતારવાનો બનતો પ્રયત્ન કરતા.

## ધાર્મિક ક્રાંતિ :

મિસરના ઐતિહાસિક કાળમાં લગભગ ઈ. પૂ. ૧૩૮૦માં એમોનહોતેપ ચોથાના રાજ્યકાલ દરમિયાન ધાર્મિક ક્રાંતિ થઈ હતી તે વિષે અગાઉ કેટલોક ઉલ્લેખ થયેલો છે.

એમોનહોતેપ આદર્શવાદી રાજા હતો. તેણે દેવ એમોનને નામે ચાલતી ધાર્મિક વેસ્યાવૃત્તિ જોઈ. તેણે જોયું કે દેવને નામે ધર્મગુરુઓ આ વેસ્યાઓનો લાભ ઉઠાવતા અને જાતીયવૃત્તિ સંતોષતા. તેઓ દેવને પશુબલિ ચઢાવી તેના માસની ઉજાણી કરતા. આ ઉપરાંત, તેઓ ધર્મનું રહસ્ય અને રાજકીય લાગવગ નિભાવવા જાદુ અને મંત્રોનો ઉપયોગ કરતા અને દેવળના ઉત્સવો પાછળ લખલૂટ ખર્ચા કરતા. આ બધું જોઈ ભાવનાશાળી યુવાન રાજાને એમોનના સંપ્રદાય પ્રત્યે ઘૃણા જાગી. તે પોતાની પ્રજાને ધર્મને નામે ગંદા વાતાવરણમાં અટવાતી જોઈ શક્યો નહીં અને પરિણામે તેને આત્માની અધોગતિના માર્ગે જતી અટકાવવા તત્પર થયો.

તેણે એતોન નામના નવા જ દેવની ઘોષણા કરી. આ દેવ જડ અને ચેતનમાં વસનારો અને જગતના બધા જ દેવોને સર્વોપરી દેવ હતો. આ દેવ પ્રેમ, શાંતિ અને નમ્રતાનો પ્રેરક હતો.

આ રાજાએ એકેશ્વરવાદની ભાવના દ્વારા ધાર્મિક ક્ષેત્રે એક નોંધપાત્ર પ્રકરણ ઉમેર્યું છે, કારણ તેણે ઈસાઈઆહના જન્મ પહેલાં સાતસો વર્ષ પૂર્વે એકેશ્વરવાદની ઘોષણા કરી. તેણે એતોન દેવની પ્રશસ્તિ રૂપે એક સુંદર કાવ્ય લખ્યું છે, જે મિસરના ધાર્મિક કાવ્યસાહિત્યમાં મહત્ત્વનું સ્થાન ભોગવે છે.

આ રાજાને 'એમોન' દેવ તેમજ તેના સંપ્રદાય પ્રત્યે એટલો બધો ધિક્કાર હતો કે તેણે પોતાનું નામ એમોનહોતેપ જેમાં 'એમોન'નું નામ

આવતુ હતુ તે બદલીને પોતે ઉદ્બોધેલા નવા દેવ એતોનના નામનો સમાવેશ થાય તેવુ નામ 'ઇખ્નેતોન' રાખ્યુ હતુ

આ સ્વપ્નદર્શી યુવાન રાજાની ભાવના, ઘણી ઉદાત્ત હતી, પણ યુવાનીના તરવરાટને લીધે તેનામા પીઢતાનો અભાવ હતો આથી તેણે ધીમે ધીમે ક્રાંતિ સર્જવાને બદલે ભાવનાશીલ બની લોકોને જબરદસ્તીથી આત્માની ઉન્નતિને માર્ગે પ્રેરવાના અતિઉત્સાહમા જે ઉતાવળ કરી તેમા સૌથી વધુ નુકસાન તેને પોતાને જ થયુ

મિસરની પ્રજાના હૃદયમા સ્થાનિક દેવોની ઉપાસના દૃઢમૂલ થયેલી હતી, અને દેવાધિદેવ એમોનની આરાધના ઘણી લોકપ્રિય હતી આ રૂઢ માન્યતાને લોકમત કેળવ્યા વિના રાજાના આદેશથી બદલી નાખવી મુશ્કેલ હતી એમા એમોનના ઉપાસકો અને જૂના પાટનગર થીબ્સમા (રાજાએ પાટનગર થીબ્સથી બદલીને નવા બાંધેલા એખેતેનોન નામના નગરમા લઈ ગયો હતો) રહેલા ધર્મગુરુઓનુ વર્ચસ્ એટલુ પ્રબળ હતુ કે તેઓએ પોતાના સ્થાપિત હિતોના બચાવમા રાજાના આ સુધારક પગલા સામે ઉગ્ર ઝુબેશ ઉપાડી પરિણામે લોકો રાજાની ઉદાત્ત ભાવના સમજી શક્યા નહી, એટલુ જ નહી પણ તેના સુધારક પગલાને ધાર્મિક અત્યાચાર માનવા લાગ્યા આથી ઇખ્નેતોનનુ મૃત્યુ થતા એતોનની ઉપાસનાનો નવો સંપ્રદાય જોતજોતામા લુપ્ત થઈ ગયો અને એતોનની જગ્યાએ એમોનનુ વર્ચસ્વ પુનઃસ્થાપિત થઈ ગયુ



# મિસરની કલા અને સ્થાપત્ય

કલા–ધાતુકામ :

મિસરવાસીઓ નાની નાની કલામાં ખૂબ નિષ્ણાત હતા. તેઓ ધાતુઓનો ઉપયોગ સુશોભનમાં સારો કરી જાણતા. તેઓ ધાતુને ઢાળવાની રીતથી જ્ઞાત હતા. ધાતુને ગરમ કરીને તેનાં પતરાં બનાવતા અને પછી તેને આકાર આપતા. લગભગ પહેલા રાજવંશથી ધાતુના ઘડા, કૂંડા, રાજા માટે ઉપયોગમાં લેવાતાં. ત્રીજા રાજવંશથી ઉમરાવોએ પણ તેનો ઉપયોગ શરૂ કર્યો હતો. અઢારમા રાજવંશમા તો દેવળનાં બારણાંઓ ઉપર પણ ધાતુના પતરાં જડવામા આવતાં હતા. છઠ્ઠા રાજવંશના રાજા પેપી પહેલાનું તાંબાનું ૫ ફૂટ ૯½ ઇંચ ઊંચું પૂતળું તેઓ પથ્થર જેટલા જ ધાતુકામમાં પ્રવીણ હતા તે કથનને સાચું ઠેરવે છે.

તાંબું અને કાંસું :

પ્રાચીન કાળમાં લોખંડની શોધ થતા પહેલાં સૌથી વધુ વપરાશની ધાતુ તાંબું અને કાંસું હતી. જો કે કાંસાનો ઉપયોગ તાંબા કરતાં સહેજ મોડો શરૂ થયો હતો. તાંબાની તેમજ કાંસાની નાની નાની પૂતળીઓ દરેક યુગમાં મળે છે. પણ અઢારમા રાજવંશમા તેમનું પ્રમાણ ખૂબ જ છે. અઢારમા રાજવંશમાં આ પૂતળીઓ મોટે ભાગે કાંસાની જ હોય છે અને તેમને માળા, કપડાં, બ્રેસલેટ, વગેરે પહેરાવીને શણગારેલી હોય છે.

સોનું ·

તેમનું સૌથી સારું ધાતુકામ સોનામા જોવા મળે છે. પહેલા રાજવંશના રાજા ઝેર (Zer)ની કબરમાંથી ચાર બ્રેસલેટના પ્રાચીનતમ નમૂના મળી આવ્યા છે જે તેમની કુશળતાની સાક્ષી પૂરે છે બારમા રાજવંશનો સમય તો સોનાકામ માટે સુવર્ણકાળ હતો. દાહશુર અને લાહુન આગળથી મળી આવેલુ શાહી ઝવેરાત આ કથનની સાક્ષી પૂરે છે. આ ઝવેરાતમાં સુંદરતા સાથે વૈવિધ્યનો સુમેળ સધાયો છે. અહીં મળી આવેલા મુગટો ઉપર જુદી જુદી ભાત અંકિત કરેલી છે. તેમા કિંમતી

પથ્થરો પણ જડેલા છે. રાજા તુતેન્ખેમોનની કબરમાંથી વીંટી, વલય (બ્રિસલેટ), વગેરે ઘણું મળી આવ્યું છે. સૌથી સુંદરમાં સુંદર તો આ રાજાનું કેફિન છે. તેમાં સોનું અને રત્નો જડેલાં છે. આ મડાપેટીનું ઢાંકણ મમીના આકારનું છે. તેના ઉપર રાજાના ચહેરાને મળતો ચહેરો અંકિત કરેલો છે. આ મડાપેટી તેમજ ઢાંકણ ઉપર ઘણું જ સુશોભન કરેલું છે.

ઓગણીસમા રાજવંશથી આ કલામાં જડતા પ્રવેશે છે. પણ ફરી પાછા તોલેમી શાસનકાળ દરમિયાન ભાતમા વૈવિધ્ય જોવા મળે છે. તોલેમી કાળનાં વલયોની ભાતોમાં નવીનતા છે અને સુંદરતાનો સુમેળ સધાયો છે.

### ચાંદી :

પ્રાચીન કાળમા ચાંદીની અછતને લીધે તેની વપરાશ ઘણી ઓછી હતી, અને તેથી જ ચાંદીની કિંમત સોના કરતાં વધારે હતી. છેક અઢારમા રાજવંશ દરમિયાન ચાંદી પૂરતા પ્રમાણમાં બહારથી આયાત કરવામાં આવી હતી. તો પણ ઘરેણાંમાં તેનો ઉપયોગ ઘણો ઓછો થયો હતો. કદાચ એમ હોય કે, મિસરના લોકો રંગના શોખીન હોઈ ચાંદી કરતાં સોનાનો પીળો રંગ તેમને વધારે પસંદ પડ્યો હોય અને તેથી જ ચાંદી કરતાં સોનાનો ઉપયોગ ઘરેણાંમાં કર્યો હોય. ચાંદીનો ઉપયોગ તેઓ રકાબી, કૂંડાં, વગેરેમાં કરતા. દેવળના ગર્ભગૃહની જમીન તેઓ ચાંદી જડીને સુશોભિત કરતા.

રોમન શાસનકાળ દરમિયાન જ્યારે મિસરનું મોટા ભાગનું સોનું કર રૂપે ઉઘરાવાઈ જતું ત્યારે મિસરના લોકો ચાદીનાં ઘરેણાં બનાવીને પહેરતા.

### લોખંડ :

મિસરમાં છેક પ્રાગૈતિહાસિક કાળથી લોખંડનો ઉપયોગ શરૂ થયો હતો. ગાર્ઝિયન સમયના લોખંડના મણકા મળે છે. તે પછી ગ્રેટ પિરામિડના બે પથ્થરો વચ્ચેથી લોખંડનું પતરું મળી આવ્યું છે. આ ઉપરાત, તુતાન્ખેમોનની કબરમાથી પણ લોખંડની કટાર મળી આવી છે. છવ્વીસમા રાજવંશથી લોખંડ સામાન્ય ઉપયોગમા લેવાતું થયું હતું. આમ છતા છેક રોમન કાળ સુધી ઓજારો તો કાસાનાં જ બનતા.

### કાચ જેવો ચળકાટ લાવવાની કળા :

મિસરી લોકો પ્રાચીન કાળથી ચળકાટ લાવવાની કળામાં કુશળ હતા. છેક અઢારમા રાજવંશ દરમિયાન તેઓ કાચ બનાવતા થયા હતા.

પણ આ કલાને ખાસ અગત્ય ક્યારેય મળી નહીં. છેક બદરિયન વખતથી તેઓ પથ્થરના મણકા બનાવીને તે ઉપર ચળકાટ લાવતા થયા હતા લગભગ બારમા રાજવંશ સુધી ચકમક પથ્થરના મણકા ઉપર ચળકાટ લાવતા. તેમણે ચળકાટ લાવવા માટે ખાસ વસ્તુની શોધ કરી હતી તેઓ ભૂરા અને લીલા રંગનો ચળકાટ વધુ પસંદ કરતા અઢારમા રાજવંશમા બીજા રંગોનો પણ ઉપયોગ શરૂ થયો હતો ઇખ્નેતોનના વખતમા કારીગરોએ એક જ રંગમા બીજા રંગનો ચળકાટ લાવવાની કળા હસ્તગત કરી હતી. અઢારમા રાજવંશની શરૂઆતથી તે છેક તોલેમી કાળ સુધી કબરમા મૂકવામા આવતી ઉપાબ્તીસ મૂર્તિઓ પણ કાચિત ભાડ ( glazed ware )માથી બનાવવામા આવતી સામ્રાજ્ય યુગ દરમિયાન આ ઉપાબ્તીસ મૂર્તિઓ પર લેખો પણ કોતરવામા આવતા કાચિત ભાડમાથી તાવીજો તેમ જ બીજી ધર્મને લગતી વસ્તુઓ બનાવવામા આવતી

કાચ અઢારમા રાજવંશ દરમિયાન કાચ જોવા મળે છે પણ તે બહારથી લાવવામા આવતો હશે ગાર્ઝિયન યુગનુ કાચનુ ચકતુ (pendant) પ્રાચીનતમ નમૂનો છે એમીડોસમાથી પહેલા રાજવંશનો ભૂરા કાચનો મણકો, તેમ જ કાચ જડેલી લાકડાની તાબક પણ મળી છે પણ તે પછી લગભગ બારમા રાજવંશ સુધી કાચનુ નામનિશાન જોવા મળતુ નથી થતમોસ ત્રીજાની વિજયયાત્રાઓમાથી ઘણા પરદેશી કારીગરો

ઐતિહાસિક કાળ દરમિયાન તેઓ ઊન નહિ પણ વનસ્પતિના રેસામાંથી કાપડ વણતા. તેઓ મોટે ભાગે શણમાંથી જ કાપડ વણતા. આ વણવાનું અને કાંતવાનું કામ સ્ત્રીઓ જ કરતી. સ્ત્રીઓ ત્રાક વડે કાંતતી. આગ છતાં ચરખા (Spinning wheel)ની પણ કોઈ નિશાની મળતી નથી. વણવાની સાળ ઊભી તેમ આડી હોય છે. છેક રોમન કાળ સુધી સાળવીનો કાંઠલો મળતો નથી. દોરીના દડાને હાથથી જ તાણામાંથી પસાર કરીને વાણા બનાવવામાં આવતા. આથી કાપડની પહોળાઈનું માપ રહેતું નહિ

સામાન્ય લોકો સાદા કાપડનો જ ઉપયોગ કરતા. રાજાઓ ભાતવાળા ઝભ્ભા પહેરતા. કાપડ ઉપરાન્ત ગાદલાં, પડદા, તકિયા, વગેરે પણ તૈયાર કરતા અને તેના ઉપર સુંદર રૂપાકનો પણ પાડતા.

**રંગાટી કામ :**

મિસરવાસીઓને રંગાટીકામ વિષે ઝાઝી જાણકારી ન હતી. તેઓ કાપડ એક જ રંગમાં રંગી શકતા પણ એક જ રંગ ઉપર જુદા જુદા રંગ ચઢાવતાં તેમને નહોતું આવડતું. તેઓ કાપડને કડક બનાવી શકતા. તેમણે રંગેલા કેટલાક કાપડનો રંગ હજી મોજૂદ છે. કેટલાક રંગો કાચા પણ હતા. પ્રાચીન રાજ્યનાં ચિત્રો જોતાં માલૂમ પડે છે કે દરેક વર્ગની સ્ત્રીઓ લાલ કે ઘેરાભૂરા રંગનાં કપડાં પહેરતી કોઈક વાર પીળા રંગનાં પહેરતી. પ્રાચીન કબરોમાંથી મળેલા કાપડ ઉપર કોઈ પણ જાતનો રંગ જોવામાં આવતો નથી. ઈરાનીઓના સહવાસને લઈને રેશમનો પણ ઉપયોગ શરૂ થયો હતો, પણ રેશમ લોકપ્રિય નીવડ્યું નહિ. કોપ્ટિક કાપડ[1] (Coptic textile)ના નમૂના ઘણા જ સુંદર છે. તેમાંથી સુશોભનોની ભાત, વણાટકામ, પહેરવાનાં કપડાં તેમજ તેમાં વપરાતી ચીજો વિષે ઘણું જાણી શકાય છે. આમાંથી ધર્મગુરુઓ માટે ઝભ્ભા બનાવવામાં આવતા. સામાન્ય લોકો પણ કોપ્ટિક કાપડમાંથી સામાન્ય પોશાક બનાવીને પહેરતા. આનું ગૂંથણ સુંદર અને સરખું છે.

**સોય :** સોય જાડી અને મોટી હોય છે. આથી સીવણકામ બહુ સારું નથી હોતું.

**રાચરચીલું :**

તુતાન્ખેમેનની કબરમાંથી વૈવિધ્યભરેલા અતિ સુંદર નમૂના મળી આવ્યા છે. આમાંની ખુરશીઓ ઉપર સોનાચાંદીનું જડતર કામ કરેલું

---

૧. રોમન સંસ્કૃતિ અને ખ્રિસ્તી ધર્મની અસરવાળો મિસરવાસી પ્રજાનું

છે આ ઉપરાત, પનગો, ઘરેણા મૂકવાની પેટીઓ, પ્રસાધનોની પેટીઓ, ટેમન કૂનદાનો, વગેરે ઘણુ મળે છે આ કબરમાથી મળેના આનમેસ્ટરના વાસણો, એમોનહોતેપ ત્રીજાના થીમ્સમાના રહેઠાણમાથી મળી આવેના કમળ આકારના પવાના, પાણી પીવાના વાડકા, વગેરે પરથી આ કનાની પ્રગતિનો ખ્યાન આવે છે

## સંગીત :

બીજી બધી કનાની અપેક્ષાએ સગીતની કના વિષે ઘણુ ઓછુ જાણવા મળે છે, કારણ તેના નક્કર પુરાવા મળવા અશક્ય છે સગીતના વાજિત્રો તેમજ સગીત અગેના દેખાવો પરથી થોડુ ઘણુ જાણી શકાય છે બિનસાપ્રદાયિક સગીત ફક્ત ધધાદારીઓ પૂરતુ જ મર્યાદિત હશે એમ લાગે છે, કારણ ઉચ્ચ વર્ગનો માનવી વાજિત્ર વગાડતો હોય એવો દેખાવ જોવા મળતો નથી સૌ પહેના ગાયકની સાથે વાસળી અને સારગી વગાડવામા આવતી અઢારમા રાજ્યવશમા વાદ્યો સમૂહમા વગાડાતા થયા હતા અઢારમા રાજવશના એક ચિત્રમા ગાયક વગર પણ સમૂહવાદ્યો વગાડાતા જોવા મળે છે આ ચિત્ર પેપીરસના વીટા ઉપર દોરેલુ છે આમા વગાડનારાઓ માણસને બદલે પશુઓ છે ! ગધેડુ સારગી, સિહ વીણા, મગર તબુરો વગાડે છે, અને વાદરો ડમન વાસળી વગાડે છે

સ્ત્રીઓ નૃત્યને લીધે સગીત જાણતી હશે તેઓ જાતે જ વાદ્યો વગાડતી અને નાચતી તેઓ ફક્ત વીણા અને એક જાતની ગીટાર વગાડતી

ધાર્મિક સગીતમાટે સિસ્ટ્રમ નામનુ વાજિત્ર ખાસ વપરાતુ આનો મુખ્ય ઉપયોગ દેવીની ધાર્મિક ક્રિયાઓ વખતે કરવામા આવતો સિસ્ટ્રમની રચના એવી હતી, કે એક ધાતુની પટ્ટીને ગોળ વાળીને તેના બે છેડા એક હાથામા પકડાવેલા હોય ગોળાકારની અદરની બાજુએ સામસામે ત્રણ ત્રણ કાણા હોય જેમા ધાતુના પાનળા સળિયા નાખેલા હોય આ કાણા મોટા હોય જેથી વાજિત્રને હલાવીને વગાડવામા આવે ત્યારે તેમાથી રણકાર નીકળે આમ, તાન આપવા માટે જ ખાસ આ વાજિત્રનો ઉપયોગ કરવામા આવતો ધાર્મિક સગીત વખતે ટેબુરિન જેવુ પણ બીજુ વાજિત્ર વપરાતુ હવા ભરીને વગાડવાના વાજિત્રોમા વાસળી વપરાતી વાસળી બે પ્રકારની હતી એક ટૂકી અને બીજી લાબી ડબન પાઈપ સૌ પ્રથમ બારમા રાજવશમા જોવા મળે છે અઢારમા રાજવશ લગી

રણશિંગું વપરાતું ન હતું. લશ્કરને માટે જ તે વપરાતું. તુતાન્ખેમોનની કબરમાંથી ચાંદીનાં રણશિંગાં મળી આવ્યાં છે.

તંતુવાદ્યમાં સારંગી જૂનામાં જૂનું વાદ્ય છે. પ્રાચીન રાજ્યમાં ઘણે ભાગે પુરુષ ગાયકની સાથે સ્ત્રી સારંગી વગાડતી પણ પછીના કાળમાં પુરુષો જ સારંગી વગાડતા. સામ્રાજ્ય યુગ દરમિયાન મળતી સારંગી સુશોભનોવાળી છે.

### સ્થાપત્ય

મિસરની સ્થાપત્યસિદ્ધિ અજોડ અને અપ્રતિમ છે. તેમાં ભવ્યતા, સુંદરતા, ઉપયોગિતા અને ટકાઉપણાનો સુમેળ સધાયો છે. મિસરવાસીઓનાં રહેઠાણ તો મોટે ભાગે માટીના જ બનેલાં હશે તેથી તેના જૂજ જ અવશેષો જડે છે. મિસરમાં સ્થાપત્ય માટે પથ્થરો બહારથી મંગાવવામાં આવતા, તેથી સામાન્ય ઈમારતો કે ઘરો માટે તેનો ઉપયોગ કરવો તે તેમના ગજા બહારની વાત હતી. તે જમાનામાં પથ્થર એ મોજશોખની વસ્તુ ગણાતી. એટલે ફક્ત રાજાઓ, ધર્મગુરુઓ અને પછીના કાળમાં ઉમરાવો પૂરતો જ તેનો ઉપયોગ મર્યાદિત હતો. ખરી રીતે જોતાં તો રાજાના મહેલોનું બાંધકામ પણ સામાન્ય કોટિનું જ હશે, કારણ એ મહેલો પણ આજે રેતીમાં ભળી ગયા છે. ફક્ત રાજાઓની કબરો જેમને આજે આપણે પિરામિડના નામથી ઓળખીએ છીએ તે જ હજારો વર્ષોથી આજે પણ અડીખમ ઊભીને તેમના અસ્તિત્વની સાક્ષી પૂરે છે. કબરોની સાથે તેમનાં દેવળો પણ થોડાં ઘણાં ટકી રહ્યાં છે.

મિસરના સ્થપતિઓ રણનાં તોફાન, તાપ તેમજ નાઈલનાં પૂર સામે ટક્કર ઝીલી શકે તેવાં દેવળો અને કબરો ચણવા અવિરત શ્રમ કર્યા કરતા.

મિસરના રાજાઓની કબરો તેમજ પિરામિડો આટઆટલાં વર્ષો સુધી કુદરતના ઝંઝાવાતો સામે ટકી શકવાનું મુખ્ય કારણ એ છે કે, તે જમીનની નીચે અને તે પણ પથ્થરની બાંધેલી છે. બીજી ઈમારતો તેમણે જમીનની સપાટી ઉપર જ બાંધી હશે એટલે નષ્ટપ્રાય થઈ ગઈ છે.

મિસરી લોકોને મન ઘર કે મહેલ આ જીવન પૂરતાં જ મર્યાદિત હતાં. ફરી બાંધી શકાય તેમ હતાં. જ્યારે કબર જેને તેઓ "અમરત્વનો કિલ્લો" (Castle of Eternity) ગણતા તે હંમેશને માટે હતી. રાજાઓ કબરનું બાંધકામ પોતાના જીવન દરમિયાન જ પૂરું થાય તેવી રીતે

કરાવતા. બાંધકામ પૂરું થતાં પહેલાં જો રાજા મૃત્યુ પામતો તો મૂળ પ્લાન ફેરવીને બાંધકામ જલદીથી પૂરું કરી દેવામાં આવતું. આનું એક કારણ એ હતું કે જેમ અને તેમ મૃતાત્મા વિના વિઘ્ને તેમાં રહી શકે, અથવા તો મરનારનાં સગાંવહાલાં બાંધકામનો ખર્ચો બચાવવા પણ તેમ કરતાં હોય.

કબર પાછળ આટલી મહેનત કરવાનું કારણ તેમની મરણોત્તર જીવન વિષેની કલ્પના હતી. એક માન્યતા એવી હતી કે, મૃતદેહનો નાશ થતો અટકાવવો જોઈએ, અને બીજી એ હતી કે શરીર અને આત્મા ( Ka )ને સાચવવા માટે ભૌતિક જરૂરિયાતોની આવશ્યકતા હતી.

આ બે માન્યતાઓ સારાય મિસરી ઇતિહાસ દરમિયાન મહત્ત્વનું સ્થાન પામતી રહી, અને તેને કારણે જ કબરોમાં ફેરફાર થતા રહ્યા પણ તેને જેમ બને તેમ વધારેમાં વધારે વખત સુધી ટકી રહે તેવી મજબૂત બનાવવા માટે સર્વ પ્રકારની કાળજી અને યોજના હાથ ધરાતાં રહ્યાં.

પ્રાગૈતિહાસિક યુગમાં તો મૃતદેહને રેતીમાં લંબચોરસ કે ગોળ ખાડો ખોદીને જ દાટવાનો રિવાજ હતો. આમાં મૃતદેહ સંકોચાવીને સળીઓની સાદડીમાં લપેટીને મૂકતા. મૃતદેહની પાસે પ્રથમથી જ ભૌતિક મોજશોખનાં સાધનો જેવાં કે કંઠી, બંગડી, શિકારનાં સાધનો, ખાવા-પીવાનું ભરીને વાસણો, વગેરે મૂકવાનો રિવાજ હતો. આવી કેટલીક કબરોમાં મૃતદેહની આસપાસ લાકડાનું માળખું તૈયાર કરીને પણ મૂકતા—એક જાતની મડાપેટી જેવું. આવી કબરોની ઉપર કંઈ ચણવામાં આવતું નહિ. ઉપર રેતીનો ઢગલો જ કરવામાં આવતો. પણ વખત જતાં આ રેતી ઊડી જતી ને મૃતદેહો ખુલ્લા થઈ જતા, જેને ફરીથી દાટવા પડતા.

ઐતિહાસિક યુગની શરૂઆતમાં રાજાઓ અને ઉમરાવોએ પ્રાગ્-ઐતિહાસિક યુગની કબરોની દશા જોઈને પોતાની કબરોની રચના બદલી. તેમણે કબરો ઉપર સૂરજના તાપે પકવેલી માટીની ઈંટોનું ચણતર કરવા માંડ્યું. આવી કબરો આજે મસ્તબા (Mastaba) કહેવાય છે. ( જુઓ આકૃતિ ૧૪.)

સક્કારામાં જૂનામાં જૂનો મસ્તબાનો નમૂનો મળી આવ્યો છે. આમાં છીછરો લંબચોરસ ખાડો છે. તેના ઉપર લાકડાનું છાપરું છે. ખાડામાં પાંચ ખાનાં છે. વચલા ખાનામાં લાકડાની મડાપેટીમાં રાજાનું શબ અને બાકીના ખાનામાં કીમતી વસ્તુઓ મૂકવામાં આવે છે. આ કબરની ઉપર

કબરના ક્ષેત્રફળ કરતાં મોટું ઈંટનું ચણતર કરવામાં આવેલું છે. આ ચણતરની અંદરની બાજુએ ૨૭ ખાનાં છે, જેમાં દારૂની બાટલીઓ, ખોરાકનાં વાસણો, શિકારનાં સાધનો અને જીવનજરૂરિયાતની બીજી વસ્તુઓ મૂકવામાં આવતી હશે.

આ ચણતરની બહારની બાજુની દીવાલનું ચણતર નીચેથી ઉપર ધીમે ધીમે અંદર પડતું થતું જાય છે. તેમાં પણ ૯ આડા અને ૩ ઊભાં ખાનાં છે. આ મસ્તબા ઉપરના છાપરાની તો કલ્પના જ કરવી રહી, કારણ આવા મસ્તબા ઉપરનું એક પણ છાપરું આજે નથી. આવા મસ્તબાને ફરતી બે છૂટી છૂટી દીવાલો ચણવામાં આવતી હતી. બંને દીવાલો તેમ જ મસ્તબા ઉપરના ચણતરને ચૂનાથી ધોળવામાં આવતા હશે.

બીજા અને ત્રીજા રાજવંશમાં મસ્તબાનો આકાર તો એનો એ જ રહ્યો, પણ તેમાં થોડા સુધારાવધારા થયા. દીવાલની અંદરના ગોખલા ઓછા કરીને ફક્ત બે જ રાખવામા આવ્યા. મસ્તબાની અંદરનું ચણતર ઘણું મોટું થવા લાગ્યું. તેમાં અનેક ઓરડાઓનો ઉમેરો કરવામાં આવ્યો.

ચોથા રાજવંશ દરમિયાન પણ મસ્તબા ઘણા બંધાયા. પણ હવે ઘણે ભાગે ઈંટનું સ્થાન પથ્થરે લીધું. પહેલાં પથ્થરોનો ઉપયોગ રાજાઓ પૂરતો જ મર્યાદિત હતો. પણ હવે સામાન્ય લોકો પણ મસ્તબામાં પથ્થરનો ઉપયોગ કરવા લાગ્યા. પથ્થરના મસ્તબાની ઉપરનું ચણતર પણ ચૂનાના પથ્થરથી કરવાનું શરૂ થયું. અંદરના ભાગનું ચણતર હલકી જાતના પથ્થરથી કરતા. આ રાજવંશ દરમિયાન ચણાયેલા ઈંટના કે પથ્થરના મસ્તબામાં ઘણા ફેરફારો કરવામા આવ્યા. મડાપેટી મૂકવા માટેના ઓરડાની દીવાલમાં ઊંડો ખાડો રાખવામાં આવતો. દફનવિધિ પત્યા પછી ઓરડાનો દરવાજો ચૂનાના પથ્થરથી ઢાંકી દેવામાં આવતો. આ ઉપરાત, બીજા પણ જૂજ ફેરફારો કરવામા આવ્યા હતા, જેવા કે કબરની અંદર મૃત માણસનું પૂતળું મૂકવામાં આવતું. સાથે સાથે કુટુંબની બીજી વ્યક્તિઓનાં પૂતળાંનો પણ કબરમાં સમાવેશ કરવામાં આવતો. આ ઉપરાંત અર્ધ્ય ખંડ (offering room)ની દીવાલો ઉપર ચિત્રણ કરવામાં આવતું અને ઘણીવાર ઊપસેલી આકૃતિઓમાં દેખાવો પણ દોરવામાં આવતા. પાંચમા રાજવંશ દરમિયાન પૂતળાં મૂકવાનો રિવાજ ઘણો જ પ્રચલિત થયો. પાંચમા અને છઠ્ઠા રાજવંશમાં મસ્તબાની ઉપરના ચણતરની

અંદર ખાનાની દીવાલોમાં અનેક નાની ઓરડીઓ તેમ જ થાંભલાવાળા ઓરડાનો સમાવેશ કરવામાં આવ્યો. આ બધા ઓરડાઓની દીવાલો ઉપર ઊપમેલી આકૃતિઓથી સુશોભનો કરવામાં આવતાં. છઠ્ઠા રાજવંશના એક મસ્તબામાં આવા સુશોભનોવાળા ૩૦ ઓરડાઓ છે!!! તેમાં નોકરો પોતાના શેઠને ખાવાનું તેમ જ પીવાનું આપતા હોય, શેઠ પોતાની મિલકતનો વહીવટ તપાસતો હોય, ખેતીનાં દૃશ્યો, શિકારના દૃશ્યો, વગેરેનો સમાવેશ થાય છે.

લૂંટારાઓથી બચવાને માટે તેમણે મૃતદેહને જેમ જેમ ઊંડે ખસેડ્યો તેમ તેમ તેની વિપરીત અસર એ થઈ કે ગરમ રેતીમાં રહીને સુકાઈ જવાને બદલે હવે તે સડવા માંડયો. મૃતદેહને સડતો બચાવવા માટે તેમણે અનેક તરકીબો કરવા માંડી. પણ મસાલા ભરીને સાચવવાની કલા તેમને ઘણી મોડી હાથ લાગી.

આથી મૃતદેહને બગડતો અટકાવવા માટે જાદુનો ઉપયોગ શરૂ થયો. પૂતળાં મૂકવાનો રિવાજ પણ તેથી જ શરૂ થયો. પૂતળાં ઉપર મૃત માણસનું નામ અંકિત કરવામાં આવતું. દીવાલો ઉપર જુદા જુદા દેખાવો ચીતરવાનું મુખ્ય કારણ મૃતાત્મા મર્યા પછી પણ તેનો ઉપભોગ કરી શકશે તેની ખાતરી આપવાનું હતું.

આ બધું હોવા છતાં અમુક અમુક દિવસોએ તાજા પદાર્થો કબર ઉપર મૂકવા જવાનો રિવાજ હતો. અર્ધ્યના ખંડની પશ્ચિમ તરફની દીવાલમાં કૃત્રિમ બારણું મૂકવામાં આવતું તેની સામે વેદી ઉપર આ અર્ધ્ય મૂકવામાં આવતા.

અર્ધ્ય આપવાનો પહેલો હક્ક પુત્રને હતો. પિતા ઓસિરીસ અને પુત્ર હોરસ ગણાતા. તે પછી કબરને લગતા ધર્મગુરુઓ (mortuary priests) અર્ધ્ય આપતા. ધર્મગુરુઓને તે બદલ અમુક જમીન આપવામાં આવતી. એ તો સ્વાભાવિક જ છે કે, ભૌતિક અર્ધ્ય આપવાની ક્રિયા લાંબો વખત તો ચાલી શકે જ નહિ. એટલે તકતી ઉપર લખાણ લખીને કબર પાસે મૂકવામાં આવતું. આવી રીતે માનસિક રીતે અર્ધ્ય અર્પણ કરવામાં આવતા. આ તકતી ઉપર જાદુના મંત્રો તેમ જ ઊપમેલી આકૃતિમાં દેખાવ કોતરવામાં આવતા. આ દેખાવમાં મૃત માનવી ટેબલ ઉપર બેઠેલો હોય અને તેની આગળ અર્ધ્યનો ઢગલો કરવામાં આવ્યો હોય એવું જોવામાં આવે છે.

**મસ્તબામાંથી પિરામિડમાં થયેલું સંક્રમણ :**

આપણે આગળ જોઈ ગયા કે, ત્રીજા રાજવંશથી કબરમા ઈંટનું સ્થાન પથ્થરે લેવા માડ્યું હતું. પથ્થરની કબર સૌથી પહેલી ત્રીજા રાજ-વંશના રાજા ઝોસરે બંધાવી આ કબર રાજાના સ્થપતિ ઇમ્હોતેપે લગભગ ઈ. પૂ. ૩૧૫૦માં સક્કારામા બાધી

આ કબર સ્ટેપપિરામિડ તરીકે ઓળખાય છે, કારણ કે તે પગથિયાદાર છે (જુઓ આકૃતિ ૧૬) તેનુ ક્ષેત્રફળ ઉત્તરથી દક્ષિણ ૫૯૭ વાર અને પૂર્વથી પશ્ચિમ ૩૦૪ વાર છે. આ પિરામિડને ફરતા વિશાળ ચોગાનમા પથ્થરની બીજી અનેક ઈમારતો આવેલી છે, જે જુદી જુદી ધાર્મિક ક્રિયાઓ માટે વાપરવામા આવતી. આ બધી ઈમારતોને ફરતી પથ્થરની મજબૂત દીવાલ બાધેલી છે. બધી ઈમારતો ઉપર બહારની બાજુએ ટુરા-લાઈમસ્ટોન વાપરેલો છે જ્યારે અંદરની બાજુનું ચણતર સ્થાનિક પથ્થરથી કરવામા આવેલું છે.

આ સ્ટેપપિરામિડની ઊંચાઈ ૨૦૪ ફૂટ છે. પિરામિડને ચારે તરફ ફરતાં ૬ પગથિયા છે. આ પિરામિડના ભોયતળિયાનું માપ આશરે પૂર્વથી પશ્ચિમ ૪૧૧ ફૂટ અને ઉત્તર-દક્ષિણ ૩૫૮ ફૂટ છે.

આ પિરામિડની શરૂઆત નીચે પ્રમાણે કરવામાં આવી હશે.

સૌથી પહેલાં ૨૬ ફૂટ ઊંચો મસ્તબા બાંધવામા આવ્યો હશે. આ મસ્તબામા પણ અંદરની બાજુએ સ્થાનિક પથ્થર અને બહારની બાજુ ટુરા લાઈમસ્ટોન વાપરવામાં આવેલો છે. આ મસ્તબાનો ભોંયતળિયાનો વિસ્તાર સમચોરસ—ચારે તરફ ૨૦૭ ફૂટ છે. આ કામ પૂરું થયા પછી દરેક બાજુ ૧૪ ફૂટનો ઉમેરો કરવામાં આવ્યો. આ વધારાના ભાગની ઊંચાઈ મૂળ મસ્તબા કરતાં ૨ ફૂટ નીચી રાખવામાં આવી. આથી મસ્તબાનો આકાર પગથિયાદાર બન્યો

તે પછી મસ્તબાની પૂર્વ બાજુએ ૨૮ ફૂટનો વધારો કરવામાં આવ્યો, જેથી કબર પૂર્વથી પશ્ચિમ લાંબી થઈ. આ ઉમેરણની ઊંચાઈ પણ પહેલાના કરતા થોડીક ઘટાડવામાં આવી.

આ પછી ત્રીજું વિસ્તરણ કરવામાં આવ્યું જે દરેક બાજુએ ૯૬ ફૂટ સુધી લંબાયું. પરંતુ તેને આખરી સ્વરૂપ આપતાં પહેલાં સદંતર જુદી જાતનો ઘાટ આપવામાં આવ્યો. આ ત્રણ વિસ્તરણોવાળી ઈમારતની ઉપર એનાથી ઓછી પહોળાઈ વાળી એક બીજી ઈમારત, એ બીજી ઈમા-

ના ઉપર એનાથી ઓછી પહોળી ત્રીજી ઈમારત અને તેના ઉપર એનાથી પહોળી ચોથી, પાંચમી, છઠ્ઠી અને સાતમી ઈમારત ચણવામાં આવી. આવી રીતે ૭ પાંચાવાળો પગથિયાદાર પિરામિડનો ઘાટ ઘડાયો. મસ્તબામાંથી પિરામિડ-ઘાટ તરફ થયેલા વિકાસક્રમની આ વચલી સંક્રાંતિ-અવસ્થા સૂચવે છે.

ઝોસરના પિરામિડ પાસે ઓછામાં ઓછા બીજા ચાર પિરામિડો ઊભા કરવામાં આવ્યા હતા આમાંની બે કબરો ગીઝાથી થોડા માઈલ દક્ષિણે ઝવેયત એલ આર્યનમાં બાંધેલી છે. આમાંની જૂની જે લેયર પિરામિડ તરીકે ઓળખાય છે તે પગથિયાવાર બંધાયેલી છે. પણ આ કબરને બહુ જ નુકસાન થયેલું છે એટલે એના મૂળ આકારની ખબર પડતી નથી.

બીજી જે કબર છે તે પણ સ્ટેપપિરામિડ જેવી જ બાંધવાની હશે. પણ તે તો સૌથી પહેલો તબક્કો પૂરો થયા પછી તરત જ પડતી મુકાઈ છે. આ કબરનો અંદરનો ભાગ પૂરેપૂરો ખોદી કાઢવામાં આવ્યો છે. તેમાં દફન ખંડ (tomb chamber) બાંધવાની શરૂઆત કરવામાં આવી છે. આ અધૂરા પિરામિડના પથ્થરો ઉપર "નેબ-કા" એવું નામ કોતરેલું છે. આ કબરનું બાંધકામ ત્રીજા વંશના સ્થાપત્યને મળતું છે. તેથી તે ત્રીજા વંશના રાજા "નેબ-કા"ની હશે એમ માની શકાય. આ રાજાના નામ સિવાય બીજું કંઈ જ જાણવા મળતું નથી.

આવી જ રીતે લેયર-પિરામિડમાંથી મળી આવેલા વાસણ ઉપર "ખા-બો" એવું નામ કોતરેલું છે. તેથી એ પિરામિડ પણ 'ખા-બો' નામના રાજાનો હશે એમ માનવું રહ્યું.

બીજો એક પિરામિડ દાહશુર (Dah-sur) પાસે બાંધેલો છે. મૂળમાં એનો ઘાટ સાચા પિરામિડનો યોજાયો હશે પરંતુ તે એ પ્રમાણે પૂરો કરાયો નથી. આ પિરામિડનો કોણ અડધે આવ્યા પછી ઓચિંતો ઓછો થઈ જાય છે. આથી આ પિરામિડ "બેન્ટ-પિરામિડ" તરીકે ઓળખાય છે.

દાહશુરથી ૨૮ માઈલ દક્ષિણે મિડિયમ આગળ બીજો એક પિરામિડ આવેલો છે. આ પિરામિડનો ત્રીજો ભાગ હજી પણ રેતીમાં દટાયેલો છે— અને તે એટલો બધો નુકસાન પામેલો છે કે તેનો આકાર પિરામિડ કરતાં લંબચોરસ ટાવરને વધારે મળતો આવે છે. જો કે આ પિરામિડનો આવો

આકાર થોડો ઘણો તેની બાંધણીને આભારી છે. આ મિડિયમનો પિરામિડ પણ ઝોસરના પિરામિડની માફક પૂરો થતાં પહેલાં અનેક રૂપાંતર પામેલો છે. આ પિરામિડની મૂળ ઊંચાઈ ૭ તબક્કે વધારવામા આવેલી છે. પિરામિડના મજલા પાછળથી પાડેલા છે. મૂળ પિરામિડ પૂરો કરીને પછી પથ્થરના ૬ થર ઊતરતા અનુક્રમમાં ગોઠવવામાં આવેલા છે.

સાત પગથિયાનો પિરામિડ પૂરો થયા પછી તેનો ટોચનો ભાગ ૪૫ ફૂટ ઊંચો કરવામાં આવેલો છે. આ પિરામિડમાં પણ બીજા પિરામિડોની માફક બહારની બાજુ ટુરા–લાઈમિસ્ટોન અને અંદરની બાજુ સ્થાનિક પથ્થરથી બાંધવામા આવેલો છે.

આ પિરામિડના બધાં પગથિયાં પિરામિડ પૂરો થયા પછી સ્થાનિક પથ્થરથી પૂરી દેવામાં આવ્યાં છે, તે પછી તેના ઉપર ટુરા લાઈમિસ્ટોનનો થર કરી દેવામા આવ્યો છે. આ પિરામિડ કદાચ સ્નેફ્રુ રાજાએ બંધાવેલો હશે એમ ત્યાંના શિલાલેખો પરથી લાગે છે.

સ્નેફ્રુનો આ પિરામિડ જૂનામાં જૂનો સાચા પિરામિડનો નમૂનો છે.

સ્નેફ્રુનો પુત્ર ખુફુ (ચિઓપ્સ) જે ગાદી ઉપર આવ્યો તેણે ગીઝાથી પશ્ચિમે પાંચ માઈલ દૂર અત્યંત વિશાળ પિરામિડ બંધાવેલો છે. ચોથા રાજ્યવંશના ખુફુ પછીના બીજા બે રાજાઓ ચીફ્રેન અને મિસરીનસે પણ ખુફુના પિરામિડની પાસે એવા જ બે વિશાળ પિરામિડો બંધાવેલા છે. ખુફુનો પિરામિડ એટલો બધો વિશાળ છે કે તેના કદનું ચોક્કસ માપ હજી સુધી કોઈ કાઢી શક્યું નથી. એમ માનવામાં આવે છે કે આ પિરામિડમાં બેથી અઢી ટન વજનના ૨,૩૦૦,૦૦૦ જુદા જુદા પથ્થરના બ્લૉક વાપરવામાં આવ્યા છે. આમાંના કેટલાક બ્લૉક તો પંદર ટન વજનના છે. ખુફુનો પિરામિડ મોટા પિરામિડ તરીકે ઓળખાય છે. આ પિરામિડ એટલો તો વિશાળ છે કે, તેની સરખામણીમાં કોઈ મકાન કે મહેલાત આવી શકે તેમ નથી. આ પિરામિડમાં એટલો બધો પથ્થર વપરાયો છે કે તેના વડે લગભગ આખા ગુજરાત ફરતી ૧૦ ફૂટ ઊંચી અને ૧ ફૂટ પહોળી દીવાલ બાંધી શકાય!

મોટા પિરામિડનું કદ માપવાનો જેટલી વાર પ્રયત્ન થયો છે એટલી વાર મિસરની બીજી કોઈ ઈમારતનું કદ માપવાનો પ્રયાસ થયો નથી.

આ પિરામિડનું પાયાનું માપ આશરે નીચે પ્રમાણે છે :

ઉત્તર તરફ – ૭૫૫·૪૩ ફૂટ.
દક્ષિણ તરફ – ૭૫૬·૦૮ ફૂટ
પૂર્વ તરફ – ૭૫૫·૮૮ ફૂટ.
પશ્ચિમ તરફ – ૭૫૫·૭૭ ફૂટ.

આ પિરામિડના ચારે ખૂણા લગભગ કાટખૂણા છે. તેની ઊંચાઈ ૪૮૧·૪ ફૂટ છે.

અત્યારે ટોચ તૂટી જવાથી તેની ઊંચાઈમાં ૩૧ ફૂટનો ઘટાડો થયેલો છે. તેના ચારે ખૂણાનો ઢાળ જમીનને અડીને ૫૧°–૫૨' નો છે. તેનું ક્ષેત્રફળ ૧૩·૧ એકર જેટલું છે.

દૂરથી જોતા આ પિરામિડ ઘણો જ સરસ રીતે સચવાયેલો હોય એમ લાગે છે, પણ હકીકતમાં આ પિરામિડ લૂંટારાઓને હાથે ઘણું જ નુકસાન પામ્યો છે. તેના શિખર ઉપરના લગભગ બારેક જેટલા પથ્થરના બ્લૉક ખસેડી નાખવામાં આવેલા છે. પિરામિડની બહારની બાજુનો ટુરા-લાઈમસ્ટોનનો થર પણ નીચલા ભાગના થોડા છૂટક છૂટક ભાગ સિવાય ઊખડી ગયેલો છે.

પિરામિડની ઉત્તરની બાજુએ મૂળ દરવાજાની નીચે એક મોટું બાકોરું પાડેલું છે. પિરામિડની અંદર ખજાનો હશે એમ ધારીને લૂંટારાઓએ તેને લૂંટવાના ખૂબ જ પ્રયાસો કરેલા છે; અને તેઓ આમાં સફળ પણ નીવડેલા છે. રાજાની પાસે જે અનેક વસ્તુઓ મૂકવામા આવી હશે તે બધી જ લટાઈ ગઈ છે. પછીથી આ પિરામિડમાંથી પથ્થરો ખોદી ખોદીને ગીઝા અને કેરોમા પુલો અને નહેરો બાંધવા માટે લઈ જવામાં આવ્યા, તે ઉપરાંત દીવાલો, બીજી ઈમારતો તેમ જ ઘરો બાંધવા માટે પણ અહીંથી પથ્થરો લઈ જવામાં આવતા.

મોટો પિરામિડ–અંદરની રચના :




પ્રવેશદ્વારમા પેઠા પછી એક ૩ ફૂટ અને ૫ ઇચ પહોળી અને ૩ ફૂટ અને ૧૧ ઇચ ઊચી પરસાળ આવે છે આ પરસાળ પહેના પિરામિડના અદરના ભાગમા અને પછી ખડકને કોરીને ૨૬° ૩૧ ૨૩″નો ઢાળ બનાવીને નીચે ઉતારવામા આવેની છે

મૂળ પ્રવેશદ્વારથી લગભગ ૩૪૫ ફૂટ દૂર આ પરસાળ ઢાળવાળી મટી ઓરડામા ફેરવાતા પહેના કરતા ૨૯ ફૂટ આડી થઈ જાય છે

પરસાળની પશ્ચિમ બાજુએ અને ઓરડાના પ્રવેશદ્વારની પાસે એક અધૂરો ખોદાયેલો ગોખલો છે ઓરડાનુ કામ પણ અધૂરુ છે આ ઓરડો ૧૧ ફૂટ ૬ ઇચ ઊચો, પૂર્વ–પશ્ચિમ ૪૬ ફૂટ અને ઉત્તર–દક્ષિણ ૨૭ ફૂટ ૧ ઇચનો છે આ માપ ૧૮૩૮મા લેવામા આવ્યુ. તે પછી તેની માપણી થઈ શકી નથી કારણ પછીના ખોદકામ દરમિયાન ઓરડાની છત સુધી પથ્થરના ગચ્ચા ખડકાયેલા છે જે આજે પણ તેમના તેમ જ છે

ઓરડાના પ્રવેશદ્વારની સામી બીતે એટલે કે ઓરડાની દક્ષિણ બાજુની દીવાલમા બહાર જવા માટે એક બાકોરુ છે પણ આગળ રસ્તો બધ થઈ જાય છે આનુ એક કારણ એ હોઈ શકે કે મૂળ પ્લાન પ્રમાણે કદાચ આ ઓરડામા અને પરસાળમા થઈને બીજા ખડમા જઈ શકાત પણ આ પ્લાન પડતો મુકાયો હોય તેમ લાગે છે

જ્યારે આ પ્લાન પડતો મુકાયો ત્યારે ઉપરનું બાંધકામ ઘણું બધું થઈ ગયું હતું તેથી મુખ્ય પ્રવેશદ્વારની ૬૦ ફૂટ દૂર ઊતરતી પરસાળની છતમાં કાણું પાડીને ત્યાં ચડતી પરસાળની રચના કરવામાં આવી. આ પરસાળનું મુખ દફનવિધિ બાદ ચૂનાના મોટા પથ્થરથી બંધ કરી દેવામાં આવ્યું હતું કે જેથી કરીને ઊતરતી પરસાળના ઉપરના ભાગમાં થઈ ને ચડતી પરસાળમાં જવા માટે રસ્તો છે એમ ખબર જ ન પડે. પથ્થરનું આ ગચ્ચું બરાબર મુકાયું નહિ હોય, કારણ ખોદકામ દરમિયાન આ ગચ્ચું નીકળી પડ્યું તે પરથી જ ખબર પડી કે ઉપર જવા માટે અહીંયાં રસ્તો છે.

ચડતી પરસાળ લગભગ ૧૨૯ ફૂટ લાંબી છે. ઊંચાઈ અને પહોળાઈમાં તે ઊતરતી પરસાળ જેવડી જ છે. તેનો ઢાળ પણ લગભગ ઊતરતી પરસાળ એટલો જ ૨૬° ૨′ ૩૦″ છે. ફેર માત્ર એટલો જ છે, કે ઊતરતી પરસાળમાં ઢાળ ઊતરે છે અને ચડતી પરસાળમાં ઢાળ ઊંચો થાય છે. ચડતી પરસાળના નીચલા છેડા આગળ ૩ વજનદાર પથ્થરનાં ગચ્ચાં મૂકેલાં છે. તે એક પાછળ એક એમ મૂકેલાં છે.

ચડતી પરસાળ જ્યારે તે બંધાતી હતી ત્યારે દફનખંડ (burial chamber) જમીનથી બહુ ઊંચે નહિ એવી જગ્યાએ વચ્ચોવચ્ચ બાંધવાનો વિચાર હશે. આવો ખંડ ચડતી પરસાળના છેડાને જોડતા રસ્તા ઉપર બાંધવામાં આવ્યો પણ હતો. આને આરબો રાણીનો ખંડ તરીકે ઓળખાવે છે. આ ઓરડી ઉત્તર અને દક્ષિણ બાજુની વચ્ચોવચ્ચ કેંદ્ર-સ્થાને આવેલી છે. તેનું માપ પૂર્વથી પશ્ચિમ ૧૮ ફૂટ ૧૦ ઇંચ અને ઉત્તર-દક્ષિણ ૧૭ ફૂટ ૨ ઇંચ છે. તેનું છાપરું અણીદાર છે. તેની ઊંચાઈ ૨૦ ફૂટ ૫ ઇંચ છે. ઓરડીની પૂર્વ બાજુની દીવાલમાં ગોખલો છે. તેની ઊંડાઈ ૩ ફૂટ ૫ ઇંચ છે. ગોખલાની ઊંચાઈ ૧૫ ફૂટ ૪ ઇંચ છે. અને તળિયાના ભાગની પહોળાઈ ૫ ફૂટ ૨ ઇંચ છે. આ ગોખલામાં કદાચ રાજાનું બાવલું મૂકવાનું હશે.

રાણીના ખંડનું કામ અધૂરું છે, કારણ આ પ્લાન પડતો મુકાયો હશે. તેના પુરાવા રૂપે ખંડની જમીન તદ્દન ખરાબ છે. જો ખંડનું કામકાજ પૂરું થયું હોત તો જમીનમાં સારા પથ્થરો જડવામાં આવ્યા હોત. ઓરડાની ઉત્તર અને દક્ષિણ તરફની દીવાલમાં નાનાં લંબચોરસ બાકોરાં પાડેલાં છે. આમાં થઈને જે દાંડા નાખેલા છે તે ૬ ફૂટ અને ૬ ઇંચ સુધી અંદર

૨૬ પછી ૩૦° નો ખૂણો બનાવી ઉપર જાય છે. આ કાણા જ્યારે ખંડ બંધાતો હતો ત્યારે પાડવામાં આવેલાં નહીં હોય. રાણીના ખંડમાં જવાનો રસ્તો, જે ચડતી પરસાળને મળે છે, તેની જમીન પણ ખાડા-ટેકરાવાળી જ છે.

રાણીના ખંડની યોજના પડતી મુકાયા પછી ચડતી પરસાળને આડળીને આગળ વધતી બીજી મોટી ગેલેરી બાંધવામાં આવી છે. આ ગેલેરી ગ્રાન્ડ–**ગેલેરી** તરીકે ઓળખાય છે. તે ૧૫૩ ફૂટ ઊંચી અને ૨૮ ફૂટ પહોળી છે આ ગ્રાન્ડ-ગેલેરીની દીવાલ ૭ ફૂટ અને ૬ ઇંચ સુધી એકદમ સીધી ઊંચે જાય છે. તેને ચૂનાના પથ્થરથી પૉલિશ કરેલી છે તે પછી દીવાલ ૭ તબક્કે ત્રણ ત્રણ ઇંચ અંદર જાય છે. દીવાલના ઉમા અને છેલ્લા તબક્કાની પહોળાઈ ૩ ફૂટ ૫ ઇંચ છે અને તેના ઉપર છત માટેના મોટા મોટા પથ્થરના ગચ્ચા ઢળતાં ગોઠવેલા છે ગેલેરીની બને દીવાલોના નીચેના ભાગમાં ૨ ફૂટ ઊંચી અને ૧ ફૂટ ૮ ઈંચ પહોળી ગેલેરીની જ લંબાઈ જેટલી લાંબી ઓટલી છે. એ બે ઓટલી વચ્ચેનો રસ્તો છે જેની પહોળાઈ છાપરા જેટલી જ એટલે કે ૩ ફૂટ ૫ ઇંચ છે આ રસ્તાને નીચલે છેડે અત્યારે ખાડો છે પણ મૂળ ત્યાં રાણીના ખંડને જોડતી આડી પરસાળ અને ચડતી પરસાળને જોડતો પથ્થરનો બ્લૉક હશે આ ખાડામાંનો એક પથ્થર હટાવતા એક બાકોરું દેખાય છે, જે પહેલા સીધું અને પછી ત્રાંસુ થઈ ઊતરતી પરસાળની પશ્ચિમ બાજુની દીવાલને મળે છે ગ્રાન્ડ ગેલેરીના આગલા ભાગ આગળ એક ઊંચું પગથિયું આવેલું છે, જેના ઉપર ચઢીને રાજાના ખંડમાં જવાના રસ્તા ઉપર પહોંચી શકાય છે. આ રસ્તાની ઊંચાઈ અને પહોળાઈ ધીમે ધીમે વધતી જાય છે. એ રીતે એક નાનો ઓરડો બને છે આ ઓરડાની દક્ષિણપૂર્વ અને પશ્ચિમ બાજુની દીવાલ લાલ ગ્રેનાઈટની બનેલી છે. આ ઓરડાની પૂર્વ અને પશ્ચિમ બાજુની દીવાલમાં ૪ પહોળા ખાંચા પાડેલા છે ૩ ખાંચા તો છેક જમીન સુધી પહોંચે છે ચોથો ખાંચો લગભગ છત સુધી પહોંચે છે ત્રણ ખાંચાઓ ૩ જાળીઓ માટે રાખવામાં આવ્યા હશે પણ હાલ તેમાનું કંઈ મોજૂદ નથી. ત્રીજા ટૂંકા ખાંચામાં થઈ ને ઓરડાને વીંધીને બે મોટા ગ્રેનાઈટ પથ્થરના એક ઉપર એક એવા મૂકેલા બ્લૉક્સ હજી પણ છે ત્રીજો સૌથી ઉપરનો બ્લૉક જે છત સુધી પહોંચતો હશે તે પણ મૂકેલો હશે. પણ તે આજે નથી.

**રાજાનો** ખંડ ગ્રેનાઈટ પથ્થરથી બાંધેલો છે. તે પૂર્વપશ્ચિમ ૩૪ ફૂટ ૪ ઇંચ અને ઉત્તરદક્ષિણ ૧૭ ફૂટ ૨ ઇંચ પહોળો છે. તેની ઊંચાઈ ૧૯ ફૂટ ૧ ઇંચ છે. ખંડની ઉત્તર અને દક્ષિણ બાજુની દીવાલમાં જમીનથી ત્રણ ફૂટ ઊંચે દાંડા મૂકવા માટે લંબચોરસ કાણાં પાડેલાં છે. આ કાણાં પિરામિડના બહારના ભાગ સુધી પહોંચે છે, જે ઉત્તર બાજુ ૩૧° અને દક્ષિણ બાજુ ૪૫° નો ખૂણો કરે છે. આ કાણાં શા માટે કર્યાં હશે તે જાણી શકાતું નથી. આ કાણાં કાં તો હવા આવવા માટે કે કોઈ ધાર્મિક વિધિ માટે કર્યાં હશે.

પશ્ચિમ બાજુની દીવાલ પાસે એક લંબચોરસ ગ્રેનાઈટની ઢાંકણા વગરની દફનપેટી પડેલી છે, જેમાં રાજાનું શબ મૂકવામાં આવ્યું હશે શબ પેટીની અંદર લાકડાની દફનપેટીની અંદર મૂકેલું હશે.

રાજાના ખંડની છત સપાટ છે. તે લગભગ ૪૦૦ ટનના પથ્થરની ૯ શીલાઓની બનેલી છે, જેમાથી પાંચ ખાના પડે છે. પહેલાં ચાર ખાનાંની છત સપાટ છે; જ્યારે પાચમા અને છેલ્લા ખાનાની છત અણીવાળી છે. ગ્રેનાઈટની આ ૯ શીલાઓમાં તરાડો પડી છે. છતાં આટલાં બધાં વર્ષો થયા છતાં પણ જે તે સ્થળે જ ટકી રહી છે. ને નીચે નથી પડી ગઈ એ નવાઈની વાત છે.

બીજા પિરામિડોની આસપાસ અધિકારીઓ અને સગાંવહાલાંની કબરો જેમ તેમ બાંધેલી છે. જ્યારે આ મોટા પિરામિડોની આસપાસ બાંધેલી કબરો પદ્ધતિસરની છે. પિરામિડને ફરતી જે દીવાલ બાંધેલી છે, તેની પૂર્વ અને પશ્ચિમ બાજુની દીવાલ આગળ અમુક ચોક્કસ ફૂટને અંતરે સમાંતર હારમાં મસ્તબા આકારની કબરો બાંધેલી છે, જ્યારે દક્ષિણ બાજુએ આવી કબરોની એક જ હાર બાંધેલી છે. ઉત્તર બાજુએ કશું નથી. પૂર્વ બાજુની કબરો રાજાનાં મુખ્ય સગાંવહાલાંની છે. પશ્ચિમ બાજુની કબરો અધિકારીવર્ગની છે. આ બધી કબરો ઉપરનો બહારનો થર નીકળી ગયો છે, પણ બધી કબરો ઉપર એક જ સરખો ટુરાલાઈમ-સ્ટોનનો થર કરેલો હશે.

આપણે આગળ જોઈ ગયા છીએ કે મોટા પિરામિડથી, થોડેક દૂર દક્ષિણ તરફ ચોથા રાજવંશના બે રાજાઓ ચિફ્રેન, મિસિરીનસે પિરામિડો બંધાવેલા છે. મિસિરીનસના પિરામિડની દક્ષિણે બીજા ત્રણ નાના પિરામિડો આવેલા છે, પણ તેમાંથી એકેનું કામ પૂરું થયેલું નથી આ પિરામિડો કોણે બંધાવ્યા હતે તે હજી ચોક્કસપણે જાણી શકાયું નથી,

ચોથા રાજવંશના રાજા દેદેફ્રા (Dedefra) જે ચિઓપ્સ અને ચિફ્રેનની વચમાં થઈ ગયો હશે, તેણે આબુ રોઅશ (Abu-Roash)માં એટલે કે ગીઝાના મેદાનથી ઉત્તરે પાચ માઈલ દૂર પિરામિડ બંધાવેલો છે. પણ આ પિરામિડને એટલું બધું નુકસાન થયેલું છે કે તેનુ મૂળ કદ જાણી શકાતું નથી.

પાચમા રાજવંશ દરમિયાન પિરામિડો તો બંધાવા હતા પણ તે બધા હલકી કોટીના છે. આથી અત્યારે તો તે બધા રેતી સાથે લગભગ ભળી ગયા છે. પાચમા રાજવંશના પહેલા રાજા ઉસરકાફે (Userkaf) સક્કારામા સ્ટેપપિરામિડની ઉત્તરપૂર્વ બાજુએ પિરામિડ બંધાવેલો છે. પાચમા રાજવંશના ઉસરકાફ પછીના રાજાઓએ અત્યારના આબુ સીર (Abu-sir) પાસે પિરામિડો બધાવેલા છે. આ પિરામિડોને પણ પારાવાર નુકસાન થયેલુ છે.

છટ્ઠા રાજવશના ટેટી, પેપી પહેલો અને મેરેનરેએ સક્કારામાં પિરામિડો બંધાવ્યા છે. આ પિરામિડો ઘણા નાના છે. મેરેનરે પછી આવેલા રાજા પેપી બીજાએ મિસરના બધા રાજાઓ કરતાં વધારે વર્ષો રાજ્ય કર્યું હતું. એમ કહેવાય છે કે તેણે ૯૪ વર્ષ રાજ્ય કર્યું હતું. તેણે પણ તેના પહેલાંના બે રાજાઓએ બધાવેલા પિરામિડોની દક્ષિણે થોડે દૂર પિરામિડ બંધાવેલો છે. આ પિરામિડનો ફક્ત તળિયાનો પ્લાન જ મળ્યો છે. ઉપરનું કંઈ જ મોજૂદ નથી. છટ્ઠા રાજવંશના બધા પિરામિડોની બહારની બાંધણી તેમજ અંદરના ખંડોની રચના લગભગ એક જ સરખી છે. આ પિરામિડોની દીવાલો ઉપર ઉપસાવેલી આકૃતિઓ ઘણી જ મળે છે. મિસરમા પિરામિડોની પાસે બીજી પણ બધી ઘણી નાની નાની ઈમારતો, દેવળો, વગેરે ઊભાં કરવામાં આવતાં હતાં. આમાં થાભલાઓ ઉપર ખૂબ સુશોભનો કરવામાં આવતાં. દેવળોમાં પણ પૂરા કદના પૂતળાંઓ અનેક મૂકવાનો રિવાજ પાંચમા અને છટ્ઠા રાજવંશ દરમિયાન શરૂ થયો હતો. આ ઉપરાંત દીવાલો પણ ઊપસાવેલી આકૃતિઓથી વિભૂષિત કરવાનું શરૂ થયું હતું. થાંભલાઓમાં જુદા જુદા આકારો પ્રયોજાવા શરૂ થયા હતા. થાભલામાં ચૂનાના પથ્થરનો ઉપયોગ થતો હતો. ભીંતો ઉપર ઊપસાવેલી આકૃતિઓ કંડારવાનો રિવાજ તો ચોથા રાજવંશથી શરૂ થયો હતો. પણ પાંચમા રાજવંશ દરમિયાન તે આકૃતિઓમાં અનેક વિષયો આવરી લેવામાં આવ્યા હતા. પાંચમા રાજવંશના સક્કારામાં આવેલા

મસ્તમાની ઊપસાવેલી આકૃતિઓ શ્રેષ્ઠતમ કોટીની છે. ૬ ઠ્ઠા રાજવંશ દરમિયાન પણ ઊપસાવેલી આકૃતિઓ એવી જ ઉચ્ચ કોટીની છે.

પ્રાચીન રાજ્યના અંત પછી મિસરના રાજકારણમાં થોડો વખત અંધાધૂંધી ફેલાઈ હતી. આ સમય દરમિયાન કલા તેમજ હુન્નરને બિલકુલ પ્રોત્સાહન મળ્યું નહીં એટલું જ નહીં પણ પિરામિડ યુગના કેટલાક દેવળો અને કબરોનો નાશ કરવાની પ્રવૃત્તિ શરૂ થઈ હતી. મેનેથોના કથન મુજબ[1] સાતમા અને આઠમા રાજવંશના રાજાઓએ મેમ્ફિસની ગાદી તો હાથ કરી પણ તેઓ માત્ર સ્થાનિક રાજાઓ જ હતા આ સમય દરમિયાન દેશના મોટા ભાગમાં ખૂબ અંધાધૂંધી ફેલાઈ હતી. આની અસર એટલી વિસ્તૃત હતી કે દેશની મોટા ભાગની જમીન ખેડાયા વગરની પડી રહી અને કેટલાક પ્રાંતોમાં તો દુકાળ જેવી પરિસ્થિતિ થઈ ગઈ હતી આઠમા રાજવંશના પાછલા સમય દરમિયાન દક્ષિણના લગભગ આઠેક પ્રાંતોને વ્યવસ્થિત કરવાનો પ્રયાસ થયો હતો લગભગ ચાલીસેક વર્ષ પછી હેરક્લીઓપોલીસ ખેટી નામના રાજાએ આખું ઉપલું મિસર જીતી લીધું અને નવમા રાજવંશની સ્થાપના કરી. ખેટીના વિજય પછી લગભગ સોએક વર્ષ બાદ થીબ્સના એક ઇન્તેફ નામના રાજાએ તેના સમકાલીન હેરક્લીઓપોલીસ રાજા સામે બંડ ઉઠાવ્યું, અને પોતાને ઉપલા અને નીચલા મિસરનો રાજા કહેવડાવવા લાગ્યો

છેવટે અગિયારમા રાજવંશના મેન્તુહોતેપ બીજાના રાજ્યઅમલ દરમિયાન લગભગ અઢીસો વર્ષ પછી ફરી પાછી કલા પુનર્જીવિત થઈ. આ રાજાના અમલ દરમિયાન શિલ્પ અને સ્થાપત્યનો ખૂબ સારો વિકાસ થયો. તેણે સ્થાપત્યમાં નવતર પ્રયોગો યોજી થીબ્સમાં વિશાળ અને નમૂનેદાર કબર-મંદિર બંધાવ્યું હતું. આ કબરમંદિરની પાસે બીજી કબરો, કીર્તિમંદિર તેમજ એક પિરામિડ પણ બંધાવ્યા હતા

તે પછી બારમા રાજવંશના સ્થાપક એમેનેમહત પહેલાએ પણ પોતાને માટે પિરામિડ તેમજ તેની આસપાસ કબરમંદિરો વગેરે બંધાવ્યાં હતા આ પિરામિડ ઊંચી અગાસી જેવી પીઠિકા ઉપર બધાવ્યો હતો. વ્યાસપીઠને ફરતી પથ્થરની દીવાલ કરવામા આવી હતી.

આ પછી સેનુસ્રત પહેલાએ એમેનેમહત પહેલાના પિરામિડની દક્ષિણે દોઢેક માઈલ દૂર પોતાને માટે પિરામિડ બધાવ્યો હતો. આ બને

૧ ધી 'પિરામિડ્સ ઑફ ઇજિપ્ત' - આઈ. ઇ. એસ. એડવર્ડ્સ પૃ. ૧૭૦.

પિરામિડની રચના લગભગ સરખી જ છે પિરામિડોની પાસે કબર મંદિરો તેમજ બીજી કબરો પણ ચણેલા છે મેનુસત પછીના રાજાઓએ દાહશુર આગળ પિરામિડ વગેરે બંધાવ્યા હતા મેનુસત ત્રીજા પછી રાજ્યાદી પર આવેલા એમેનેમહત ત્રીજાએ બે પિરામિડ બંધાવ્યા હતા આ રાજાના મૃત્યુ બાદ મધ્યરાજ્યનો અંત આવ્યો એમ કહી શકાય

તેરમાથી સત્તરમા રાજવંશનો લગભગ બસો વર્ષના ગાળાનો સમય પણ અંધાધૂંધીનો સમય હતો આ ગાળા દરમિયાન રાજ્ય કરનાર રાજાઓ ઘણા નબળા હતા જેથી રાજગાદી ઉપર ઘણો થોડો સમય ટકતા આ સમય દરમિયાન આખા મિસરમા અવ્યવસ્થા પ્રવર્તી હતી

અઢારમા રાજવંશનો આહમોસ પહેલો પિરામિડ બાંધનારમા છેલ્લો રાજા હતો તેણે એબીડોસમા જે કીર્તિમંદિર બંધાવ્યુ હતુ તે પિરામિડ આકારનુ હતુ તેણે એબીડોસમા તેની માતા માટે કૃત્રિમ પિરામિડ (Dummy Pyramid) પણ બંધાવ્યો હતો

આ પછી પિરામિડો બાંધવાનો રિવાજ બંધ પડ્યો કારણ અનુભવથી રાજાઓને સમજાયુ કે પિરામિડ આકારને લીધે કબરના સ્થાનની માહિતી એકદમ છતી થઈ જાય છે, તેમજ અનેક તરકીબો અજમાવ્યા છતા લૂટારાઓ તેની અંદર ઘૂસીને ત્યા મૂકેલી કીમતી વસ્તુઓ ચોરી જાય છે આથી સામ્રાજ્યયુગના રાજાઓએ તેમની કબરો અને કબર-મંદિરો નાઈલની ખીણમા આવેલા પહાડો ખોદીને ત્યા બાંધવાનો રિવાજ શરૂ કર્યો જો કે સ્થાપત્યમા પિરામિડ આકારનો ઉપયોગ તો છેક રોમન લોકો આવ્યા ત્યા સુધી ચાલુ રહ્યો હતો

## સ્ફિંક્સ (Sphinx)

મોટા પિરામિડ અને તેની પાસે ઊભી કરવામા આવેલી ઇમારતોની દક્ષિણે એક રાક્ષસી કદનુ સ્ફિંક્સ આવેલુ છે આ સ્ફિંક્સ મોટા પિરામિડ બાંધતા વધેલા પથ્થરમાથી રાજા ચીફ્રેનના વખતમા કોરી કાઢવામા આવ્યુ હશે એમ માનવામા આવે છે આ સ્ફિંક્સનુ મુખ મનુષ્યનુ અને શરીર સિંહનુ છે[1] આના ઉપર પ્લાસ્ટર કરેલુ હતુ તેમજ રંગ લગાવેલો હતો આ સ્ફિંક્સની લંબાઈ ૨૪૦ ફૂટ ઊંચાઈ ૬૬ ફૂટ અને મોની વધુમા વધુ પહોળાઈ ૧૩ ફૂટ ૮ ઇંચ છે માથા ઉપર શાહી મુગટ છે બીજા શાહી

---

૧ આ આકૃતિ આપણા નૃસિંહ સ્વરૂપને મળતી આવે છે ફક્ત ક્રમ ઊલટો છે એટલુ જ

પ્રતીકોમાં કપાળ ઉપર નાગ તેમજ હડપચી ઉપર દાઢી છે. આજે દાઢી મોજૂદ નથી. સ્ફિંક્સના મુખને ખૂબ નુકસાન થયું છે છતાં તે રાજા ચીફ્રેનની પ્રતિકૃતિ ધરાવે છે. મિસરનાં પુરાણોમાં સિંહને પવિત્ર ધામોનો રક્ષક મનાયો છે.

ઘર :

મિસરવાસીઓ તેમનાં રહેવાનાં ઘરો અંધારાં રાખતા, કારણ રણપ્રદેશને લીધે સવારથી સાંજ સુધી બાળીનાખનો તાપ અને લૂ વરસતાં. આ લૂથી બચવા તેઓ તેમનાં ઘરમાં ઘણો જ ઓછો પ્રકાશ પડે તેવી ચીવટ રાખતા. સૂર્યનાં સીધાં કિરણોને તો ઘરમાં આવવા જ દેતા નહિ. પ્રકાશ માટે દીવાલમાં ઊંચે બાકોરું રાખતા; જ્યાંથી પ્રકાશ જ આવે, તાપ નહિ. સૂર્યનો પ્રકાશ ના આવે માટે તેઓ ઘરને બારીઓ રાખતા જ નહિ; અથવા ઘણી થોડી રાખતા. બારણાં ઉપર પણ સાદડી કે પડદા ટાંગી દેતા.

તેઓ તેમનાં ઘર માટીનાં બાંધતા, જેથી ઉનાળામાં ઠંડક રહે. મિસરમાં લાકડું અને પથ્થર બંને બહારથી લાવવામાં આવતાં તેથી તે બહુ મોંઘા પડતાં.

રણની વચ્ચે ટેકરીઓની તળેટીમાં મકાનો બાંધતા. સ્થપતિઓ પણ આવી મુશ્કેલીઓનો સામનો બુદ્ધિ અને હિંમતથી કરતા.

તેઓ સૂર્યથી પકવેલી ઈંટોનો મકાનો માટે ઉપયોગ કરતા. બધી ઈંટો એક જ સરખા કદની બનાવતા. ઈંટની ગોઠવણી પણ સુંદર રીતે કરતા. દીવાલો ૧૦ ફૂટ ઊંચી અને ૪ ફૂટ પહોળી બાંધતા. ઈંટો ગોઠવીને દાદરની રચના પણ કરતા.

તેઓ તેમની ઈમારતો નીચેથી પહોળી અને ઉપરથી સાંકડી બાંધતા. આથી તેમાં વિશેષ મજબૂતાઈ આવતી. આવી રચનાથી જમીનના સંકોચાવા અને ફૂલવા સામે રક્ષણ મળતું. આ રક્ષણ મેળવવા તેઓ ઘણી વાર દીવાલના વિભાગ પાડીને ચણતા, કોઈ વાર વાંકવાળી ઈંટોથી દીવાલ ચણતા અથવા કોઈ વાર દીવાલને ટેકા મૂકતા.

સ્થપતિઓ કમાનનો સારો ઉપયોગ કરતાં શીખ્યા હતા. તેઓ ઈંટોની કમાન કરતા. તેઓ કૃત્રિમ કમાનનો પણ ઉપયોગ કરતા. આ ઉપરાંત, નળાકાર છતની રચના પણ કરી જાણતા.

બાંધકામમાં પથ્થરનો ઉપયોગ તો પહેલા રાજવંશથી શરૂ થયો હતો; પણ તે ઘણો જ થોડો. ૩ જા રાજવંશમાં તેનો બહોળો ઉપયોગ પિરામિડ તેમજ કબર-મંદિરો (Mortuary Temples)માં થયો. આવી ઈમારતો નદીથી ઘણે દૂર બાંધતા કે જેથી જમીનના હલનચલનથી તેમને નુકસાન થાય નહિ. દેવનાં દેવળો તો નદીકિનારે જ બાંધતા. આ માટે તેઓ ચૂના અને રેતીના પથ્થરો વાપરતા.

તેઓ પહાડમાંથી દેવળો કોતરતા. તેમાં છતથી શરૂ કરી પછી થાંભલા ને પછી જમીન એમ ઊલટો ક્રમ રહેતો. આવાં દેવળો થોડાં છે.

ઘણા જૂના સમયથી મિસરમા બે જાતનાં દેવળો બાંધવામાં આવતાં. એક તો સ્થાનિક દેવ માટે અને બીજું મૃત રાજા માટે.

દેવનાં દેવળોના પ્લાન સાદા હોય છે. તેના ચાર ભાગ હોય છે. બહારનો ચોક, અંદરનો ચોક, પ્રવેશખંડ (vestibule) અને ગર્ભગૃહ. ગર્ભગૃહ દરવાજાની સામે સીધી લીટીમાં જ આવેલું હોય છે. બહારનો ચોક જનતા માટે, અંદરનો ચોક મહત્ત્વની વ્યક્તિઓ માટે, પ્રવેશખંડ અને ગર્ભગૃહ ધર્મગુરુઓ માટે રાખવામાં આવેલા હોય છે. વખત જતાં પ્લાનમાં વધારાના ઓરડાઓ ઉમેરવામાં આવ્યા. લંબચોરસ તળાવનો પણ ઉમેરો કરવામાં આવ્યો, જેમાં દેવદેવીઓ હોડીની મોજ માણી શકે.

### કબર–મંદિર :

કબરને લગતા મંદિરમાં મૃત રાજાનું શરીર અથવા તેના શરીરના કેટલાક ભાગો સાચવવામાં આવતા. જે ઓરડાઓમા શબને રાખવામાં આવતું ત્યાં ખોરાકપાણી વગેરે મૂકવામાં આવતા. રાજાનું નામ કોતરેલી તકતી ઉપર આ બધું મૂકવામા આવતું. પ્રાચીન રાજ્યમા દરેક પિરામિડ પાસે કબર–મંદિરો રાજાની શક્તિ અને મહત્તા પ્રમાણે ઊભા કરવામા આવતા.

રાજકીય અંધાધૂંધીના સમય બાદ બારમા રાજવંશમાં આ પ્રણાલિકા ફરી ચાલુ થઈ.

સામ્રાજ્યયુગનાં કબર–મંદિરો રણને છેડે થીબ્સ આગળ, નદીને પશ્ચિમ કિનારે બાંધવામાં આવ્યાં હતાં. આમાંનાં મોટા ભાગનાં આજે નષ્ટપ્રાય થઈ ગયાં છે. આમાંનું સૌથી સુંદર રામીસીસ બીજાનું 'રામીસિયમ'[1] છે.

આ મંદિરના ક્રિયાકાંડો લગભગ દેવળના ક્રિયાકાંડો જેવા જ હોય છે. કેટલાક ઉત્સવોના દિવસે રાજાનું પૂતળું બહાર વરઘોડાની જેમ ફેરવવામાં આવતું. તેને ખોરાક–પાણી અર્પણ થતાં. તેની પાસે સુગંધિત ધૂપ કરવામાં આવતો, ફૂલ ચઢાવવામાં આવતા તેમજ પ્રાર્થના અને મંત્રો બોલવામાં આવતાં. પ્રાર્થના અને મંત્રો દેવળમાં ઉચ્ચારાતા તે જ ઉચ્ચારવામાં આવતાં. દેવળ કરતાં આ મંદિરોમાં ફરક માત્ર ધર્મગુરુઓની સંખ્યા તેમજ તેને મળતાં દાનોમાં રહેતો.

### કીર્તિમંદિરો :

મંદિરનો આ પ્રકાર પણ ઘણો જાણીતો છે. આ પ્રકારનું સૌથી સારું મંદિર સેતેખી પહેલાએ એબીડોસમા બંધાવેલું છે. આમા એક કરતાં વધારે દેવો છે. આ મંદિરમાં એક જ હારમાં ૭ દેવળો છે. દરેકમાં

[1] 'રામીસિયમ'

અત્યારે નવા બંધાઇ રહેલા આસ્વાન બંધમાં પાણીની સપાટી ઊંચે જતાં આ પ્રાચીન અપ્રતિમ દેવળ નષ્ટપ્રાય થઇ જાય તેમ હતું. આથી એને બચાવવા માટે યુનેસ્કોનો સહકાર મેળવવામાં આવ્યો. દેવળના ગંજાવર બાવલાઓને પાયથી ત્રીસ ટનના લગભગ ત્રણસો પચાસ બ્લૉકમાં કોઇપણ જાતનું જરા પણ નુકસાન ન થાય તે રીતે અતિશય કુશળતાથી કાપીને ઉંચા કરી તેના મૂળ સ્થાનેથી ૨૧૦ ફૂટ ઊંચે લઈને તેમને ફરીથી સાંધી દેવામાં આવ્યા છે.

જુદા જુદા દેવનુ સ્થાપન કરવામા આવેલુ છે આ દેવગર્ભના ૭ દેવો તે પૂર્વ બાજુથી શરૂ કરતા અનુક્રમે રાજા મેતેપી, ટાહ (Ptah), હરખ્તી (Harakhti), એમોન, ઓસીરિસ, ઇસીસ અને હોરસ છે વચ્ચેનુ દેવળ એમોનનુ છે

### શિલ્પ

શિલ્પનો મુખ્ય ઉપયોગ સ્થાપત્યને સુશોભિત કરવા માટે થતો હતો તેથી સ્થાપત્યને અનુકૂળ શિલ્પો થતા મિસરના સ્થાપત્યો મોટે ભાગે આડા અને ઊભા હોય છે તેથી આની ઇમારતોના શણગારરૂપ શિલ્પો પણ ઊભા અને આડા હોય છે મિસરની દરેક કલા ધર્માભિમુખ હતી, અને ધર્મ રૂઢિયુસ્ત હતો પરિણામે કલાએ પણ તે જ પ્રકૃતિ અપનાવી હતી

મિસરની કલાની લક્ષણનો આધાર યુગ અને સાધનો ઉપર પણ અવલંબે છે લાલ ગ્રેનાઇટ જેનો તેઓ શિલ્પમા ઉપયોગ કરતા તે ઘણો જ ખરચાળ હતો આથી મોટી કૃતિઓમા દૂરથી જોવા માટે જ સારો લાગે નાની અને કલામય કૃતિઓ માટે તે નકામો હતો આની અપેક્ષાએ કાળા ગ્રેનાઇટનો પથ્થર જે સામતયુગ અને સામ્રાજ્યયુગમા વપરાયો તે ઘણો સારો છે શિલ્પ માટે બાસલ્ટનો પથ્થર પણ સારુ કામ આપતો. અઢારમા રાજવંશમા લીલો બાસલ્ટ અને ૭ વીસમા રાજવંશમા કાળો બાસલ્ટ ઘણો વપરાતો હતો આ ઉપરાત મૂર્તિઓ કંડારવા માટે સ્નેટ ડીઓરાઇટ ઓબ્સિડિયન સ્ફટિક, વગેરે વપરાતા પણ આ બધા પથ્થરો કરતા ચૂનાનો પથ્થર સૌથી સુન્દર કામ આપતો આ પથ્થર સુંદર અને પોચો હોવાથી તેમા કંડારેની કૃતિઓમા નાજુકાઈ લાવી શકાતી અઢારમા રાજવંશ સુધી આના પ્લાસ્ટરનો ઉપયોગ ઘણો ઓછો થતો

પૂરા કદના પૂતળાઓ માટે કોઈ વાર લાકડાનો ઉપયોગ પણ કરવામા આવતો પણ મિસરમા લાકડાની અછતને લીધે તેનો ઉપયોગ નાની આકૃતિઓ માટે વધારે થતો

પ્રાચીન સમયમા ધાતુની ઘણી અછત હતી, પણ ધીમે ધીમે ધાતુનો ઉપયોગ વધવા માડ્યો મોટા પૂતળા બનાવવા માટે ધાતુનો ઉપયોગ કરવામા નહોતો આવતો નાની નાની દેવની મૂર્તિઓ કાસામાથી બનાવાતી અઢારમા રાજવંશથી તેનુ પ્રમાણ વધવા માડ્યુ અને ૭ વીસમા રાજવંશ દરમિયાન તો તેનુ પ્રમાણ પુષ્કળ વધી ગયુ હતુ

નાની નાની મૂર્તિઓ માટે સોનું પણ સારા પ્રમાણમાં વપરાતું. સોનામાંથી તાવીજો પણ ઘણાં બનતા. સોનામાંથી મોટી વસ્તુઓ પણ બનાવાતી હશે. પણ લૂંટારાઓને હાથે તે ચોરાઈ ગઈ લાગે છે. પ્રાચીન સમયથી સોનાની મડાપેટીઓ અને મહોરાંઓનો ઉલ્લેખ મળે છે. પણ આપણને તો સોનાની એક જ મડાપેટી અઢારમા રાજવંશના રાજા તુતાન્ખેમેનની મળે છે. આ મડાપેટીની સાથે સોનાનું મહોરું પણ છે. આ રાજાની જ કબરમાંથી ગાયનું સોનાનું માથું પણ મળી આવ્યું છે. એકવીસમા રાજવંશનાં સોના અને ચાંદીનાં મહોરાં મળ્યાં છે. પછીના વખતમાં તો પૈસાદાર વર્ગના લોકો પણ આવાં મહોરાં બનાવડાવી શકતા. કબરોમાં એટલું બધું સોનું મૂકવામાં આવતું હતું કે લૂંટારાઓ તે લેવા માટે લલચાયા વગર રહે જ નહિ.

મિસરમાં પ્રાગૈતિહાસિક કાળના લોકો હાથીદાંત તેમજ માટીનાં નાનાં નાનાં બાવલાં બનાવતા. પહેલા રાજવંશમાં પથ્થરનાં પૂરા કદનાં પૂતળાં બનાવવાની શરૂઆત થઈ, પણ આ પૂતળાં સામાન્ય કોટીનાં છે. ત્રીજા અને ચોથા રાજવંશમાં જ્યારે સ્થાપત્યમાં પથ્થરનો ઉપયોગ થવા લાગ્યો ત્યારથી શિલ્પો સુધરવા લાગ્યાં. ચોથા રાજવંશની મોટી તેમજ નાની પ્રતિમાઓ ખૂબ જ સુંદર છે. ચોથા અને પાંચમા રાજવંશનો સમય શિલ્પકૃતિઓનો સુવર્ણયુગ ગણાય છે.

મધ્યરાજ્યની શિલ્પકૃતિઓ પણ સરસ છે. આ યુગમાં પણ રાજાઓનાં પૂરા કદનાં પૂતળાં ઘણાં સરસ છે. પ્રાચીન રાજ્યનાં પૂરા કદનાં પૂતળાંમાં યુવાનીનો તરવરાટ છે, જ્યારે મધ્યરાજ્યનાં પૂતળાંઓમાં પ્રૌઢતા જોવા મળે છે. આ યુગ દરમિયાન સ્ફિંક્સનાં ઘણાં પૂતળાં જોવા મળે છે. પણ આ સમયના સ્ફિંક્સની મુખાકૃતિ મનુષ્યની હોવા છતાં તેની ગરદન ઉપર સિંહની યાળ અંકિત કરેલી હોય છે. (જુઓ આકૃતિ ૭)

આ પછી હિક્સોસ આક્રમણને લીધે અને તે પછી થુતમોસ પહેલા અને ત્રીજાની વિજયકૂચોને પરિણામે સામ્રાજ્યયુગ દરમિયાન મિસરની કલામાં અનેક પરિવર્તનો થયાં. આ કલાકૃતિઓ સુંદર અને નાજુક છે. આ યુગમાં મિસરની સમૃદ્ધિ અનેકગણી થઈ ગઈ હતી. તેથી પૈસાદાર વર્ગનાં લોકો મોટાં તેમજ નાનાં પૂતળાં બનાવડાવતા થયા હતા. સાધારણ શિલ્પીઓને હાથે કંડારાયેલાં આમાંનાં કેટલાંક શિલ્પો તદ્દન સામાન્ય કોટીનાં છે.

નૂતનયુગનું સારામાં સારું શિલ્પ લીલા બાસલ્ટનું થુતમોસ ત્રીજાનું છે. આ ઉપરાંત તેલ-એલ-અમર્નામાંથી મળી આવતી કૃતિઓ ઘણી જાણીતી છે. આમા રાણી નેફ્રિતીનું મુખ સૌથી શ્રેષ્ઠ છે.

રાજા ઇખ્નેતેનના અમલ દરમિયાન ઘણાં શિલ્પો કંડારાયેલાં છે, કારણ તેણે દેવળો, રાજમહેલો અને તેલ-એલ-અમર્નામા અનેક શિલ્પકૃતિઓ કોતરાવેલી છે. આ સમયના ભીંત ઉપર ઊપસાવેલા ગોળાકાર શિલ્પો ઘણાં જ સુંદર છે.

પણ પછી ધીમે ધીમે કલામા પરદેશી આદર્શોના પગપેસારાને લીધે મિસરની પોતાની આગવી કલા બગડતી ચાલી.

આમ છતાં ૨૫મા રાજવંશ દરમિયાન કલામા ફરી પાછો પ્રાણ આવ્યો. આ સમયની મનુષ્યાકૃતિઓ નોંધપાત્ર છે. એસિરિયાનુ આક્રમણ ન થયું હોત તો આ કલા ખરેખર વિકાસ પામત; પણ એસિરિયાએ આક્રમણક રીતે આખા દેશની ખાનાખરાબી કરી નાખી હતી. ૨૬મા રાજવંશના કલાકારો અંતઃસ્ફુરણાને અભાવે પહેલાની સુંદર કૃતિઓનું જ અનુકરણ કરવા લાગ્યા. આ સમયનાં પૂર્ણ કદનાં પૂતળા ઘણા ઓછાં મળે છે, પણ દેવોની કાંસાની નાની મૂર્તિઓનું પ્રમાણ ઘણું છે. આ સમયના પથ્થરનાં પૂતળાં કાળા બાસ્ટનાં બનાવેલાં છે. આ પૂતળાં ખૂબ ચકચકિત છે. આમાં ઘરેણાં ઝીણી ઝીણી વિગતો સાથે અંકિત કરેલા છે.

તોલેમી કાલ દરમિયાન ગ્રીકકલાનું અનુકરણ કરવાનો પ્રયત્ન થયો હતો. પણ આથી તો મિસરની આગવી કલા નામશેષ થઈ ગઈ.

**આકૃતિવાળી મડાપેટીઓ:** (જુઓ આકૃતિ ૧૦)

પ્રાચીન સમયની મડાપેટીઓ સાદી જ હતી, પણ બારમા રાજવંશ દરમિયાન પરદેશો સાથેના સંસર્ગને લીધે નવી નવી કલ્પનાઓ ઊમેરાતી ગઈ અને ત્યારથી મમીની પ્રતિકૃતિ ધરાવતી મડાપેટી તૈયાર કરવાનો રિવાજ શરૂ થયો. આમા શબને મળતી આવતી રેખાઓ અંકિત કરવાનો પ્રયત્ન થવા લાગ્યો. આ ફેશન વખત જતાં ઘણી જ પ્રચલિત બની અને અઢારમા રાજવંશમાં તો સામાન્ય લોકો પણ લાકડાનું મોં કોરાવીને મનુષ્યાકારની મડાપેટી ઉપર ચોડવા લાગ્યા. મડાપેટીઓ બનાવવાનો ધંધો કરનારા કારીગરો મનુષ્યાકારની મડાપેટીઓ તૈયાર જ રાખતા અને જરૂર

પડે લાકડાનું મોં કોગીને પેટી ઉપર જડી દેતા. મુખને અને તેટલું જીવિત દેખાડવા સારુ તેના ઉપર રંગ લગાવવામાં આવતો. આંખ પણ ચૂનાની બનાવીને તેની અંદર કાળો ઓબ્સિડિયન બેસાડવામાં આવતો જેથી સાચી આંખ જેવી જ તે આંખ લાગે છવ્વીસમા રાજ્યશામા લાકડાની અછત વરતાતાં સામાન્ય લોકોને તે મોંઘુ પડવા લાગ્યુ તેથી અંદરની પેટી માટે સસ્તું સાધન મેળવવામા આવ્યું. આ સસ્તુ સાધન કાર્ટુનેજ કહેવાય છે. આમા કેનવાસને પ્લાસ્ટર કે સ્ટુકો (Stucco) લગાડીને કડક બનાવાતું. જ્યારે તે ભીનુ હોય ત્યારે તેને મડાપેટીનો આકાર આપી દેવામા આવતો, અને સુકાય પછી તેના ઉપર રંગ લગાવવામા આવતો. જો કે આ સાધન વડે આબેહૂબ પ્રતિકૃતિ લાવી શકાતી નહી. તોપણ સુગમા પ્લાસ્ટરનું મુખ બનાવીને તેને મમીના માથાની જગ્યાએ મડાપેટી ઉપર પાટા વડે બાધવામા આવતુ. ધીરે ધીરે શરીરનો આખો ઉપલો ભાગ આવી રીતે પ્લાસ્ટરનો બનાવીને બાધવામાં આવતો. આમા ઘણી વાર માથું અને બાહુ છૂટા પણ રાખવામા આવતા.

રોમન રાજાઓના અમલ દરમિયાન આમા વધારે સુધારો કરવામા આવ્યો હતો આમા તકતી ઉપર મુખ રંગીને પછી તે તકતી પાટાની નીચે સરકાવી દેવામાં આવતી.

### આછું ભાસ્કર્ય (Bas-Relief);

લીસી સપાટી ઉપર ઘન આકૃતિ દોરવી એ ઘણું મુશ્કેલ કામ છે. આમાં પ્રાણીઓની આકૃતિ સહેલાઈથી દોરી શકાય છે, પણ મનુષ્યની આકૃતિ દોરવી ઘણી અઘરી પડે છે. પ્રાચીન મિસરની કલા ધર્માભિમુખ હોઈને રૂઢિયુક્ત હતી.

સૌથી જૂનાં ઊપસાવેલા શિલ્પો ઐતિહાસિક યુગની શરૂઆતથી એટલે કે પહેલા રાજ્યશથી મળે છે આમા મોટા ભાગના દેખાવો ઐતિહાસિક બનાવો અંગેના છે. તો કેટલાક ધાર્મિક તેમજ સુશોભન અર્થે કરાયેલા પણ હોય છે. પહેલા અને બીજા રાજ્યશનાં ભાસ્કર્યો પ્રમાણમા ઘણા ઓછાં મળે છે. પણ ત્રીજા રાજ્યશથી તો પિરામિડની અંદરના ખડોમા દોરાયેલા ભાસ્કર્યો ઘણી ઉચ્ચ કોટિનાં છે. સારાયે પ્રાચીન રાજ્ય દરમિયાન કબરમદિરોની દીવાલો ઉપર સુશોભન અર્થે કરેલાં ભાસ્કર્યો શ્રેષ્ઠ છે. આમાં કેટલાંક હલકી કોટીનાં નિમગ્ન ભાસ્કર્યો પણ છે

**ચિત્રકલા :**

મિસરના સારાયે ઇતિહાસકાલ દરમિયાન ચિત્રકલાનો સ્વતંત્ર રીતે ક્યારેય વિકાસ થયો ન હતો. મિસરમાં બધી જ શિલ્પકૃતિઓ ઉપર રંગ લગાવવામાં આવતો. હિઅરકોનપોલીસ આગળ મળી આવેલી કબરમાં ચિત્રકલાનો પ્રાચીનતમ નમૂનો મળી આવ્યો છે. તે પ્રાગૈતિહાસિક કાલનો છે પણ તેને કલાના નમૂના તરીકે સ્વીકારી શકાય તેવો નથી.

પહેલા બે રાજવંશની ચિત્રકળાનો એક પણ નમૂનો મળતો નથી. ત્રીજા રાજવંશના નેફરમાઓતની કબરમાંથી એક ચિત્ર મળી આવ્યું છે. આ જ યુગના બીજા એક કબર-મંદિરમાંથી પણ ચિત્રો મળે છે. આ નમૂનાઓ સારા છે. સારાય પ્રાચીન રાજ્ય દરમિયાન કબર-મંદિરોમાં ચિત્રકામ કરવામાં આવેલું છે. આ ચિત્રોમાં રંગો સારા પૂરેલા છે, પણ તેમાં કલાતત્ત્વ સાવ સામાન્ય છે.

મધ્ય રાજ્યના ચિત્રકામના નમૂના પણ સાધારણ કોટીના છે. મેનત ખુફુના રાજકુમારોનાં કબર-મંદિરોમાં થોડું ચિત્રકામ જોવા મળે છે. આ યુગ દરમિયાન ભાસ્કર્યનું સ્થાન ચિત્રકલાએ લેવા માંડ્યું હતું પણ તેનું કારણ વખતનો અને મહેનતનો બચાવ તેમજ સસ્તા સાધનોને આભારી હતું.

અઢારમા રાજવંશ દરમિયાન ચિત્રકલાનો ઉપયોગ સુશોભન અર્થે શરૂ થયો. થીબ્સમાં આવેલા રાજકુમારો અને અધિકારીઓનાં કબર-મંદિરોમાં ખૂબ સરસ ચિત્રકામ કરવામાં આવેલું છે. એમેનહોતેપ બીજાએ કબરની દીવાલોને ચિત્રો વડે વિભૂષિત કરવાનું શરૂ કર્યું. આ ફેશન લગભગ વીસમા રાજવંશના અંત સુધી ચાલુ રહી. એમેનહોતેપ પછીના રાજાઓએ ધાર્મિક દેખાવો ચિતરાવવાનું શરૂ કર્યું. આ પ્રકારના સુશોભનનો સૌથી ઉત્તમ નમૂનો મેનેખી પહેલાની કબર પૂરો પાડે છે.

તેલ–એલ–અમર્નામાં આ કલામાં થયેલો ફેરફાર એકદમ નજરે પડે છે. આ ફેરફાર રાજા ઇખ્નેતોનને આભારી છે. કલાકારોને નવી નવી કલ્પનાઓ મૂર્તિમંત કરવાનો સુયોગ મળ્યો. તેઓ પ્રાણીઓને ગતિ તેમજ ફૂલોની સુંદરતાને અનુરૂપ રંગો આપી શક્યા. ઇખ્નેતોને નવા વસાવેલા શહેર એખેતેતોનના દરેક મંદિર અને રાજમહેલને શણગારવા માટે કલાકારોને પોતાની આવડતનો છૂટે હાથે ઉપયોગ કરવાનો સુયોગ સાંપડ્યો.

ભાસ્કર્યોમા સપાટીની અંદર આકૃતિઓ અંકિત કરવામા આવે છે જ્યારે આઠા ભાસ્કર્યોમા આકૃતિ દોર્યા પછી તેની જમીન કોરી કાઢવામા આવે છે જેથી સપાટી કરતા આકૃતિ આગળ આવેલી દેખાય

મધ્યરાજ્ય દરમિયાન નિમ્ન ભાસ્કર્યો ઘણા પ્રચલિત બન્યા આ યુગનુ ભાસ્કર્ય ઘણુ ઓછુ સચવાયુ છે કારણ હિક્સોસ આક્રમણ દરમિયાન ઘણા દેવળોનો નાશ કરવામા આવ્યો હતો

હિક્સોસ લોકોને હાંકી કાઢ્યા પછી દેવળો તેમજ કબરોને સુશોભિત કરવાનો રિવાજ ફરીથી ચાલુ થયો આ યુગના પૂતળા તેમજ ભાસ્કર્યોમા સુદરતા અને લાવણ્ય જોવા મળે છે રાણી હતશેપસુતે દેર-એલ-બાહરીમા બધાવેલા દેવળમા આ યુગના સુદરમા સુદર ભાસ્કર્યના નમૂના જોવા મળે છે અઢારમા રાજવશ દરમિયાન બધાયેલા કર્નાક અને લક્ષોરના મદિરોના ભાસ્કર્યો ખૂબ સુદર છે

ઇખ્નેટોને ગાદી ઉપર આવતાની સાથે જૂના ધર્મની સાથે જૂની કલાની પ્રણાલિકાઓનો પણ ત્યાગ કર્યો અને કલામા નવીનતા આણી પણ આને લીધે એક નુકસાન એ થયુ કે કલામા સ્વતંત્રતાનો અભાવ થયો અને પરિણામે કલા રતુ ધ્યેય ફક્ત અનુકરણ કરવા પૂરતુ જ મર્યાદિત રહ્યુ જો કે આ યુગના કેટલાક ભાસ્કર્યો પણ ઉચ્ચતમ કોટીના છે પણ મોટા ભાગનામા તો ફક્ત અનુકરણ સિવાય બીજુ કંઈ દેખાતુ નથી

તે પછીના સમયના ભાસ્કર્યો પણ એક જ પ્રણાલિકામા રચાયેલા છે

છવીસમા રાજવશમા ફરી પાછી પ્રાચીન કૃતિઓનુ હેતુપૂર્વકનુ અનુકરણ કરવામા આવ્યુ છે તેનેમી કાળના ભાસ્કર્યો એકદમ ઓળખાઈ આવે એવા છે આમા મુખ વધુ પડતા જાડા અને ગાલ ગોળ જેવા હોય છે સ્ત્રીઓની આકૃતિઓ અતિશય સાકડી અને તેમના શરીરો નવુ પડતો વળાંક આપેલો હોય છે સ્ત્રીઓની દરેક આકૃતિ એક જ સરખી સાકડી તેમજ બને હાથના અંગૂઠા એક જ બાજુએ હોય છે તેમના પગ અતિશય નાના હોય છે, તેમજ શરીરના દરેક અવયવો ગોળ ગઠ્ઠા જેવા બતાવવામા આવ્યા હોય છે આ આકૃતિઓ ઉપર ઘરેણા ઝીણી ઝીણી વિગતો સાથે કોરેલાં હોય છે વાળ પણ રીતસર ગોઠવેલા હોય છે

**ચિત્રકલા :**

મિસરના સારાયે ઇતિહાસકાલ દરમિયાન ચિત્રકલાનો સ્વતંત્ર રીતે ક્યારેય વિકાસ થયો ન હતો. મિસરમાં બધી જ શિલ્પકૃતિઓ ઉપર રંગ લગાવવામાં આવતો. હિઅરકોનપોલીસ આગળ મળી આવેલી કબરમાં ચિત્રકલાનો પ્રાચીનતમ નમૂનો મળી આવ્યો છે. તે પ્રાગૈતિહાસિક કાલનો છે પણ તેને કલાના નમૂના તરીકે સ્વીકારી શકાય તેવો નથી.

પહેલા બે રાજવંશની ચિત્રકળાનો એક પણ નમૂનો મળતો નથી. ત્રીજા રાજવંશના નેફરમાઓતની કબરમાંથી એક ચિત્ર મળી આવ્યુ છે. આ જ યુગના બીજા એક કબર-મંદિરમાંથી પણ ચિત્રો મળે છે. આ નમૂનાઓ સારા છે. સારાય પ્રાચીન રાજ્ય દરમિયાન કબર-મંદિરોમાં ચિત્રકામ કરવામાં આવેલું છે. આ ચિત્રોમાં રંગો સારા પૂરેલા છે, પણ તેમાં કલાતત્ત્વ સાવ સામાન્ય છે.

મધ્ય રાજ્યના ચિત્રકામના નમૂના પણ સાધારણ કોટીના છે. મેનત ખુફુના રાજકુમારોનાં કબર-મંદિરોમા થોડું ચિત્રકામ જોવા મળે છે. આ યુગ દરમિયાન ભાસ્કર્યનું સ્થાન ચિત્રકલાએ લેવા માંડ્યું હતું પણ તેનું કારણ વખતનો અને મહેનતનો બચાવ તેમજ સસ્તાં સાધનોને આભારી હતું.

અઢારમા રાજવંશ દરમિયાન ચિત્રકલાનો ઉપયોગ સુશોભન અર્થે શરૂ થયો. થીબ્સમાં આવેલા રાજકુમારો અને અધિકારીઓનાં કબર-મંદિરોમાં ખૂબ સરસ ચિત્રકામ કરવામા આવેલું છે. એમેનહોતેપ બીજાએ કબરની દીવાલોને ચિત્રો વડે વિભૂષિત કરવાનું શરૂ કર્યું. આ ફેશન લગભગ વીસમા રાજવંશના અંત સુધી ચાલુ રહી. એમેનહોતેપ પછીના રાજાઓએ ધાર્મિક દેખાવો ચિતરાવવાનું શરૂ કર્યું. આ પ્રકારના સુશોભનનો સૌથી ઉત્તમ નમૂનો મેનેખી પહેલાની કબર પૂરો પાડે છે.

તેલ-એલ-અમર્નામાં આ કલામાં થયેલો ફેરફાર એકદમ નજરે પડે છે. આ ફેરફાર રાજા ઇખ્નેતોનને આભારી છે. કલાકારોને નવી નવી કલ્પનાઓ મૂર્તિમંત કરવાનો સુયોગ મળ્યો. તેઓ પ્રાણીઓને ગતિ તેમજ ફૂલોની સુંદરતાને અનુરૂપ રંગો આપી શક્યા. ઇખ્નેતોને નવા વસાવેલા શહેર એખેતેતોનના દરેક મંદિર અને રાજમહેલને શણગારવા માટે કલાકારોને પોતાની આવડતનો છૂટે હાથે ઉપયોગ કરવાનો સુયોગ સાંપડ્યો.

એકવીસમા રાજ્યવંશ દરમિયાન એટલે કે લેટ પીરિયડમા ચિત્રકામનો ઉપયોગ લાકડાની નાની તકતીઓ ચીતરવામાં બહુ કરવામાં આવ્યો. આના ઉપરના દેખાવોમા મોટે ભાગે ભક્તજન દેવ કે પોતાના વડવાને વસ્તુઓ અર્પણ કરતો હોય એવું જોવા મળે છે. આમાના કેટલાક નમૂના ખૂબ સુંદર છે. આ યુગ દરમિયાન ચિત્રકામ માટે પેપીરસનો ઉપયોગ પ્રચૂર પ્રમાણમા શરૂ થયો. આમા મોટે ભાગે ધાર્મિક વિષયો જ હોય છે— મૃત માનવીના હૃદયને તોલવાનો દેખાવ.

ગ્રીક વેપારની સાથે મિસરમાં દાખલ થયેલી ગ્રીક કલા પહેલાં તો મિસરની કલા ઉપર પકડ જમાવી શકી નહીં. ગ્રીક કલાની પહેલી અસર શિલ્પ ઉપર પડી, કારણ તોલેમીકાળ સુધી ચિત્રકલાએ સ્વતંત્ર વિકાસ સાધ્યો ન હતો.

મિસરમા રોમનોના આગમન પછી ચિત્રકલાનો વિકાસ થયો, પણ તે પણ દેશના અમુક જ ભાગમા. પણ આમા મિસરના કલાકારોએ પરદેશી સાધનો અને પરદેશી કલ્પનાઓનું અનુકરણ કરવામાં પોતામાં રહેલી સર્જનશક્તિનો હ્રાસ કર્યો. પણ જ્યારે મિસરમાં ખ્રિસ્તી ધર્મ સ્વીકારવામાં આવ્યો ત્યારે એક નવી જ જાતની કલાનો પ્રાદુર્ભાવ થયો. આ કલા જૂની કલાને એટલી બધી મળતી આવતી હતી કે ક્ષણભર તો તે નવી છે કે જૂની કલા સજીવન થઈ છે, તે નક્કી કરવું મુશ્કેલ બની જાય. ખ્રિસ્તી ધર્મની અસરવાળી નવી કલા કોપ્ટિક કલા તરીકે ઓળખાવી શરૂ થઈ.

*



# વિદ્યા, શિક્ષણ, સાહિત્ય

કોઈ પણ દેશનો ઐતિહાસિક કાલ લિખિત નોંધો મળે ત્યારથી શરૂ થાય છે. મિસરનો ઐતિહાસિક કાલ ઈસુના ચાર હજાર વર્ષ પહેલાં શરૂ થાય છે. તે વખતે બોલાતી ભાષા લખાણમાં પહેલવહેલી ઊતરી. તે પહેલાં તેઓ માટીનાં વાસણો ઉપર અમુક ચિહ્નો અંકિત કરતા જે કદાચ તેમાં ભરેલા માલ અને તેનો પ્રકાર સૂચવતાં હોય.

પહેલા રાજવંશની શરૂઆતથી જ બંને જાતનાં હાઇરોગ્લિફિક અને હિરેટિક લખાણો જોવા મળે છે. આ ઉપરથી એમ લાગે છે કે કાં તો તેમણે લખાણપદ્ધતિ શરૂ કરી હશે અથવા તો જે લખાણપદ્ધતિ ચાલતી આવી હશે તેનો વિકાસ કર્યો હશે.

તેમણે લખાણની શરૂઆત, અસલના બીજા અનેક દેશોની માફક ચિત્રથી કરી. પણ બીજા દેશોની માફક આ ચિત્રિત લખાણો તેમણે ક્યારેય છોડ્યાં કે સહેલાઈથી સમજાય તે રીતે ગોઠવ્યાં નહીં. ચિત્રિત લિપિ ધાર્મિક લખાણો માટે વપરાતી.

ગ્રીક લોકો જેને હિરેટિક લિપિ તરીકે ઓળખે છે તે લિપિ ધર્મ સિવાયની બીજી નોંધો માટે વપરાતી.

ધાર્મિક લખાણો માટે વપરાતી હાઇરોગ્લિફિક લિપિ ધર્મલિપિ કહેવાય છે, જ્યારે હિરેટિક લિપિ બિનસાંપ્રદાયિક લખાણો માટે વપરાતી.

હિરેટિક લિપિમાં ચિત્રિત ચિહ્નો એટલાં તો ટૂંકાવી નાખવામાં આવતાં કે તેમનું મૂળ વસ્તુ સાથેનું સરખાપણું લગભગ નાબૂદ થઈ જતું. હિરેટિક અને હાઇરોગ્લિફિક વચ્ચેનો સંબંધ આજના હસ્તલિખિત લખાણ અને મુદ્રિત લખાણ વચ્ચે હોય છે તેવો છે. હિરેટિક લિપિ લગભગ ઈ. પૂ. ૭૦૦ વર્ષ સુધી પ્રચલિત હતી. વખત જતાં હિરેટિક લિપિનું મોડું જેને ડેમોટિક તરીકે ઓળખે છે તે લિપિમાં સંક્રમણ થયું. આ ડેમોટિક લિપિ ઈસુ ખ્રિસ્તના સમય સુધી ઉપયોગમાં રહી.

પછીથી આ અઘરી લિપિ વાંચવામાં ઘણી અગવડતા ભરેલી હોય તે કારણથી અથવા તો બીજા કોઈ કારણસર આ ડેમોટિક લિપિ છોડી દેવાઈ અને મિસરની ભાષા ગ્રીક લિપિમાં લખાવા માંડી.

ગ્રીક લિપિમા કેટલાક અક્ષરો હાઇરોગ્લિફિકમાંથી લેવામાં આવ્યા. આ સંયોજન કોપ્ટિક તરીકે ઓળખાય છે. આ કોપ્ટિક ભાષા આજે પણ કોપ્ટિક દેવળની પૂજનવિધિમા વપરાય છે. પાદરીઓ ઘણી વાર આ ભાષા બોલવામા પણ વાપરે છે.

ગ્રીક લોકો મિસરની હાઇરોગ્લિફિક લિપિ વાચી શકયા નહિ. તેઓ દેવળો તેમજ કબરોની દીવાલો ઉપર અંકિત કરેલું ચિત્રિત લખાણ ઉકેલી શકયા નહી. આનો લાભ મિસરના ગાઇડોએ ઘણો ઉઠાવ્યો. તેઓએ આ લિપિને દેવલિપિ તરીકે ઓળખાવી અને તેનો પ્રાદુર્ભાવ દૈવી રીતે થયો છે એવું ગ્રીકોના મનમાં ઠસાવ્યું. મિસરના ધર્મગુરુઓ તેમજ લહિયાઓએ આનું જ્ઞાન પોતાની પાસે જ સાચવી રાખ્યું. આ ચિત્રિત લિપિને શિલ્પમાં ઉતારવાથી તે ખૂબ સુંદર લાગતી હતી તેથી તેઓએ આ લિપિનો કયારેય ત્યાગ કર્યો નહીં.

લિપિની સુંદરતા જાળવી રાખવા મિસરવાસીઓએ તે લિપિ જુદી જુદી રીતે લખવાના પ્રયોગો કરવા માંડયા. આ ચિહ્નો લખવાની એક રીત તે તેમને ચોરસ સમૂહમાં ગોઠવવાની હતી. બીજી રીતમાં લખાણ ડાબી કે જમણી ગમે તે બાજુથી શરૂ કરી શકાતું. મૂળ બધી લિપિ જમણી બાજુથી ડાબી બાજુ લખાતી. દીવાલ ઉપરનો એક શાહી શિલાલેખ વચ્ચેથી શરૂ થઈ ડાબી અને જમણી બંને તરફ લખાયેલો છે; ઘણી વાર મડાપેટી ઉપર કોતરાયેલી પ્રાર્થના ઉપરથી શરૂ થઈ નીચે ભેગી થાય છે. આમાં એક બાજુ ઓસિરીસ અને બીજી બાજુ અનુબીસને ઉદ્દેશી પ્રાર્થનાઓ લખાયેલી છે, તેમાં પણ એક પ્રાર્થના ડાબીથી જમણી અને બીજી પ્રાર્થના જમણીથી ડાબી બાજુ લખાયેલી હોય છે.

હાઇરોગ્લિફિક ચિહ્નોમા ઘણી વાર રંગો પણ પૂરવામાં આવતા. દા. ત., જે પક્ષીનું ચિહ્ન હોય તે ચિહ્નમાં તે પક્ષીના જેવો જ રંગ પૂરવામાં આવતો. મિસરવાસીઓ પાસે રંગો ઘણા થોડા હતા એટલે અમુક વસ્તુઓ માટે અમુક રંગ વાપરવામાં આવતો. દા. ત., સોનાનો પીળો, લાકડાનો લીલો કે લાલ, પાણીનો ભૂરો અંદર કાળી લીટીઓ સાથે, કાપડનો લાલ. હાઇરોગ્લિફિકમાં ૫૦૦ ચિહ્નો હતા. હાઇરોગ્લિફિક લિપિ ભણનાર

વિદ્યાર્થીને ૫૦૦ ચિહ્નો મોઢે રાખવા પડતાં. આ ચિહ્નો જેમ જેમ ટૂંકાવાતાં ગયા તેમ તેમ લિપિનું રૂપ બદલાતું ગયું.

**શિક્ષણ :**

મિસરમાં ધર્મગુરુઓ ઉચ્ચ કુટુંબનાં છોકરાંઓને શિક્ષણ આપતા. દરેક દેવળની સાથે નિશાળ સંકળાયેલી હતી શિક્ષકોનું કામ કારકુની કામ માટે લહિયાઓ તૈયાર કરવાનું હતું. પોતાના વિદ્યાર્થીઓમાં ઉત્સાહ પ્રેરવા શિક્ષકો ભણતરના ફાયદા ઉપર નિબંધો લખતા.

સામ્રાજ્યયુગની અનેક કૉપીબુકો મળી આવે છે. તેમાં વિદ્યાર્થીઓએ કરેલી ભૂલો સુધારેલી છે. મોટે ભાગે શ્રુતલેખનથી વિદ્યાર્થીઓને ભણાવવામાં આવતા.

શિક્ષણના અનેક વિષયો હતા. મિસરવાસીઓ ઉપયોગિતાને મહત્ત્વનું સ્થાન આપતા. વ્યવહારમા વેપારનું મહત્ત્વ ઘણું હતું. તેથી વિદ્યાર્થીઓને વેપારીજ્ઞાન આપવામા આવતું.

શિક્ષણમા સદ્‌ગુણ અને શિસ્તને ઘણું મહત્ત્વ આપવામા આવતું હતું. શિસ્તપાલન માટે શિક્ષકો વિદ્યાર્થીઓને મારવાની આકરી સજા કરતા.

પ્રાથમિક શિક્ષણ દેવળની શાળાઓમાં પૂરું કરી, ઉચ્ચ શિક્ષણનું જ્ઞાન વિદ્યાર્થીઓ રાજ્યની કચેરીઓ સાથે સંકળાયેલી શાળાઓમાં લેતા. આ શાળાઓ માનવઇતિહાસમાં સૌપ્રથમ રાજ્યસંચાલિત શાળાઓ હતી. અહીં વિદ્યાર્થીઓને જાહેર વહીવટનું જ્ઞાન આપવામાં આવતું. આ શિક્ષણ પૂરું કર્યા પછી તેઓ કચેરીમાં કામ કરવાનું શરૂ કરતા.

**લેખનનાં સાધનો :**

ઉચ્ચ અભ્યાસમા વિદ્યાર્થીઓને કાગળ વાપરવાની છૂટ આપવામા આવતી. મિસરવાસીઓ પેપીરસ નામના ઝાડના છોડમાંથી લાંબી લાંબી પટ્ટીઓ કાપી તેમાંથી કાગળ[1] બનાવતા. આમ રીતે મિસરવાસીઓએ જગતને સૌપ્રથમ કાગળની ભેટ આપી. આ કાગળો એટલા તો સારા છે કે આજે પાંચ હજાર વર્ષ થયાં છતાં પણ હજી જેવા ને એવા છે. તેમજ તેના ઉપર લખેલું લખાણ આજે પણ ઘણી જ સહેલાઈથી વાંચી શકાય છે.

---

૧. અંગ્રેજી "paper" શબ્દ એમાંથી આવ્યો છે.

તેઓ પેપીરસની લાંબી પટ્ટીઓને એકબીજાની સાથે ગુંદર વડે જોડી દઈ લાંબા લાંબા વીંટા (Rolls) તૈયાર કરતા. આ વીંટામાના કેટલાક તો ૪૦ વાર અને કેટલાક તો તેથી પણ લાંબા છે.

તેઓ પાણી, મેંશ તથા વનસ્પતિનો ગુંદર એકઠો કરીને કાળી શાહી બનાવતા.

સાંઠી અથવા બરુના સાંઠાને મો આગળથી છૂંદીને બ્રશ જેવું બનાવીને તેનો કલમ તરીકે ઉપયોગ કરતા.

**સાહિત્ય**

પ્રાચીન મિસરનું મોટાભાગનું સાહિત્ય હિરેટિક લિપિમા લખાયેલું છે. સાહિત્યના છૂટાછવાયા નમૂના જ મળે છે. આમા પણ મોટા ભાગનું કાવ્યસાહિત્ય જ છે કાવ્યની જે છૂટીછવાઈ પંક્તિઓ મળે છે તેમાં બીજા દેશોની કાવ્યપંક્તિઓની માફક જ પંક્તિઓનું આવર્તન, અનુપ્રાસ તેમજ સમાનતા જેવા મળે છે. મિસરના કાવ્યોમા તાલનું ઘણું મહત્ત્વ છે.

મિસરમા ધાર્મિક સાહિત્ય વધારે મળે છે, કારણ મોટે ભાગે ધર્મગુરુઓ જ લખી જાણતા. મોટા ભાગનું ધાર્મિક સાહિત્ય પાચમા અને છઠ્ઠા રાજવંશ દરમિયાન બંધાયેલા પાંચ પિરામિડોની દીવાલ ઉપર અંકિત કરેલું છે. તેમા મંત્રો તેમજ પ્રાર્થનાઓનો સમાવેશ થાય છે. આ સાહિત્ય પિરામિડ ગ્રંથો તરીકે ઓળખાય છે. આમાના કેટલાક ફકરાઓનો અનુવાદ થઈ શક્યો છે. પિરામિડ ગ્રંથોમા મૃત રાજાના સુખ અર્થે મંત્રો તેમજ સ્તોત્રો લખેલાં છે. આ સ્તોત્રો તેમજ મંત્રો પરાપૂર્વથી ગોખાતાં આવ્યાં હતા. હિક્સોસ આક્રમણ દરમિયાન મિસરની સંસ્કૃતિના પ્રત્યેક અંગને ખૂબ વેઠવું પડયું. આમાં પિરામિડ ગ્રંથોનો પણ સમાવેશ થાય છે. કેટલાક મંત્રો 'ગતાત્માનાપુસ્તક'મા પણ સંગ્રહાયેલા મળી આવ્યા છે. આ પુસ્તકમાં ઘણાં પ્રકરણો છે. તેમાં એક પ્રકરણને તેના પછીના પ્રકરણ સાથે સંબંધ હોવો જરૂરી નથી હોતો.

ધાર્મિક સાહિત્ય ઉપરાંત મિસરના સાહિત્યમાં જાતજાતની ટૂંકી વાર્તાઓ પુષ્કળ મળે છે. તેમાં ભૂતની વાર્તાઓ, જાસૂસ કથાઓ, રાજકુમારીની પ્રેમવાર્તાઓ, રાજારાણીની વાતો, જૂનામાં જૂની સિંડ્રેલાની વાર્તા, વગેરેનો સમાવેશ થાય છે.

પ્રાચીન રાજ્યનું ધાર્મિક સાહિત્ય ધીરે ધીરે સામંતયુગમાં બિનસાંપ્રદાયિક રૂપ ધારણ કરે છે. પ્રેમકાવ્યો પણ ઘણાં મળે છે. મિસરમાં

ભાઈબહેનની વચ્ચેનો લગ્નસંબંધ સામાન્ય હતો. એટલે બન્નેએ એક-બીજાને ઉદ્દેશીને પ્રેમકાવ્યો લખેલાં છે.

આ ઉપરાંત, વ્યાવહારિક કાગળો, કાયદેસરના દસ્તાવેજો, ઐતિહાસિક વૃત્તાંતો, જાદુને લગતા સિદ્ધાંતો, અપરાં સ્તોત્રો, પ્રેમગીતો, પ્રેમકથાઓ, સુદગીતો, નીતિસૂત્રો, તત્ત્વજ્ઞાનને લગતા નિબંધોના અનેક છૂટાછવાયા ફકરા મળે છે. ટૂંકમાં કહીએ તો, ફક્ત મહાકાવ્ય અને નાટક સિવાય સાહિત્યનાં બધા અંગો મળે છે.

મિસરમાં રાજાઓ ઐતિહાસિક નોંધો ઘણી જ ચીવટથી શિલાલેખો દ્વારા રખાવતા. સરકારી ઇતિહાસકારો, રાજા જે જે દેશ ઉપર ચઢાઈ લઈ જતો ત્યાં ત્યાં સાથે જતા, અને પછી વિજયકૃત્યનું વર્ણન આલેખતા. લગભગ ઈ. સ. પૂ. ૨૫૦૦ થી મિસરના વિદ્વાનોએ રાજાઓના નામોની યાદી તૈયાર કરીને વરસનાં નામ રાજાના નામ પરથી પાડવાનું શરૂ કર્યું હતું. તેઓ દર વરસના મહત્ત્વના બનાવોની પણ નોંધ લેતા.

**વિજ્ઞાન :**

મિસરમાં વિદ્વત્તા ધર્મગુરુઓમાં જ હતી, કારણ તેમને અનેક સગવડો વગર માગે મળી રહેતી. તેમને મહેનત કરવાની નહોતી એટલે આરામનો સમય ખૂબ મળતો. આ સમયનો તેઓ વિજ્ઞાનનો વિકાસ કરવામાં સદુપયોગ કરતા.

**ગણિત :**

મિસરનો જ્યારથી ઐતિહાસિક યુગ શરૂ થાય છે ત્યારથી જ ગણિતનો સારો એવો વિકાસ થયેલો જ છે. પિરામિડ યુગના ભવ્ય પિરામિડો ગણિતના સંપૂર્ણ જ્ઞાન વગર અસ્તિત્વમાં આવી શક્યા ન હોત. મિસરવાસીઓનું જીવન નાઈલ નદી ઉપર જ નિર્ભર હતું. તેથી તેઓએ પ્રથમથી જ નાઈલ નદીનાં પૂર ચઢવા અને ઓસરવાના સમયની નોંધો લેવા માંડી હતી. લહિયાઓ અને મોજણીદારો જમીનની માપણી સતત કર્યા જ કરતા, કારણ પૂરને લીધે સીમાભંગ વારંવાર થયા કરતો. જમીનની માપણી

ચિહ્નો અને ફરી પાછું ૧૦૦૦નું નવું ચિહ્ન. ૧૦,૦૦,૦૦૦નું ચિહ્ન બતાવવા એક માણસનું ચિત્ર–માથા ઉપર બે હાથ જોડતું–દોરવામા આવતું. આવી રીતે તેઓ ગણતરી કરતા. તેમના ગણિતમા ૦નું સ્થાન નહોતું. તેઓ ૯૯૯ લખવા માટે ૨૭ ચિહ્નોનો ઉપયોગ કરતા.

તેઓને અપૂર્ણાંક પણ આવડતા. પણ તેમા પણ ૧ ના અપૂર્ણાંકથી જ શરૂઆત કરવામા આવતી. દા ત., $\frac{2}{7}$ આવી રીતે લખતા $\frac{1}{4}+\frac{1}{28}$. તેમના ગુણાકાર અને ભાગાકારના કોઠા તો પિરામિડ જેટલા જૂના છે.

તેઓ ભૂમિતિ વડે ચોરસ, વર્તુળ, સમઘન, વગેરેનું ક્ષેત્રફળ ગણી શકતા.

તેમના પદાર્થવિજ્ઞાન અને રસાયણશાસ્ત્રના જ્ઞાન વિષે કંઈ જાણવા મળતું નથી.

તેમણે ખગોળવિદ્યાનો સારો અભ્યાસ કર્યો હતો. હમેશાં સ્વચ્છ રહેતા આકાશનું તેઓ ઝીણવટથી અવલોકન કર્યા કરતા. તેમને નક્ષત્રોનાં સ્થાન અને ગ્રહોની ગતિની ખબર હતી. ધર્મગુરુઓ પોતાના જ્ઞાનને જનતા સમક્ષ છતું કરતા નહિ પણ ખાનગીમા નોંધો કર્યા કરતા. તેઓ ગ્રહણની નોંધો લેતા નહીં.

તેમણે વરસની ત્રણ ઋતુઓ નક્કી કરી હતી. ત્રણ ચાર ચાર

(૧) નાઈલ નદીમા પાણીનું ચડવું, ઉભરાવું, ઊતરવું.

(૨) ખેડાણ કરવું.

(૩) પાક લેવો.

દરેક ઋતુના ચાર ચાર મહિના હતા.

દરેક મહિનાના ૩૦ દિવસ હતા. બાર મહિનાને અંતે વરસનો નદીના પૂર અને સૂર્યની ગતિ સાથે મેળ મેળવવા માટે ૫ દિવસનો ઉમેરો કરતા. વર્ષની શરૂઆત તેઓ જે દિવસે નદી ભરપૂર હોય અને જે દિવસે વ્યાધ (sirius) નામનો તારો આકાશમાં સૂર્યની સાથે જ ઊગતો તે દિવસથી કરતા. તેમના કેલેન્ડરમાં ૩૬૫$\frac{1}{4}$ દિવસને બદલે ૩૬૫ જ દિવસ હતા, અને તેથી દર વર્ષે ૬ કલાકની ખોટ પડતી હતી. પણ આ ભૂલ તેમણે કદી સુધારી નહિ. ઘણા વર્ષો પછી લગભગ ઈ. પૂ. ૪૬ માં એલેકઝાન્ડ્રિયાના ગ્રીક ખગોળવેત્તાએ જુલિયસ સીઝરની સૂચનાથી આ કેલેંડર સુધાર્યું અને કેલેંડરમાં દર ચાર વર્ષે એક દિવસનો ઉમેરો કર્યો. આ કેલેંડર જુલિયસ કેલેંડર તરીકે ઓળખાય છે. પોપ ગ્રેગોરી ૧૩માએ ૧૫૮૨માં

એક વધારે સુધારો કર્યો જેમા જે સૈકાના વરસને ૪૦૦ એ ભાગી શકાય તે સૈકામાં ફેબ્રુઆરીમાં એક દિવસ (૨૯મી તારીખ) ઉમેરવો. તે ગ્રેગોરિયન કેલેંડર તરીકે ઓળખાય છે. આ જ કેલેંડર આપણે આજે વાપરી રહ્યા છીએ.

**તબીબી સાન :**

મિસરવાસીઓ મસાલા ભરીને શરીર સાચવવાની કળા જાણતા હતા. છતાં તેમનું શરીર વિષેનું જ્ઞાન ઘણું થોડું હતું. તેમને ફક્ત હૃદયનું કર્તવ્ય અને શરીરનાં મોટાં મોટાં હાડકા વિષેનું જ્ઞાન હતું. રોગનો સામનો કરવા માટે દવા કરતા લોકોને તાવીજોમાં વધારે શ્રદ્ધા હતી. તેમને મન રોગ એટલે ભૂતપિશાચના સકંજામા આવવું તે હતું; અને તેથી આ સકંજામાંથી છૂટવા માટે મંત્રોપચાર કરવામા આવતો.

આમ છતાં તબીબીજ્ઞાનનો સારો વિકાસ થયો હશે, કારણ મિસરમાં ઘણા તબીબો સ્ત્રીઓના રોગોના નિષ્ણાત હતા. કેટલાક નેત્રવૈદ્યો ઘણા હોશિયાર હતા અને તેમની ખ્યાતિ દૂર દૂરના દેશોમા પ્રસરેલી હતી. એકવાર રાજા સાયરસે તેમને ઉપચાર અર્થે ઈરાન પણ બોલાવ્યા હતા. સામાન્ય તબીબો ગરીબ દર્દીઓની જ દવા કરતા. તેઓ ગરીબોને સૌંદર્યપ્રસાધનો, જેવાં કે વાળ કાળા કરવાના રંગો, ચામડી તેમજ શરીરનાં અંગો ઉપર લગાવવાનાં ખાસ પ્રકારનાં તેલો પણ આપતા.

તબીબીજ્ઞાનને લગતા પેપીરસના કેટલાક વીંટા મળી આવ્યા છે. એક વીંટો તે લગભગ ૧૫ ફૂટ લાંબો ઈ સ પૂ ૧૬૦૦નો મળી આવ્યો છે. તેનો મૂળ આધાર ઘણા જૂનાં પુસ્તકોમાથી લેવાયો છે જગતનો આ જૂનામા જૂનો તબીબીજ્ઞાનને લગતો પદ્ધતિસરનો લેખ છે. તેમા ૪૮ પ્રકારના રોગ અને વાઢકાપના કેસો વર્ણવેલા છે. તેમાં દરેક કેસના જુદા જુદા મથાળા નીચે પદ્ધતિસરનાં નિદાન આપેલાં છે. રોગીની તપાસ, રોગીની ચિકિત્સા, તેનું નિદાન, રોગનાં લક્ષણો, તેનો ઉપચાર, વગેરે ટીકાસહિત આપેલાં છે. આ લેખકે સૌપ્રથમ નોંધ્યુ છે કે, શરીરના નીચના અવયવો ઉપર અંકુશ મગજનો છે. મિસરના લોકો અનેક રોગો જેવા કે કરોડરજ્જુનો ક્ષય, પથરી, બળિયા, બાળલકવા, એનિમિયા, અછબડા, અપસ્માર, (epilepsy) ગાંઠિયો વા, (gout) એપેન્ડીસાઈટીસથી પીડાતા, ચાંદી કે કેન્સરનો ઉલ્લેખ નથી પણ દાંતના રોગો જેવા કે પાયોરિયા જેવા રોગ પિરામિડયુગમા નથી પણ પછીના વખતમાં થતા હતા.

આ રોગો માટે તબીબો આપણા આયુર્વેદ જેવો ગ્રંથ રાખતા તેમાં એક રોગ ઉપર અનેક દવા કેવી રીતે વાપરવી તે સુદ્ધા આપેલું હતું. લગભગ ઈ. પૂ. ૧૯૫૦નું મળી આવેલું કાહુન પેપીરસ (Kahun papyrus) છે તેમાં ગર્ભનિરોધક ઉપચાર પણ આપેલો છે. ૧૧ મા રાજવંશની એક રાણીની કબરમાંથી દવાની પેટી મળી આવી છે. તેમાં સુકાઈ ગયેલી દવાઓ, મૂળિયા, ચમચા, વગેરે છે.

દવામાં ઘીરોળીનું લોહી, સુવરના કાન અને દાંત, સડી ગયેલું માંસ અને ચરબી, કાચબાનું મગજ, તેલમાં ઉકાળેલું જૂનું પુસ્તક, મનુષ્ય, કૂતરા, ગધેડાં, સિંહ, બિલાડી, વગેરેના મળનો સમાવેશ થતો તાલ ઉપર વાળ ઉગાડવા માટે માથા ઉપર પ્રાણીની ચરબી ઘસવામાં આવતી. આમાના કેટલાક ઉપચારો મિસરવાસીઓ પાસેથી ગ્રીકોએ, ગ્રીકો પાસેથી રોમનોએ અને રોમનો પાસેથી યુરોપિયનોએ પણ અપનાવ્યા છે.

**આરોગ્ય વિદ્યા :**

મિસરના લોકો જાહેર સ્વાસ્થ્ય સાચવવા માટે પૂરતાં પગલાં લેતા મિસરમાં ખોદકામ દરમિયાન મળના નિકાલ માટેની તાંબાની પાઈપો મળી આવી છે. તેમજ વરસાદનું પાણી એકઠું કરવા માટે પણ સગવડો કરવામાં આવતી. આ ઉપરાંત, લોકોને વારંવાર એનિમા લેવાની સલાહ આપવામાં આવતી. સુન્નત કરવાનો રિવાજ પણ તે અર્થે જ દાખલ કરવામાં આવ્યો હતો. સ્વાસ્થ્ય સાચવવા તેઓ ઉપવાસ, નિયમિત જુલાબ[૧] કે એનિમા લેતા. હિરોડોટસ લખે છે કે, "મિસરમાં લોકો દર મહિને ત્રણ દિવસ લાગલાગટ જુલાબ લેતા કેટલીક વાર બસ્તી પ્રયોગ અને ઊલટી થાય તેવી ઔષધિઓ પણ લેતા. તેઓ એમ માનતા કે બધા રોગોનું મૂળ પેટમાં પડેલા વધારે પડતા ખોરાકમાં છે."

**તત્ત્વજ્ઞાન :**

જગતમાં સૌપ્રથમ તત્ત્વજ્ઞાનની શરૂઆત કરનાર પણ મિસરવાસીઓ હતા. આ વિષયના પણ છૂટાછવાયા ફકરા મળે છે. તે લગભગ ઈ. પૂ. ૨૮૮૦ના સમયના છે. આનો પ્રાચીનતમ નમૂનો "ટાહ–હોતેપનો ઉપદેશ" (Instructions of Ptah-hotep) છે બુદ્ધ, કોન્ફ્યુશિયસ, અને સોક્રેટીસ પહેલા ૨૩૦૦ વર્ષ પૂર્વે આ જ્ઞાન જગતને મળેલું છે. ટાહોતેપ મેમ્ફિસનો ગવર્નર હતો અને રાજાનો વડોપ્રધાન હતો. તે પમા રાજવંશમા

૧. વીલ ડ્યુરા : "અવર ઓરિયેન્ટલ હેરિટેજ", પૃ. ૧૮૪.

થઈ ગયો નિવૃત્ત જીવન દરમિયાન તેણે આ ઉપદેશો પોતાના પુત્ર માટે લખ્યા હતા બીજો તત્ત્વજ્ઞાની ઇપુવર (Ipuwer) થઈ ગયો

તેમના તત્ત્વજ્ઞાનના લખાણો સસારની અજ્ઞાનતા અને અવિશ્વાસથી ભરપૂર છે તેનુ કારણ કદાચ હિક્સોસ રાજાઓનુ તેમના ઉપરનુ દમન હશે હિક્સોસ રાજાઓના અમલ દરમિયાન તેઓ જીવનથી ટાગી ગયા હશે અને તેથી આવા લખાણો લખ્યા હોય એમ બને

**મૂલ્યાકન**

મિસરનો દેહ ભલે કાળના ખપ્પરમા હોમાઈ ગયો હોય પણ તેણે જગતને માનવતાને ચરણે જે અમૂલ્ય ભેટો ધરી તે દ્વારા હજી પણ તેનો આત્મા ચિરજીવ છે

તેણે માનવજાતિને ગગન અને શાહી કેલેન્ડર અક્ષરમાળા અને સુવ્યવસ્થિત અને શાત સરકારની સૌપ્રથમ ભેટ ધરી તેણે વસ્તીગણતરી, ટપાલ, પ્રાથમિક અને માધ્યમિક કેળવણી ઉપરાત જાહેર વહીવટ અને કચેરી અગેની પાયાની તાલીમના પાઠો ભણાવ્યા અને સાહિત્ય વિજ્ઞાન અને તબીબી શાસ્ત્રનો વિકાસ કરવામા અમૂલ્ય ફાળો આપ્યો



# સુમેરની સંસ્કૃતિ

પ્રદેશ :

મેસોપોટેમિયાનો ફળદ્રુપ પ્રદેશ દક્ષિણપશ્ચિમ એશિયામાં આવેલો છે. મેસોપોટેમિયાનું મેદાન આજના બગદાદ શહેરથી તે લગભગ કુર્નાની નીચે, જ્યા તે વખતે ઇરાનના અખાતનું મોં આવેલું હતું ત્યાં સુધી વિસ્તરેલું હતું. ટાઇગ્રીસ અને યુફ્રેટીસ નદી આર્મેનિયાના પર્વતોમાંથી નીકળીને ઇરાનના અખાતને મળતાં પહેલાં વચ્ચે જે ફળદ્રુપ મેદાન બનાવે છે તે જ આજે મેસોપોટેમિયા તરીકે ઓળખાય છે.

આ પ્રદેશ ઐતિહાસિક અને ભૌગોલિક રીતે બે ભાગમાં વહેંચાયલો છે:

(૧) ઉપલું મેસોપોટેમિયા.

(૨) નીચલું મેસોપોટેમિયા જેમાં સુમેર અને "અક્કડ" નામના પ્રદેશોનો સમાવેશ થતો.

"સુમેર અને અક્કડનો" પ્રદેશ પછીથી સંયુક્ત રીતે બેબિલોનિયા તરીકે ઓળખાયો.

મેસોપોટેમિયાના મેદાનમાં ઉત્તર તરફ રણ અને ઘાસિયા પ્રદેશો જ છે. છતાં અહીં આરસ, ચૂનાના પથ્થર, તાંબું, લોખંડ, સીસું, વગેરેનો વિપુલ જથ્થો મળે છે. જ્યારે બેબિલોન એટલે કે સુમેર અને અક્કડનો પ્રદેશ દર વર્ષે નદીઓમાં આવતા પૂરની સાથે ધસડાઈ આવેલો કાંપ ઠરવાથી ખૂબ ફળદ્રુપ બન્યો છે.

આ અક્કડ અને સુમેર આજના ઉત્તર ઇરાકમાં આવેલાં હતાં. ઉત્તરમાં અક્કડ અને દક્ષિણમાં સુમેર. વિદ્વાનો એમ માને છે કે, જૂના વખતમાં ઇરાની અખાતનું મુખ હાલના બગદાદની ઉત્તરે ઘણે માઇલ દૂર હતું. તે વખતે દક્ષિણ ઇરાક આખું પાણી નીચે હતું. પણ દરિયો ધીમે ધીમે પાછો હઠતાં

અને બે નદીનો કાંપ એકઠો થતા દરિયો પુરાવા લાગ્યો અને કાળક્રમે ત્યાં ફળદ્રુપ મેદાન બન્યું. આ જમીન ખેતી માટે ખૂબ જ અનુકૂળ પડે તેમ હતી. તેથી અહી અનેક જાતિઓ આવીને વસી. મિસરના લોકોને જેમ નાઈલ નદી ઉપર આધાર રાખવો પડયો હતો તેવી જ રીતે આ પ્રદેશમાં આવીને વસેલા લોકોને ટાઈગ્રીસ અને યુફ્રેટીસ નદી ઉપર આધાર રાખવો પડયો હતો. તેઓ આ બે નદીઓમાથી નહેરો કાઢી ખેતી માટે પાણી મેળવી લેતા

અહીં આવીને વસેલી અનેક જાતિઓમાં બે મુખ્ય હતી–એક સેમિટિક અને બીજી બિન–સેમિટિક. સેમિટિક જાતિએ ઉત્તરમા અક્કડ વસાવ્યું અને બિન–સેમિટિક જાતિએ દક્ષિણમા સુમેર વસાવ્યુ. આ બને રાજ્યો વચ્ચે સીમાઓ બાબત કાયમ સંઘર્ષ થયા કરતો. બંનેને પોતાની સ્વતંત્રતા રક્ષવા ખાતર પણ જાગ્રત રહેવું પડતું.

## "સુમેર'ની પ્રાગૈતિહાસિક સંસ્કૃતિ:

સુમેરમા ખોદકામ દરમિયાન સ્થાપત્યના અનેક અવશેષો મળી આવ્યા છે. અહી જુદે જુદે ઠેકાણે કરેલા ખોદકામ ઉપરથી આ સંસ્કૃતિઓનાં નામ પાડેલા છે. સુમેરનો ઐતિહાસિક યુગ શરૂ થતા પહેલા મળી આવેલા પ્રાગૈતિહાસિક અવશેષોના નમૂના ત્રણ વિભાગમા વહેચી શકાય તેમ છે. આ પ્રાગૈતિહાસિક સંસ્કૃતિનો જે વિકાસક્રમ નક્કી કરી શકાયો છે તે હવે જોઈએ સુમેરની પ્રાગૈતિહાસિક સંસ્કૃતિના ત્રણ તબક્કા નીચે પ્રમાણે છે:

(૧) અલ–ઉબૈદ (Al–Ubaid)

(૨) ઉરુક (Uruk)

(૩) જેમદેત નાસ્ર (Jemdet Nasr)

જે તે સંસ્કૃતિના નામ તે તે સ્થળેથી મળી આવેલા અવશેષોના નમૂનાઓ પરથી પાડવામા આવ્યાં છે.

## અલ–ઉબૈદની સંસ્કૃતિ:

આ સ્થળેથી દેવળ ઉપરાત ભૌમિતિક ચિત્રણોવાળા માટીકામના નમૂના મળી આવ્યા છે. પાસે જ "ઉકૈર" (Uquair) આગળ ગામને ફરતી એક મીટર ઊંચી દીવાલ મળી છે. ગામની અંદર શેરીની પહોળાઈ ભર-

વાહક જનાવર આસાનીથી નીકળી શકે તેટલી છે. ઘરોને બે બાજુ દરવાજા છે, તેમાં ચારથી ૭ ઓરડા પણ હોય છે.

આ લોકો કેવી હોડીઓ વાપરતા હશે તે મળી આવેલી માટીની હોડીઓના નમૂના પરથી જાણી શકાય છે. આ ઉપરાત, માછલાં પકડવા માટે જાળીનાં ગોળાકાર વજન (net–weights) તેમજ પથ્થરના ડુબાડિયાં (stone–sinkers) પણ મળે છે. આ લોકો શિકાર કરતા હશે, કારણ કોઈ કોઈ ઘરમાથી હરણ વગેરે પશુઓનાં હાડકાં મળે છે. તે ઉપરાંત, જમીનમાં દાટેલી બરણીઓમાથી માંસ ચોટેલાં હાડકાં પણ મળે છે. આ સ્થળેથી હાડકાંની સોય અને કાંતવા માટે તકલીનાં ચકરડાં પણ મળે છે. આટલું મળી આવવા છતાં તે જમાનાના લોકોના દેખાવ તેમજ પહેરવેશ અંગે કંઈ જ જાણી શકાતું નથી. માટીની નાની નાની પૂતળીઓ પણ ઘણી મળી છે. સુમેરના ઐતિહાસિક યુગમા આનાથી જુદી જાતની પણ માટીની નાની નાની પૂતળીઓને ધાર્મિક મહત્ત્વ ઘણું અપાયું છે. એટલે અલ–ઉબૈદમાથી મળી આવેલી પૂતળીઓ પણ ધર્મમાં મહત્તા ભોગવતી હશે એમ કલ્પના કરી શકાય. અહીંથી જડેલાં માટીનાં ભાગેલા વાસણો ઉપર પણ પશુપક્ષીઓની આકૃતિઓ દોરેલી છે. ઈ. પૂ. ૩૦૦૦ વર્ષ પહેલાંની આ સંસ્કૃતિએ નોંધપાત્ર વિકાસ કરેલો હશે એટલું તો ચોક્કસ પણે કહી શકાય જ.

**ઉરુકની સંસ્કૃતિ :**

સુમેરની પ્રાગૈતિહાસિક સંસ્કૃતિનો બીજો તબક્કો ઉરુકમાં શરૂ થાય છે. અલ–ઉબૈદની સંસ્કૃતિના અનુસંધાનમા જ આ સંસ્કૃતિએ વિકાસ કરેલો છે તે તેના અવશેષો પુરવાર કરે છે. મુખ્ય સાબિતી માટીકામના નમૂના પરથી મળે છે. અહીં વસતા લોકોનો સવિશેષ ફાળો સ્થાપત્યમાં છે. તેમણે અલ-ઉબૈદના લોકોએ બાંધેલી ઈમારતો કરતાં મોટી ઈમારતો જેવી કે દેવળો, મહેલો બાંધેલા છે. તેમણે કૃત્રિમ વ્યાસપીઠ ઉપર બેબિલોનના ઝિગુરત (Ziggurat) જેવું દેવળ પણ બાંધેલું છે. તેમણે જાહેર ઈમારતો કાળજીપૂર્વક અને ચોકસાઈથી લંબચોરસ માટીની ઈંટોથી બાંધેલી છે. તેમણે તેમનાં દેવસ્થાનો ઊંચી વ્યાસપીઠો ઉપર બાંધ્યાં છે. તે બતાવે છે કે, કદાચ સુમેરના લોકો પહાડી પ્રદેશમાંથી આવેલા હશે. તેમણે દેવળની દીવાલો ઉપર સુશોભનો અંકિત કરેલાં છે. અહીંના લોકો પથ્થર ઉપર ઊપસેલું ભાસ્કર્ય પણ કરી જાણતા.

લખાણની સૌપ્રથમ શરૂઆત કરવાનો યશ ઉરુકના લોકોને ફાળે જાય છે. તેઓ માટીની ભીની તકતી ઉપર સૂકી સળીની મદદથી આકૃતિ દોરતા, પણ તે ચિહ્ન હશે કે આંકડા હશે તે સમજી શકાતું નથી.

આ લોકોની બીજી વિશિષ્ટ શોધ તે નળાકાર મુદ્રાઓની છે. તેમને અક્ષરજ્ઞાન તો હતું જ નહીં, એટલે પોતાના નામની સહી કરી શકે તેમ તો હતા જ નહિ. આથી તેમણે નળાકાર મુદ્રાઓની શોધ કરી હશે. નળાકાર મુદ્રાની સપાટી ઉપર ઉપસાવેલી આકૃતિ દોરી રાખતા, જ્યારે જરૂર પડે ત્યારે આ આકૃતિને ભીની માટીની તકતી ઉપર ફેરવતા એટલે એ તકતી ઉપર ચિત્રપટ્ટી જેવી (frieze like) છાપ ઊપસતી. આ છાપ ઓળખવી સહેલી હતી પણ તેની નકલ કરવી અઘરી હતી.

તાંબાની શોધ આ કાળમાં જ થઈ હશે. કારણ કે તાંબાનું ભાલાનું માથું (javaline head) સૌપ્રથમ અહીં જ મળ્યું છે.

**જેમદેત નાસ્ર :**

સુમેરના પ્રાગૈતિહાસિક કાળનો ત્રીજો અને છેલ્લો તબક્કો જેમદેત નાસ્રમાં શરૂ થાય છે. અહીં થયેલા ઉત્ખનન દરમિયાન જણાયું છે કે, ઉરુક યુગની ઘણી વિશિષ્ટતાઓ આ યુગમાં અપનાવાયેલી અગર સુધારી લેવાઈ છે. બધા કરતાં આ યુગનાં શિલ્પો ઘણા સારા પ્રમાણમાં સુધરેલાં છે. ઉપરાંત ઉપસાવેલું ભાસ્કર્ય અને પૂર્ણ મૂર્ત શિલ્પમાં સુંદર કામ થયેલું છે. અહીંથી પૂરા કદનું આરસનું મુખ મળી આવ્યું છે, જે જગતમાં પ્રાચીનતમ શિલ્પનો નમૂનો છે. અહીંથી પથ્થરનું ચાર ફૂટ ઊંચું કોતરકામવાળું કૂંડું (vase) પણ મળી આવ્યું છે.

આ યુગની ઇમારતો લગભગ ઉરુક યુગની ઇમારતો જેવી જ છે. લખાણપદ્ધતિમાં થોડો સુધારો નજરે પડે છે. ચિત્રિત-ચિહ્નો હવે શબ્દનું પ્રતિનિધિત્વ ધરાવતાં થયાં છે.

આ યુગની માટીની તકતીઓ લંબચોરસ છે, અને તે ઉપર એક કરતાં વધારે ચિહ્નો હોય છે.

અહીંથી ધાતુનાં ટાંકણાં, છરા, માછલી પકડવાના કાંસાના કાંટા વગેરે મળે છે.

આ સ્થળો ઉપરાંત બીજાં સ્થળો ઉપર કરેલા ખોદકામમાંથી માનવ-

વસવાટના પુરાવા મળે છે. દા. ત., તેલ–હલાફ (Tell–Halaf). અહીંથી માટીકામના સુંદર નમૂના મળ્યા છે. પણ આ એક જ પુરાવા ઉપરથી તેનો સમય નક્કી થઈ શકયો નથી. અલ–ઉબૈદની પણ પહેલાંનો આ માનવ–વસવાટનો પુરાવો છે એટલું જ ચોક્કસપણે કહી શકાય તેમ છે.

આ સંસ્કૃતિઓનો કાળ નક્કી કરવો લગભગ અશકય છે. તેથી આને સુમેરનો ઐતિહાસિક કાલ શરૂ થયા પહેલાંની સંસ્કૃતિઓના વેરવિખેર પડેલા મણકાઓને સાંકળવાનો પાંગળો પ્રયાસ જ કહી શકાય.

લોકો :

વર્ષોનાં સંશોધન છતાં આજેય સુમેરની પ્રજાની જાતિ નક્કી કરી શકાઈ નથી. તેઓ કઈ પ્રજા હતી ને કયાંથી આવી તે વિષે ચોક્કસ કંઈ જાણી શકાતું નથી. આ પ્રદેશમાં અનેક જાતિઓ આવીને વસી હતી. એટલે સુમેરના લોકોને કોઈ પણ એક જાતિનું નામ આપી શકાય નહીં. તેમને વિષે ફક્ત એટલું જ કહી શકાય કે, તેઓ મિશ્ર પ્રજા હતી. અક્કડની પ્રજા સેમિટિક હતી તે ચોક્કસપણે કહી શકાય છે. એ પ્રજાથી આ પ્રજા જુદી હતી એટલે સુમેરની પ્રજાને બિન–સેમિટિક પ્રજા કહી શકાય.

આ પ્રદેશમાંથી માનવ હાડપિંજરોના છૂટાછવાયા અવશેષો મળી આવે છે. તે પરથી એમ લાગે છે કે, તેઓ ઠીંગણા, બાંધે મજબૂત, ઊંચું લાંબું નાક, ઢળતું કપાળ અને નીચે ઢળતી આંખો ધરાવતા હશે. તેઓમાંના કેટલાક દાઢી રાખતા અને કેટલાક નહીં રાખતા. તેઓ ઘણે ભાગે મૂછ તો મુંડાવેલી જ રાખતા.

તેઓ ઘેટાંનાં ચામડાં તેમજ વણેલા ઊનના ધાબળાથી તેમનું શરીર ઢાંકતા. પુરુષો કેડથી નીચેનો ભાગ ઢાંકતા. તેઓ શરીરનો ઉપલો ભાગ ખુલ્લો રાખતા. જ્યારે સ્ત્રીઓ એક ખભો ઉઘાડો રહે અને બાકીનું શરીર ઢંકાયેલું રહે તે રીતે ધાબળો વીંટાળતી. ઘરમાં તો સ્ત્રીઓ પણ શરીરનો ઉપલો ભાગ ખુલ્લો રાખતી. સમય જતાં પુરુષો પણ ગળા સુધી શરીર ઢાંકતા થયા હતા.

પુરુષો માથા ઉપર ટોપી પહેરતા અને પગમાં સેંડલ પણ પહેરતા. પૈસાદાર વર્ગની સ્ત્રીઓ નુંવાળા ચામડામાંથી બનાવેલા દોરીવાળા બૂટ પહેરતી.

સુમેરની સ્ત્રીઓ પ્હોચી, માળા, નુપૂર, વીંટી, કુંડળ વગેરે આભૂષણોથી પોતાનું શરીર શણગારતી.

**રાજકીય ઇતિહાસ :**

લગભગ ઈ. પૂ. ૨૩૦૦ માં સુમેરના વિદ્વાનો તેમજ કવિઓએ સુમેરનો પ્રાચીન ઇતિહાસ લખવાની શરૂઆત કરી.

કવિઓએ "ઉત્પત્તિ" અંગેની દંતકથા લખી, જેમાં સ્વર્ગ તેમજ ભયંકર જળપ્રલયની વાત આવે છે. આ જળપ્રલયની વાત સુમેરથી બેબિલોન તેમજ યહૂદી દંતકથાઓમાં પણ સ્થાન પામી.

સુમેરના રાજકીય ઇતિહાસ વિષે આનુશ્રુતિક વૃત્તાંતો, રાજાની નામાવલિઓ, ભાવિનું એંધાણ કહેતાં પુસ્તકો (omen texts), તેમજ શાહી શિલાલેખ દ્વારા થોડું ઘણું જાણી શકાય છે. કીશ, ફારા, ઉર, અલ-ઉબેદ, ટેલ્લો, વાર્કા, નિપ્પુર, અશુર, વગેરે સ્થળો ઉપર થયેલાં ખોદકામ દરમિયાન મળી આવેલી સાબિતીઓ ઉપર જણાવેલી લેખિત નોંધોને થોડે ઘણે અંશે સાચી પાડે છે.

સુમેરના ઇતિહાસકારોએ આલેખેલો સુમેરનો ઇતિહાસ તો નાશ પામ્યો છે, પણ તેમના ઉતારા બેબિલોનના ઇતિહાસમાં સચવાયેલાં પડ્યા છે. તે ઉપરથી સુમેર વિષે જાણી શકાય છે.

રાજાની નામાવલિઓમાં રાજાઓનાં નામ, તેમણે કયા રાજવંશમાં રાજ્ય કર્યું, કેટલાં વર્ષ રાજ્ય કર્યું તેમજ કુલ કેટલા રાજવંશો થઈ ગયા, વગેરે આપેલું છે. આ નામાવલિની શરૂઆત સુમેરમાં આવેલા મહાન જળપ્રલય પહેલાંના આઠ રાજાઓનાં નામથી થાય છે. આ નોંધમાં કુલ ઓગણીસ રાજવંશો આપેલા છે.

આનો વારસો સુમેર પાસેથી બેબિલોન અને બેબિલોન પાસેથી એસિરિયાએ લીધો. એસિરિયાના ખોદકામ દરમિયાન મળી આવેલા વિશાળ પુસ્તકાલયમાં આ નામાવલિઓ સચવાયેલી મળી આવી છે, અને હાલ તે લંડનના સંગ્રહાલયમાં સચવાયેલી છે. માટીની તકતીઓ ઉપર આ નામાવલિઓ કોતરેલી છે. જો કે આ નામાવલિઓ ઉપર બહુ આધાર રાખી શકાય તેમ નથી, કારણ તેમાં ઘણી અસંગતતા જોવા મળે છે. આમાં એક તો કેટલાક રાજાઓના રાજ્યકાલનો સમય આપેલો છે, તે ઘણો જ અતિશયોક્તિ ભરેલો છે. આ ઉપરાંત, ખોદકામ દરમિયાન જે રાજાઓની ઐતિહાસિકતા સાબિત થઈ છે, તેવા રાજાઓ સમકાલીન હોવા છતાં તેમનાં નામો વારાફરતી આપેલાં છે. બીજું એ કે, આ નામાવલિઓમાં આપેલા કેટલાક

રાજાઓનાં નામ પછીથી દેવ કે પૌરાણિક દંતકથાના નાયક તરીકે દેખા દે છે. આ ઉપરથી એમ લાગે છે કે, સુમેરના કેટલાક રાજાઓને તેમના મૃત્યુ બાદ દેવત્વ અર્પણ કરવામાં આવ્યુ હશે. કેટલાક રાજાઓને તો તેમના જીવતા જ દેવત્વ અર્પણ કરવામા આવેલું હતુ. રાજાને દેવત્વ અર્પણ થયુ હશે તેના પુરાવા શાહી કબરોમાથી મળી આવેલાં અનેક હાડપિંજરો આપે છે. રાજાને માનવભોગ ધરાવવામા આવતો તે પણ આ હાડપિંજરો સાબિત કરે છે. સુમેરના જળપ્રલયની વાત "જળપ્રલયના મહાકાવ્ય" (Deluge Epic)મા સચવાયેલી છે. આ કથામા પણ ઘણી અતિશયોક્તિ છે. આ કથામા જળપ્રલયથી પ્રાણીમાત્રનો નાશ થયો હતો એમ આવે છે આ હકીકત માની શકાય તેમ નથી. જો કે એટલુ ખરું કે, આ જળપ્રલયથી જાનમાલની એટલી બધી ખુવારી થઈ હતે કે તેને ઐતિહાસિક સીમાચિહ્ન તરીકે ગણાવી શકાય. આ જળપ્રલયની અસર નીચલા મેસોપોટેમિયાના મોટા ભાગનાં નગરોને થઈ હશે. ઉર, વાર્કા કીશ, ફારા, વગેરે સ્થળોએ થએલા ઉત્ખનન દ્વારા જળપ્રલયની સાબિતી મળે છે. આ સ્થળોએ જાડા માટીના થરની ઉપર તેમજ નીચે માનવવસવાટના પુરાવાદર્શક અવશેષો મળી આવ્યા છે. આમ જળપ્રલયની અસર ખૂબ ઊંડી હશે પણ તેથી પ્રાણીમાત્રનો નાશ થયો હશે તેમ કહી શકાય નહીં. જળપ્રલય પહેલાંનાં કેટલાંક નગરો જળપ્રલય પછી પણ બચી શકયાં હતાં.

આપણે આગળ જોઈ ગયા કે નીચલા મેસોપોટેમિયાનાં બે નગર-રાજ્યો અક્કડ અને સુમેર વચ્ચે વખતોવખત રાજ્યની સીમાઓ બાબત લડાઈઓ થયા કરતી હતી. તેમણે વારાફરતી આખા પ્રદેશ ઉપર રાજ્ય ચલાવ્યું હતું, પણ આમા છેવટે અક્કડના સેમિટિક લોકો વધારે બળવાન હતા. તેથી તેમણે સુમેરના બિનસેમિટિક લોકો ઉપર વિજય મેળવ્યો. તેમણે સુમેરનાં એક પછી એક એમ બધાં શહેરો જીતી લીધાં અને આખા પ્રદેશ ઉપર પોતાનું વર્ચસ્વ જમાવ્યું. આમ છતા અક્કડના સેમિટિક લોકોએ સંસ્કૃતિ તો બિનસેમિટિક લોકોની જ અપનાવી અને તેનો વિકાસ કર્યો. આમ જોતા તો રાજકીય વિજય અક્કડનો થયો પણ સાંસ્કૃતિક વિજય તો સુમેરનો જ થયો.

હવે આપણે સુમેરના રાજવંશો જોઈએ. શરૂઆતમાં જળપ્રલય પહેલાના આઠ રાજાઓ નોંધેલા છે. તેમણે પાચ શહેરો વસાવ્યાં હતા: નુન્કી, બાદ-તબીરા, લારક, સિપ્પર અને શુરુપ્પાક. તેમણે ૨,૪૧,૨૦૦ વર્ષ રાજ્ય કર્યું હતું !

## જળપ્રલય પછીના રાજવંશો

| રાજવંશનું નામ | રાજાઓ | કેટલાં વર્ષો રાજ્ય કર્યું |
|---|---|---|
| (૧) કીશનો પહેલો રાજવંશ | ૨૩. | ૨૪૫૧૦ વર્ષ |
| (૨) ઈરેકનો પહેલો રાજવંશ | ૧૨. | ૨૩૧૦ વર્ષ |
| (૩) ઉરનો ,, | ૪. | ૧૭૭ વર્ષ |
| (૪) આવાનનો રાજવંશ | ૩. | ૩૫૬ ,, |
| (૫) કીશનો બીજો રાજવંશ | ૮. | ૩૧૯૫ ,, |
| (૬) હમાઝીનો રાજવંશ | ૧. | ૩૬૦ ,, |
| (૭) ઈરેકનો બીજો રાજવંશ | ૧૨૦. | ૪૮૦ ,, |
| (૮) ઉરનો બીજો રાજવંશ | ૪. | ૧૦૮ ,, |
| (૯) અદબનો રાજવંશ | ૧. | ૯૦ ,, |
| (૧૦) મારીનો રાજવંશ | ૬. | ૧૩૬ ,, |
| (૧૧) કીશનો ત્રીજો રાજવંશ | રાણી | ૧૦૦ ,, |

ઉપર બતાવેલા ઘણા રાજવંશો સમકાલીન હશે પણ તે ચોક્કસ જાણી શકાયું નથી. જ્યારે હવે પછીના રાજવંશો સમકાલીન હોવાની સાબિતી મળી છે. તે હવે તપાસીએ.

**અક્ષકનો રાજવંશ**
આ રાજવંશમાં ૬
રાજાઓ થઈ ગયા.

**અગેડનો રાજવંશ**
આ રાજવંશમાં
પાંચેક રાજાઓ
થઈ ગયા.

**લગાશના ગવર્નરો**
લગભગ નવેક
ગવર્નરો થઈ ગયા.

**કીશનો ચોથો રાજવંશ**
લગભગ
સાત
રાજાઓ

**ગુટીયમનો રાજવંશ**
આ રાજવંશમાં
લગભગ વીસેક
રાજાઓ થઈ
ગયા.

**લગાશના ગવર્નરો**
લગભગ
દસ ગવર્નરો
થઈ ગયા.

**ઈરેકનો ત્રીજો રાજવંશ**

**ઈરેકનો ચોથો રાજવંશ**

**ઈરેકનો પાંચમો રાજવંશ**

| ઉરનો ત્રીજો રાજવંશ | ઈસીનનો રાજવંશ | લાર્સાનો રાજવંશ |
| --- | --- | --- |
| બેબિલોનનો પહેલો રાજવંશ | લગભગ આ રાજવંશમાં પંદરેક રાજાઓ થઈ ગયા | બારેક રાજાઓ પછી લાર્સામાં એલમના રાજાઓએ રાજ્ય કર્યું. |

નામાવલિઓમાં રાજાઓના નામો પણ ગણાવેલાં છે આમાંના કેટલાકની ઐતિહાસિકતા પુરવાર થઈ છે. આ બધા રાજાઓમાં કેટલાક રાજાઓ ખરેખરા મહાન અને નામાંકિત હતા સુમેરના નોંધપાત્ર રાજાઓમાં ગિલ્ગમેશ, લુગલ–ઝગીસી, ગુડીઆ, ઉર–નમ્મુ, ડુંગી વગેરે ગણાવી શકાય; જ્યારે અક્કડનો સારગોન પહેલો મહાપ્રતાપી રાજા થઈ ગયો. તેણે અગેડમાં રાજધાની સ્થાપી હતી તેણે ઘણા શહેરો ઉપર ચઢાઈ કરી હતી. તેણે સુમેરના લુગલ–ઝગીસીને હરાવ્યો હતો. તેણે એક પછી એક સુમેરનાં બધા શહેરો જીતી લીધા. તે ઉપરાંત, એલમ પણ જીતી લીધું. તે પછી પશ્ચિમ એશિયા ઓળંગીને લગભગ ભૂમધ્ય સમુદ્ર સુધી પહોંચી ગયો. આમ, તેણે ઇતિહાસમાં સૌપ્રથમ સામ્રાજ્ય સ્થાપ્યું.

સારગોન પહેલો સ્વભાવે દયાળુ હતો તેથી જિતાયેલા લોકોના ધર્મ પ્રત્યે તેણે ઉદાર વર્તન દાખવ્યું. તેણે તેમના ધર્મને માન આપ્યું અને નવાં દેવળો બંધાવી દેવને અર્પણ કર્યાં. આ ઉપરાંત, તેણે દેવને ઘણી ભેટો પણ અર્પણ કરી. તેણે નિપ્પુરમાં એનલીલનું દેવળ બંધાવ્યું, ઉરનું દેવળ સમરાવ્યું અને પોતાની પુત્રીને ત્યાં દેવદાસી તરીકે અર્પણ કરી.

સારગોન પહેલો પોતાના રાજ્યની સીમા વધારતો જ ગયો. જિતાયેલા બધા પ્રદેશો ઉપર એકસરખો વહીવટ કરવાનું મુશ્કેલ હતું. પરિણામે જિતાયેલાં પ્રદેશો તક મળે ફરી ફરીને બળવો કરતા. આમ, જિતાયેલા પ્રદેશો ફરી ફરીને જીતવા પડતા.

તેના પછી તેના ત્રણ પુત્રો વારાફરતી ગાદી ઉપર આવ્યા. આમાંનો ત્રીજો નરમ–સીન નોંધપાત્ર રાજા ગણાવી શકાય. આ રાજાની એક તકતી જેના ઉપર ખૂબ સરસ ભાસ્કર્ય અંકિત કરેલું છે તે જાણીતી છે. આ તકતી અત્યારે લુવ્રેના સંગ્રહસ્થાનમાં સચવાયેલી છે. આ તકતીમાં બહાદુર અને શક્તિશાળી રાજાને તેના દુશ્મનોના મૃતદેહો ઉપર થઈને આગે બઢતો

દેખાડવામાં આવ્યો છે. રાજાની પાછળ ઝગ્રોસના પર્વતો દોરેલા છે. આમાંની એક ટેકરી ઉપર ફાચર લિપિ (cuneiform)માં નરમ-સીનના વિજયનું વર્ણન આલેખેલું છે.

દુશ્મનોના હાથે નગરનો સદંતર નાશ થયા છતાં ફરી પાછાં તે જ ઠેકાણે નગરો ઊભાં થતાં. સુમેરમાં આવેલા લાગેશ નગરનો ગુડીઆ પણ નામાંકિત રાજા થઈ ગયો. તેણે લાગેશને ફરી પાછું સજીવન કર્યું. ત્યાં અનેક દેવળો બંધાવ્યાં. તેણે ઘણાં સારાં સારાં કામો કર્યાં હતાં. તેથી આ રાજા પ્રજાને ઘણો પ્રિય થઈ પડ્યો હતો.

આવી જ રીતે ઉરનો રાજા ઉર-નમ્મુ પણ પ્રતાપી રાજા થઈ ગયો. તેણે સર્વ પ્રથમ સુમેરને કાયદો આપ્યો. તેણે ઉર શહેરમાં સુંદર દેવળો બંધાવ્યાં. આ ઉપરાંત, લાર્સા, ઉરુક અને નિપ્પુરમાં પણ બીજી અનેક ઇમારતો બંધાવી. ઉર-નમ્મુનો પુત્ર ડુંગી પણ આવો જ રાજા હતો. તેણે અઠ્ઠાવન વર્ષના લાંબા રાજ્યકાલ દરમિયાન એવું તો ડહાપણભરી રીતે રાજ્ય ચલાવ્યું કે, લોકોએ તેને દેવત્વ અર્પણ કર્યું. લોકોને તેણે સુખશાંતિ અને આબાદી અર્પ્યાં. પણ આ સુખશાંતિ અને આબાદી ઝાઝો કાળ ટક્યાં નહિ, કારણ પૂર્વમાંથી એલેમાઈટ લોકો તેમ જ પશ્ચિમ બાજુથી એમોરાઈટ લોકોએ ઉર ઉપર ચડાઈ કરી તેમના રાજાને બંદીવાન બનાવીને લઈ ગયા અને શહેરને બાળી મૂક્યું. સુમેર ઉપર એલમ અને એમોરના લોકોએ લગભગ બસો વર્ષ લગી રાજ્ય કર્યું. ત્યાર પછી ઉત્તરમાંથી બેબિલોનના હેમુરબીએ એલેમાઈટ લોકો પાસેથી ઉરુક અને ઇસીન પાછાં મેળવ્યાં. તેણે એલમ ઉપર ચડાઈ કરી અને ત્યાંના રાજાને કેદ કર્યો. હેમુરબીએ એમોર અને એસિરિયા ઉપર પણ ચડાઈ કરીને જીતી લીધાં અને મહાન સામ્રાજ્યની સ્થાપના કરી.

**રાજ્યતંત્ર :**

પોતાના સામ્રાજ્યમા વિલીન કરતો તે જ રીત એનાથી શક્તિશાળી રાજવી એના ઉપર જ અખત્યાર હતો.

લડાઈ વખતે રાજા જાતે લશ્કરને દોરતો યુદ્ધમા જેની હાર થતી તે રાજા તેમજ તેના લશ્કરને ગુલામી કરવાની રહેતી. ઘણી વાર યુદ્ધભૂમિ ઉપર જ હારેલા રાજાના લશ્કરની કતલ કરવામા આવતી.

સામ્રાજ્યોની સમાજવ્યવસ્થા મોટે ભાગે સામતો જ કરતા યુદ્ધમાં વિજય મળ્યા પછી રાજા પોતાના બહાદુર સરદારોને જાગીરોની નવાજેશ કરતો આ મિલકતને વેરામાથી બાકાત રાખવામા આવતી. આ લોકો પોતાને મળેલા મુલકમાં વ્યવસ્થા સાચવતા અને જ્યારે રાજાને જરૂર હોય ત્યારે સૈનિકો તેમજ પુરવઠો પૂરો પાડતા.

રાજ્યનો ખર્ચ વેરા પેટે ઉઘરાવાતી વસ્તુઓ ઉપર નભતો. આવો વેરો રાજ્યના કોઠારોમા એકઠો કરીને સાચવવામાં આવતો. રાજ્યના અધિકારીઓ તેમજ નોકરોને પણ પગાર વસ્તુમાં જ ચૂકવવામા આવતો.

**લશ્કરી તંત્ર :**

લડાઈ માટે હંમેશાં તૈયાર રહેવાની જરૂરિયાતને લીધે રાજ્યનું લશ્કરી તંત્ર ખૂબ જ વ્યવસ્થિત રાખવું પડતું. ઉર અને કીશમાંથી મળી આવેલાં શસ્ત્રો તેમની લશ્કરી તાકાતનો ખ્યાલ આપે છે. રથયુદ્ધ સામાન્ય હતું. રાજાઓ રથમાં બેસીને જ લડતા. યુદ્ધ વખતે તેઓ તીર, કામઠાં, ભાલા, ઢાલ, કુહાડી, વગેરેનો ઉપયોગ કરતા. ઉરની એક કબરમાથી સોનાનું શિરસ્રાણ મળી આવ્યું છે.

**કાયદા :**

દરેક રાજ્યને પોતપોતાના કાયદા હતા. ઉરના બે રાજાઓ ઉર–એન્ગુર અને ડુંગીએ રાજ્યને થોડા કાયદા આપ્યા હતા. આ કાયદાઓ જ હેમુરબીની પ્રખ્યાત ધારાસંહિતાનું પ્રેરણાસ્થાન હતા. હેમુરબીનો કોડ બહુ સખત હતો, જ્યારે સુમેરના કાયદાઓ તેના પ્રમાણમાં ઓછા કડક હતા. હેમુરબીના કોડમાં બેવફા સ્ત્રીને મોતની શિક્ષા થતી, જ્યારે સુમેરના કાયદામાં બેવફા પત્નીના પતિને બીજી પત્ની કરી તેનું સ્થાન પહેલી પત્ની કરતાં ઊંચું આપવાનો હક્ક હતો.

કાયદામાં ધંધાકીય તેમ જ જાતીય સંબંધો આવરી લેવામા આવ્યા હતા. સુમેરના ખોદકામ દરમિયાન મળી આવેલી અનેક તકતીઓ આ કાયદાઓનું પાલન બરાબર થતું હશે તેની સાબિતી આપે છે. આ

તકતીઓમાં કાનૂની ચુકાદાઓ (legal decisions), કરારો, વ્યાપારી બાબતો (business affairs) નોંધેલાં છે ખરું જોતાં જીવનના દરેક વ્યવહાર—ખરીદ અને વેચાણ કરારો, વારસો, લગ્નવિધિ લગ્ન, લગ્નવિચ્છેદ—ને કાયદાનું બંધન હતું આ દરેક બાબતો અંગે કાયદેસરનું લખાણ તેમ જ તેના ઉપર સાક્ષીની સહીનો સિક્કો આવશ્યક હતાં આમાં જો કોઈ પણ વાંધાઅરજી નોંધાવવી હોય તો અદાલતમાં અસલ દસ્તાવેજ રજૂ કરવા પડતા

ન્યાયતંત્ર

સુમેરમાં બે જાતની અદાલતો હતી (૧) દીવાની (૨) ધર્મ—સ્થાનીય દરેક દેવળ ન્યાયાલયની ગરજ સારતું દરેક ધર્મગુરુને ચુકાદો આપવાનો અધિકાર હતો આ ઉપરાંત, રાજા પણ ન્યાયાધીશો નીમતો તેમજ રાજ્યના કેટલાક ઉચ્ચ અધિકારીઓ દા ત, પ્રાંતના રાજ્યપાલ પણ ન્યાયની ફરજો અદા કરતા દરેક મુકદ્દમામાં છેવટની અપીલ રાજાને કરી શકાતી

એક વખત ચુકાદો આપી દીધા પછી ખુદ ન્યાયાધીશ પણ તે ફેરવી શકતો નહીં તેમ છતાં જો તે સજા ફેરવવાનો પ્રયત્ન કરે તો તેને નોકરીમાંથી છૂટો કરવામાં આવતો અને તેનો દંડ કરવામાં આવતો ન્યાયાધીશ જે ચુકાદો આપે તે પ્રમાણે સજા થાય છે કેમ તે જોવાનું કામ અદાલતના સિપાઈનું હતું સામાન્ય મુકદ્દમામાં દંડ કે મિલકત જપ્ત કરવાની સજા પણ થતી પણ શારીરિક નુકસાન માટે 'આંખ સાટે આંખ' અને 'કાન સાટે કાન'ની સજા કરવામાં આવતી ભારે ગુના માટે દેહાંત દંડની શિક્ષા પણ કરવામાં આવતી દરેક મુકદ્દમાના ચુકાદાનું લખાણ હોવું આવશ્યક હતું તકતી ઉપર તેની મુખ્ય મુખ્ય વિગત, વાદી, પ્રતિવાદી તેમજ સાક્ષીઓના નામો, ચુકાદો, વગેરે લખવામાં આવતું ત્યાર બાદ આ તકતી ઉપર બંને પક્ષની મહોર મારવામાં આવતી અદાલતની અંદર આવી તકતીઓ ભવિષ્યમાં જરૂર પડે તો જોવા માટે સાચવવામાં આવતી

આમ, સુમેરમાં સાધારણ મનુષ્યને પણ ન્યાય મળી શકતો આમ—જનતા પણ તેને આપવામાં આવતી સવલતોનો પૂરો લાભ ઉઠાવતી

કાયદામાં ખોટી સાક્ષી આપનારને આકરી સજા કરવામાં આ ‍ી_ દરેક માનવીને સ્વતંત્ર અપીલ કરવાનો હક્ક આપીને રાજ્યે તરફથી સેવાતી ઉપેક્ષા ઉપર દાબ રાખ્યો હતો

## સામાજિક સ્થિતિ

### સમાજ

સુમેરનો સમાજ ત્રણ વર્ગમા વહેંચાયેલો હતો (૧) પહેલો વર્ગ સરકારી અધિકારીઓ, પાદરીઓ તેમજ લશ્કરના સૈનિકોનો હતો (૨) બીજો વર્ગ વેપારીઓ દુકાનદારો, શિક્ષકો, મજૂરો, ખેડૂતો અને કારીગરોનો બનેલો હતો જ્યારે (૩) ત્રીજા વર્ગમા એકના ગુલામો હતા ગુલામોના બે પ્રકાર હતા કેટલાક જન્મેના અને કેટલાક યુદ્ધમા બંદીવાન બનાવીને લવાયેલા કાયદાની દૃષ્ટિએ દરેક વર્ગનુ સ્થાન નોખુ નોખુ હતુ. એકના એક જ ગુના માટે સૌથી આકરી સજા ગુલામોને, તેનાથી ઓછી સજા મધ્યમ વર્ગને અને તેથી ઓછી સજા સૌથી ઉપલા વર્ગને કરવામા આવતી ગુલામોને લશ્કરમા લેવામા આવતા નહી, કારણ તેમના હાથમા શસ્ત્રો આપવાથી કદાચ તેઓ જ સરકારની સામે થઈ જાય એવો ભય સેવાતો

### ગુલામી પ્રથા :

ગુલામો તેમના માલિકની મિલકતના ભાગરૂપ હતા આમ છતા તેમને થોડાક કાયદેસરના હક્કો આપવામા આવ્યા હતા ગુલામ પોતાના વેચાણ અંગે વિરોધ કરીને અદાલતમા કેસ રજૂ કરી શકતો તે જુબાની આપી શકતો, મિલકત ધરાવી શકતો, પોતાનો સ્વતંત્ર ધંધો કરી શકતો, પૈસા ઉધાર લઈને સ્વતંત્રતા ખરીદી શકતો આથી ઊલટુ, ગુલામનો માલિક તેને ડામ કે ફટકા મારે અથવા તેની સાથે ગમે તેવુ વર્તન દાખવે તો તેનો વિરોધ કરવાનો તેને હક્ક ન હતો ગુલામ નાસી જવાનો પ્રયાસ કરતા પકડાઈ જાય તો તેને ખૂબ આકરી સજા કરવામા આવતી ભાગી ગયેલા ગુલામને આશરો આપવો તે પણ ગુનો ગણાતો

કેટલાક ગુલામો યુદ્ધકેદીઓ હતા જેમા સુમેરના નાગરિકો પણ હતા, તો કેટલાક સ્વતંત્ર નાગરિકોને તેમના ગુના બદલ ગુલામ બનાવવામા આવતા, કેટલાક મા-બાપે દેવા પેટે ગુલામ તરીકે વેચેલા છોકરાઓ પણ હતા દેવા પેટે વેચાયેલા છોકરાઓ ફક્ત ત્રણ વર્ષ માટે જ ગુલામ રહેતા

સ્વતંત્ર નાગરિક ગુલામસ્ત્રીને પરણતો તો તેની સ્ત્રી તેમજ બાળકોને તેના મૃત્યુ બાદ સ્વતંત્રતા મળતી જો કોઈ સ્વતંત્ર સ્ત્રી ગુલામને પરણતી તો તેના છોકરાને વારસામા બાપની ગુલામી નહી પણ માની સ્વતંત્રતા મળતી ગુલામ બાપના મૃત્યુ બાદ તેની અડધી મિલકત છોકરાને અને અડધી તેના માલિકને મળતી

આમ, જે સમાજમાં, સ્વતંત્ર નાગરિક ગુલામ બને અને ગુલામ સ્વતંત્રતા મેળવી શકે, ત્યાં ગુલામની સ્થિતિ બહુ ખરાબ ન હોય. સુમેરમાં ગુલામી પ્રથા હતી ખરી પણ ઘણી શિથિલ હતી.

## સમાજમાં સ્ત્રીનું સ્થાન :

કોઈ પણ સમાજને સમજવો હોય તો સૌ પહેલાં સમાજમાં સ્ત્રીને આપવામાં આવતા સ્થાનને સમજવું જોઈએ.

સુમેરમાં સામાન્ય રીતે એકપત્નીત્વનો કાયદો હતો પણ હકીકતમાં પુરુષોને રખાતો રાખવાની છૂટ હતી. આમ છતાં કાયદેસરની પત્નીના હક્કોને કાયદો પૂરતું રક્ષણ આપતો. ઘરમાં કાયદેસરની પત્નીનું સ્થાન રખાત કરતાં ઘણું ઊંચું હતું.

## લગ્ન :

બંને પક્ષના વડીલો લગ્ન નક્કી કરતા અને વર તરફથી કન્યાના પિતાને અમુક ભેટ અપાયા પછી વિવાહ નક્કી ગણાતો. સંજોગવશાત્ વિવાહ તોડવામાં આવે તો કન્યાના પિતાએ તેને મળેલી ભેટ વરને પાછી આપવી પડતી. ઘણી વાર વરપક્ષ તરફથી કન્યાના પિતાને બેગણી ભેટ પાછી આપવાની ફરજ પણ પાડવામાં આવતી. પુખ્ત વયનાં યુવકયુવતીઓને જાતે હળીમળીને લગ્ન નક્કી કરવાની પણ છૂટ આપવામાં આવતી.

## લગ્નવિધિ :

આ વિધિ ફક્ત તકતી ઉપર લખાણ લખવામાં જ પતી જતી. તકતી ઉપર લખવામાં આવતા લખાણમાં બંને પક્ષનું મહત્ત્વ શબ્દોમાં સ્પષ્ટ કરવામાં આવતું. બેવફાઈના બદલામાં દંડ તેમજ લગ્નવિચ્છેદ અંગેની શરતો પણ તેમાં સમાવી લેવામાં આવતી. લખાણ પૂરું થયા પછી તકતી ઉપર મુદ્રાની છાપ મારવામાં આવતી. લગ્ન બાદ વિવાહ વખતે અપાયેલી ભેટ ઉપર કન્યાનો અધિકાર થતો. આ ઉપરાંત, કન્યા પોતાને ઘેરથી કરિયાવર તેમજ બીજાં સગાંસંબંધીઓએ આપેલી ભેટો લાવતી. આ બધી મિલકત ઉપર એકલી કન્યાનો જ હક્ક રહેતો. કન્યા પોતાના મૃત્યુ બાદ આ મિલકત પોતાનાં છોકરાંઓને વહેંચી દેતી. જો તેને છોકરાં ન હોય તો આ મિલકત કન્યાના પિતાને મળતી. લગ્નકરારમાં એક ખાસ કલમ ઉમેરવામાં આવતી કે, " કન્યાની સંમતિ વગર, લગ્ન પહેલાં કરેલા દેવા

પેટે પતિ કન્યાની મિલકત આપી ન શકે ” ૫૫ લગ્ન બાદ કરેલા દેવા માટે પતિ–પત્ની બંને જવાબદાર હતા

કન્યા પોતાની ઇચ્છા મુજબ પોતાના ગુલામ રાખી કે વેચી શકતી તેને સ્વતંત્રપણે ધંધો કરવાનો પણ હક્ક હતો સ્ત્રીને અદાલતમાં સાક્ષી આપવાનો હક્ક હતો પતિની ગેરહાજરીમાં જો પુત્ર મોટો ન હોય તો પત્નીને તેની મિલકતનો વહીવટ કરવાનો હક્ક હતો પતિના મૃત્યુ બાદ પતિની મિલકત ઉપર પત્ની તેમજ છોકરાઓનો સરખો હક્ક હતો પતિના મરણ બાદ ઇચ્છા હોય તો તે ફરી લગ્ન કરી શકતી જો તે બીજુ લગ્ન કરે તો પોતાને નવે ઘેર પિતાને ઘેરથી આણેલી મિલકત લઈ જઈ શકે, પણ પતિની મિલકતમાંથી તેને હિસ્સો ન મળે દીકરા ઉપર પતિ ને પત્નીનો સરખો હક્ક હતો બેજવાબદાર છોકરાને વારસા હક્કમાંથી દૂર કરવાનો તેને અધિકાર હતો ઉદ્ધત છોકરાને ડામ દઈને નગરની બહાર હાંકી કાઢવાનો પણ તેને હક્ક હતો

### લગ્નમાં પુરુષના હક્કો

પતિને પત્નીને વેચી દેવાનો તેમજ ત્રણ વર્ષ માટે ગુલામ તરીકે આપી દેવાનો હક્ક હતો લગ્નકરારમાં ચોખવટ ન કરી હોય તો તે નજીવા કારણોસર છૂટાછેડા આપી શકતો આથી ઊલટુ, સ્ત્રીને છૂટાછેડા મેળવવા માટે ઘણી મથામણ કરવી પડતી પરપુરુષસમાગમ સ્ત્રીનો મોટો ગુનો ગણાતો આ માટે તેને કોઈક ડુબાડીને મારી નાખવાની પણ સજા કરવામાં આવતી વાઝિયાપણું સ્ત્રીને લગ્નના હક્કોમાંથી રદબાતલ કરતું પુરુષને સંતાન ન હતું અને પત્નીથી છૂટાછેડા લેવા હોય તો તેને તેના કન્યાવર ઉપરાંત પૈસાની પેટે થોડી રકમ આપવી પડતી પુરુષ છૂટાછેડા લીધા વગર બીજુ લગ્ન કરતો તો પહેલી પત્નીના ભરણપોષણ માટે તે જવાબદાર રહેતો ઉપરાંત પહેલી પત્નીનું વર્ચસ્વ ઘરમાં પહેલાં જેવું જ રહેતું બીજી સ્ત્રી કાયદેસરની પત્ની ગણાતી પણ તેનું સ્થાન પહેલી કરતાં નીચું ગણાતું

### સંતાનો

સુમેરના કાયદામાં સંતાનો ઉપર માબાપનો અબાધિત અધિકાર હતો માબાપ ધારે તો સંતાનોને વારસાહક્કમાંથી દૂર કરતા અથવા તેમનો બહિષ્કાર પણ કરતા માબાપને દેવા પેટે છોકરાને વેચવાનો અધિકાર હતો સામાન્ય રીતે પિતાની મિલકત છોકરાને સમાન ભાગે મળતી

મિલકતની વહેંચણી કાયદેસર થતી. આમાં નાના છોકરાઓ માટે કન્યા-ખરીદીના પૈસા જુદા મૂકીને પછી વહેંચણી કરવામાં આવતી. સુમેરના કાયદામાં પુત્રને પિતાની હયાતીમાં પણ પોતાનો વાગ્મો માગવાનો હક્ક હતો. માતાનો કરિયાવર પણ સંતાનોમાં સમાન ભાગે વહેંચાતો.

રખાતથી થયેલાં સંતાનોનું સ્થાન કાયદેસરની પત્નીનાં સંતાનો કરતાં નીચું હતું. સુમેરમાં બાળકોને દત્તક લેવાનો રિવાજ સામાન્ય હતો દત્તક પુત્રનું સ્થાન કાયદેસરની પત્નીના પુત્ર જેવું જ હતું. જો કે અપર માબાપ દત્તક લીધેલા પુત્રને પણ નકારી શકતાં પણ તે સંજોગોમાં તેમણે દત્તક પુત્રને જંગમ મિલકતનો ⅓ ભાગ આપવો પડતો. દત્તક લેવાનો રિવાજ ધાર્મિક વેશ્યાવૃત્તિને આભારી હતો. સુમેરમાં દત્તક લેવાના રિવાજને પ્રોત્સાહન આપવામાં આવતું હતું, કારણ ધાર્મિક વેશ્યાવૃત્તિને કારણે એવાં ઘણા સંતાનો ઉત્પન્ન થતા જેમના પિતાનાં નામ જાહેર કરી શકાતા નહીં. આવાં સંતાનોને જો કોઈ દત્તક ન લે તો તેઓ દેવળને ભારરૂપ થઈ પડે.

### ધાર્મિક વેશ્યાવૃત્તિ:

સુમેરના દરેક દેવળમા સ્ત્રીઓનું એક જૂથ રાખવામા આવતું હતું. સુમેરના દેવોને પણ માનવએષણાઓ હતી. આ એષણાઓ પૂરી કરવા માટે સ્ત્રીઓનો ઉપયોગ કરવામા આવતો. સ્ત્રીઓની ઉપરી એ દેવપત્ની ગણાતી બાકીની દેવની રખાતો ગણાતી. આ બધી સ્ત્રીઓને દેવદાસી માનવામાં આવતી અને કાયદામા પણ તેમને માનભર્યું સ્થાન હતું. જ્યારે એક નાગરિક પોતાની પુત્રીને આ માનભર્યા ધંધા માટે દેવળમા વળાવતો ત્યારે લગ્નમા આપે તેવો જ કરિયાવર આ પુત્રીને આપતો. એટલે એક રીતે તો આ પુત્રીનું દેવ જોડે લગ્ન જ હતું.

દેવપત્ની સમાજના સૌથી ઊંચા વર્ગમાંથી આવતી. ઘણે ભાગે તે રાજાની જ પુત્રી હતી બીજા વર્ગની કન્યાઓ દેવની રખાતો ગણાતી તેમનું સંખ્યાબળ ઘણું હતું. આ સ્ત્રીઓ પણ દેવળમાં જ રહેતી. તેઓ અજાણ્યા પુરુષો સાથે સમાગમ કરીને સંતાનો ઉત્પન્ન કરતી. આ સંતાનો માતાના નામથી ઓળખાતાં. ત્રીજા વર્ગની સ્ત્રીઓ તો વેશ્યાઓ જ હતી. આ સ્ત્રીઓ પરણી શકતી, જ્યારે બીજા વર્ગની સ્ત્રીઓને પરણવાની મનાઈ હતી હિરોડોટસ નોંધે છે કે, "સુમેરમા દરેક સ્ત્રીને પરણતા

• ધી સુમેરિયન્સ': સી એલ. વુલી, પૃ. ૧૦૮.

પહેલાં એક વાર દેવળમાં જઈને અજાણ્યા પુરુષ સાથે સમાગમ કરવો ફરજિયાત હતું." પણ આ રિવાજનો પુરાવો હજી સુધી મળ્યો નથી. એટલું ખરું કે સુમેરનાં દેવળોમાં અનેક દેવદાસીઓ હતી અને આ ધંધાને માનભર્યું સ્થાન હતું.

## આર્થિક સ્થિતિ

### ખેતી :

સુમેરની સમૃદ્ધિનો આધાર ખેતી અને વેપાર ઉપર હતો. તેઓ ચોકસાઈપૂર્વક નહેરયોજના કરીને મબલખ ધાન્ય ઉગાડતા. તેઓ જવ, મિલેટ ઉગાડતા. કાંદા તેમજ અન્ય શાકભાજી નહેરને કાંઠે થતાં. તેઓ ખજૂરની અનેક જાતો ઉગાડતા. સુમેરના લોકોના ખાણામાં ખજૂર મહત્ત્વનો ભાગ ભજવતું.

મોટા ભાગની જમીન દેવળની માલિકીની હતી. રાજા તેમજ સુભા–ઓને પણ પોતાની ખાનગી માલિકીની જમીનો હતી. આ ઉપરાંત, કેટલીક જમીન સામૂહિક માલિકીની હતી. જમીન ઉપર બધાના વ્યક્તિગત હક્કો સરખા હતા. દેશના એકેએક મનુષ્યને પોતાની માલિકીની થોડી જમીન તો હતી જ. જમીનના વેચાણ અને ખરીદ અંગેનું લખાણ અને તે ઉપર સાક્ષીની સહી ફરજિયાત હતાં. એક જ નહેરમાંથી ખેતી માટે અનેકને પાણી મળતું એટલે જે જે લોકો એ પાણીનો ઉપયોગ કરતા તે બધા જ નહેરની ચાલુ હાલત માટે જવાબદાર હતા. નહેરને સાફ કરવાની જવાબદારી પણ બધાંએ સાથે જ ઉઠાવવાની હતી. કેટલાક જમીનદારો મજૂરો રોકીને પણ ખેતી કરાવતા. મજૂરોને પગાર પેટે જવ, શણ, પશુઓ તેમજ કોઈ વાર ચાંદી પણ ચૂકવવામાં આવતી. જો કોઈ ગરીબ માણસને ખેતી માટે બિયારણ કે ઓજારો વગેરે ખરીદવા માટે તેનું ખેતર ગીરે મૂકવું પડતું તો તેને લેણદાર સામે કાયદો રક્ષણ આપતો. ગરીબ માણસના પોતાના વાંક સિવાય જો પાક નિષ્ફળ નીવડતો તો તેને કરજના વ્યાજમાંથી છુટકારો મળતો. જમીન હોવા છતાં ખેતી નહીં કરવી તે મોટો ગુનો ગણાતો.

### ખોરાક :

તેઓ બે ચપટા પથ્થરો વચ્ચે અનાજને દળીને તેનો લોટ બનાવતા. તેઓ ખજૂર અને લીલી દ્રાક્ષમાંથી દારૂ બનાવતા.× તેઓ

× 'ધી સુમેરિયન્સ': સી. એલ. વૂલી, પૃ. ૧૧૪.

ખજૂરમાથી એક મધ જેવો પદાર્થ જેને આજના આરબો "ડીબ્સ' કહે છે તે પણ બનાવતા ઢોર અને ઘેટા પાસેથી તેમને પૂરતુ દૂધ મળી રહેતુ દૂધમાથી તેઓ માખણ અને પનીર બનાવતા નદી અને નહેરમાથી તેઓ માછલી પકડતા તે જમાનામા પણ માસનો ખોરાક પૈસાદારોને જ પરવડતો ગરીબ માણસ તો મુખ્યત્વે શાકાહારી જ રહેતો ઉત્સવોના દિવસે જ્યારે ભોગ ધરાવાનો ત્યારે જ તે માસનો આહાર પામી શકતો આમ સુમેર ખોરાક પૂરતુ સ્વાવલબી હતુ

આખા પ્રદેશમા ઘેટા પુષ્કળ હોવાથી સુમેરના લોકોને જરૂરિયાત કરતા પણ ઊન વધારે મળી રહેતુ આ ઉપરાત, કાપડ માટે શણ પણ ઉગાડવામા આવતુ સુમેરમા દેવળોની સાથે સકળાયેલા કાપડના ઘણા કારખાના હતા આ ઉપરાત, ખાનગી કારખાના પણ ઘણા હતા તેઓ કાપડ પરદેશ મોકલતા

## વેપાર :

સુમેરના લોકોને ખોરાક અને કાપડ સિવાય બીજી બધી વસ્તુઓ બહારથી મગાવવી પડતી બધો માલ જળમાર્ગે લાકડાની હોડીઓમા લાવવામા આવતો કીટ અને સુવાર્ટુ પ્રદેશમાથી શિલાજિત, ઓમાનમાથી કોકેસસ અને કોકેસસમાથી તાબુ, ઉત્તર સીરીસિયામાથી ચાદી, એમન, કેપાડોસીઆ, ખાબુર, અને સીરિયામાથી સોનુ, જેમેન, મીસરાન અને સુદ્દેરીસની ખીણમાથી ચૂનાના પથ્થર, ઇજિપ્તથી વૈદુર્યમણિ લાવવામા આવતા હતા આ બધો કાચો માલ મગાવીને તેના ઉપર સુમેરના કુશળ કારીગરો સુદર કારીગરી કરીને ફરી પાછો તે માલ પરદેશોમા વેચવા માટે મોકલતા આ ઉપરાત, તેઓ અનાજ તેમજ ખજૂર પણ પરદેશ મોકલતા આવી રીતે સુમેરના લોકો આસપાસના પ્રદેશો ઉપર સાસ્કૃતિક અને રાજકીય સર્વોપરિતા ભોગવતા સુમેરની સ્ત્રીઓ પણ વેપાર કરવામા પાવરધી હતી વ્યાપારી કરાર અકિત કરેલી અસખ્ય તકતીઓ મળે છે આ તકતીઓ ઉપરનુ લખાણ ચોકસાઈપૂર્વક લખેલુ હોય છે દરેક લખાણ ઉપર સાક્ષીની સહી આવશ્યક હતી જમા અને ઉધાર પણ કાયદેસર રીતે જ થઈ શકતુ વ્યાજ પણ મર્યાદાથી નિયત્રિત થયેલુ હતુ લખાણ વગર વેપાર કરવો એ મોટો ગુનો ગણાતો અને તે માટે આકરી સજા કરવામા આવતી

તે જમાનામાં ચલણી નાણું ન હતું તેથી બધો વેપાર વસ્તુ-વિનિમયથી જ ચાલતો. સ્થાનિક વ્યવહારમાં જાતનું ચલણ હતું. જો મોટી રકમ હોય અથવા દૂર વેપાર ખેડવાનો હોય તો સોના અને ચાંદીના ટુકડાઓનો ઉપયોગ કરવામાં આવતો. દરેક લેવડદેવડ વખતે આ ટુકડાઓને તોલવામાં આવતા.

સ્ત્રીઓ પણ પુરુષોની જેમ જ સ્વતંત્ર વેપાર કરી શકતી હશે તેની સાબિતી સુમેરમાંથી મળી આવેલી સ્ત્રીઓના નામવાળી અનેક વ્યાપારી તકતીઓ પૂરી પાડે છે.

સરકાર જાતે પણ વેપારમાં ઊંડો રસ ધરાવતી, અને વ્યાપારી પ્રવૃત્તિમાં સીધો ભાગ લેતી. સરકારે ઘરભાડાના, કોઠારોના, વહાણના અને જમીનના ઓરડામાં ઓછા દર નક્કી કરેલા હતા. આ ઉપરાંત, સરકારે જુદા જુદા વર્ગના મજૂરોના, કારીગરોના પગારના દર પણ નક્કી કરેલા હતા. જો કે આ દરો કેટલે અંશે અમલમાં મૂકી શકાયા હશે તેની તો કલ્પના જ કરવી રહી પણ આનો ઉલ્લેખ મળે છે તે જ સુમેરના આર્થિક તંત્ર ઉપર સારો પ્રકાશ ફેંકે છે.

## ધર્મ

સુમેરનો ધર્મ અનેકેશ્વરવાદી હતો તેથી ત્યાં અનેક દેવો હતા. બધા દેવોને આખા પ્રદેશમાં માનભર્યું સ્થાન હતું. આમ છતાં દરેક શહેરને પોતાનો વડો દેવ હતો દા. ત., બેબિલોનનો મર્દુક, લાર્સાનો શમશ, ઉરનો નન્નર, નિપુરનો એનલીલ. શહેરનું મુખ્ય મંદિર મુખ્ય દેવને અર્પણ કરવામાં આવતું. મોટા દેવળના ચોકમાં જ બીજા દેવોનાં દેવળ હતા. કોઈક વાર નાના દેવને પણ સ્વતંત્ર દેવળ અર્પણ કરવામાં આવતું. પણ આ બધા નાના દેવોનું સ્થાન શહેરના સર્વોપરી દેવ કરતાં ગૌણ રહેતું. આ સર્વોપરી દેવ એટલો મહાન હતો કે કોઈ સામાન્ય માનવી સીધો તો તેની પાસે પહોંચી જ ન શકે. તેથી દરેક માનવી આ ગૌણ દેવોની મારફત જ સર્વોપરી દેવની પાસે પહોંચી શકતો.

સુમેરના દેવળોમાં વસતા દેવો મહાન પુરુષો જ હતા. તેઓ દેવળમાં રહેતા અને સામાન્ય માનવીની જેમ જ ખાતાપીતા. તેઓ ભક્તોએ ધરાવેલા ભોગ આરોગતા, દેવદાસીઓ જોડે સમાગમ કરીને બાળકો પણ ઉત્પન્ન કરતા. તેઓ લડાઈના સમયમાં લશ્કર સાથે લડવા પણ જતા. લડાઈમાં જ્યારે દુશ્મનોના દેવોને કેદ કરીને શહેરના મુખ્ય દેવળમાં લાવવામાં

આવે ત્યારે જ સાચી જીત થઈ ગણાતી. આ દેવો તેમના ભક્તોની સાથે જ દેશની સમૃદ્ધિ અને આપત્તિ ભોગવતા. તેઓ સદ્દગુણીઓને સારો બદલો આપતા .અને દુર્ગુણીઓને દંડ દેતા.

દેવની પૂજા ભોગ ધરાવીને કરવામા આવતી. આ ભોગ પાદરીઓ તેમજ દેવળોમાં કામ કરતા બીજા માણસો આરોગતા. તેમા દારૂ, બીઅર, દૂધ, રોટી, ખજૂર તેમજ દરેક જાતના માંસનો સમાવેશ થતો. અમુક અમુક ઉત્સવોના દિવસે ખાસ પ્રકારના ભોગો ધરાવવામાં આવતા. આ ઉપરાંત, પૂજા-પૂજનવિધિમાં મંત્ર, તંત્ર ને જાદુનો પણ સમાવેશ થતો.

સુમેરના લોકો દેવળના ચોકમાં ઝિગુરત નામનું પાંચથી સાત માળનું ઉંચું મકાન બાંધતા. આ મકાનને સૌથી ઉપલે માળે અમુક ધાર્મિક વિધિઓ કરવામાં આવતી, જે શહેરના લોકો દેવળની બહાર ઊભા રહીને પણ જોઈ શકતા. સુમેરમાંથી મળી આવેલા શિલાલેખો પરથી કહી શકાય કે પૂજા વખતે સુગંધિત દ્રવ્ય ધૂપ બાળવામાં આવતું. ભોગ તરીકે પશુ, પક્ષી, માછલી, પથ્થરના વાસણો, પ્રસાધનો, દારૂ, ખજૂર, દૂધ, વગેરે ધરાવાતાં.

દેવળની અંદરની ભીંતો ઉપર ધાર્મિક ચિત્રો આલેખવામાં આવતા. દેવળના ગર્ભગૃહમા ભોગ ધરાવવા માટે વેદી (altar) હોય છે. આ વેદીની પાસે નાના નાના બાજઠો મૂકવામાં આવતા, તેના ઉપર ભોગની વસ્તુઓ મૂકવામાં આવતી

તેઓ નવા વરસની શરૂઆતમાં એક ઉત્સવ યોજતા. તેમાં એક નવયુવાન અને નવયુવતીને વિધિ માટે ચૂંટી કાઢવામા આવતાં, અને ઉત્સવ દરમિયાન તેમને ફળદ્રુપતાનાં દેવદેવી તરીકે ઓળખવામા આવતાં. તે બંનેને સરઘસાકારે બીજા દેવળોમા થઈને ઝિગુરતમાં લાવવામાં આવતાં. ત્યા તેમનું શારીરિક મિલન થતું. આ કર્તવ્ય પછી તેઓ મરી જતાં કે મારી નાખવામાં આવતાં અને દાટવામાં આવતાં. કબરમાં તેમની પાસે જરૂરિયાતની ચીજો ઉપરાંત દાસ, દાસીઓ, સૈનિકો, બળદ જોડેલી ગાડીઓ ઉપરાંત ઝવેરાત, સોનાચાંદીનાં વાસણો, સંગીતના વાદ્યો, રમતગમતના સાધનો પણ દાટવામાં આવતાં. ઉરમા જે સમૃદ્ધ કબરો મળી આવી છે તે કદાચ એમની જ હશે.

સુમેરના ધર્મમાં મુખ્યત્વે કુદરત-પૂજા હતી. જુદા જુદા દેવને કુદરતનાં જુદાં જુદાં તત્ત્વો અર્પણ કરેલાં હતાં. દા. ત., ઈરીદુનો એન્કી પાણીનો અને

તે જમાનામાં ચલણી નાણું ન હતું તેથી બધો વેપાર વસ્તુ-વિનિમયથી જ ચાલતો. સ્થાનિક વ્યવહારમાં જવનું ચલણ હતું. બહુ મોટી રકમ હોય અથવા દૂર વેપાર ખેડવાનો હોય તો સોના અને ચાંદીના ટુકડાઓનો ઉપયોગ કરવામાં આવતો. દરેક લેવડદેવડ વખતે આ ટુકડાઓને તોલવામાં આવતા.

સ્ત્રીઓ પણ પુરુષોની જેમ જ સ્વતંત્ર વેપાર કરી શકતી હશે તેની સાબિતી સુમેરમાંથી મળી આવેલી સ્ત્રીઓના નામવાળી અનેક વ્યાપારી તકતીઓ પૂરી પાડે છે.

સરકાર જાતે પણ વેપારમાં ઊંડો રસ ધરાવતી, અને વ્યાપારી પ્રવૃત્તિમાં સીધો ભાગ લેતી. સરકારે ઘરભાડાના, કોઠારોના, વહાણના અને જમીનના ભાડામાં ઓછા દર નક્કી કરેલા હતા. આ ઉપરાંત, સરકારે જુદા જુદા વર્ગના મજૂરોના, કારીગરોના પગારના દર પણ નક્કી કરેલા હતા. જો કે આ દરો કેટલે અંશે અમલમાં મૂકી શકાયા હશે તેની તો કલ્પના જ કરવી રહી. પણ આનો ઉલ્લેખ મળે છે તે જ સુમેરના આર્થિક તંત્ર ઉપર સારો પ્રકાશ ફેંકે છે.

## ધર્મ

સુમેરનો ધર્મ અનેકેશ્વરવાદી હતો તેથી ત્યાં અનેક દેવો હતા. બધા દેવોને આખા પ્રદેશમાં માનભર્યું સ્થાન હતું. આમ છતાં દરેક શહેરને પોતાનો વડો દેવ હતો. દા. ત., બેબિલોનનો મર્દુક, લાર્સાનો શમશ, ઉરનો નન્નર, નિપ્પુરનો એનલીલ. શહેરનું મુખ્ય મંદિર મુખ્ય દેવને અર્પણ કરવામાં આવતું. મોટા દેવળના ચોકમાં જ બીજા દેવોનાં દેવળ હતા. કોઈક વાર નાના દેવને પણ સ્વતંત્ર દેવળ અર્પણ કરવામાં આવતું. પણ આ બધા નાના દેવોનું સ્થાન શહેરના સર્વોપરી દેવ કરતાં ગૌણ રહેતું. આ સર્વોપરી દેવ એટલો મહાન હતો કે કોઈ સામાન્ય માનવી સીધો તો તેની પાસે પહોંચી જ ન શકે. તેથી દરેક માનવી આ ગૌણ દેવોની મારફત જ સર્વોપરી દેવની પાસે પહોંચી શકતો.

સુમેરનાં દેવળોમાં વસતા દેવો મહાન પુરુષો જ હતા. તેઓ દેવળમાં રહેતા અને સામાન્ય માનવીની જેમ જ ખાતાપીતા. તેઓ ભક્તોએ ધરાવેલા ભોગ આરોગતા, દેવદાસીઓ જોડે સમાગમ કરીને બાળકો પણ ઉત્પન્ન કરતા. તેઓ લડાઈના સમયમાં લશ્કર સાથે લડવા પણ જતા. લડાઈમાં જ્યારે દુશ્મનોના દેવોને કેદ કરીને શહેરના મુખ્ય દેવળમાં લાવવામાં

આવે ત્યારે જ સાચી જીત થઈ ગણાતી. આ દેવો તેમના ભક્તોની સાથે જ દેશની સમૃદ્ધિ અને આપત્તિ ભોગવતા. તેઓ સદ્ગુણીઓને સારો બદલો આપતા .અને દુર્ગુણીઓને દંડ દેતા.

દેવની પૂજા ભોગ ધરાવીને કરવામાં આવતી. આ ભોગ પાદરીઓ તેમજ દેવળોમાં કામ કરતા બીજા માણસો આરોગતા. તેમા દારૂ, બીઅર, દૂધ, રોટી, ખજૂર તેમજ દરેક જાતના માંસનો સમાવેશ થતો. અમુક અમુક ઉત્સવોના દિવસે ખાસ પ્રકારના ભોગો ધરાવવામાં આવતા. આ ઉપરાંત, પૂજા–પૂજનવિધિમાં મંત્ર, તંત્ર ને જાદુનો પણ સમાવેશ થતો.

સુમેરના લોકો દેવળના ચોકમાં ઝિગુરત નામનું પાંચથી સાત માળનું ઊંચું મકાન બાંધતા. આ મકાનને સૌથી ઉપલે માળે અમુક ધાર્મિક વિધિઓ કરવામાં આવતી, જે શહેરના લોકો દેવળની બહાર ઊભા રહીને પણ જોઈ શકતા. સુમેરમાંથી મળી આવેલા શિલાલેખો પરથી કહી શકાય કે પૂજા વખતે સુગંધિત દ્રવ્ય ધૂપ બાળવામાં આવતું. ભોગ તરીકે પશુ, પક્ષી, માછલી, પથ્થરનાં વાસણો, પ્રસાધનો, દારૂ, ખજૂર, દૂધ, વગેરે ધરાતાં.

દેવળની અંદરની ભીંતો ઉપર ધાર્મિક ચિત્રો આલેખવામાં આવતાં. દેવળના ગર્ભગૃહમા ભોગ ધરાવવા માટે વેદી (altar) હોય છે. આ વેદીની પાસે નાના નાના બાજઠો મૂકવામાં આવતા, તેના ઉપર ભોગની વસ્તુઓ મૂકવામાં આવતી.

તેઓ નવા વરસની શરૂઆતમાં એક ઉત્સવ યોજતા. તેમાં એક નવયુવાન અને નવયુવતીને વિધિ માટે ચૂંટી કાઢવામાં આવતાં, અને ઉત્સવ દરમિયાન તેમને ફળદ્રુપતાનાં દેવદેવી તરીકે ઓળખવામાં આવતા. તે બંનેને સરઘસાકારે બીજાં દેવળોમા થઈને ઝિગુરતમાં લાવવામાં આવતાં. ત્યા તેમનું શારીરિક મિલન થતું. આ કર્તવ્ય પછી તેઓ મરી જતાં કે મારી નાખવામાં આવતાં અને દાટવામાં આવતાં. કબરમાં તેમની પાસે જરૂરિયાતની ચીજો ઉપરાંત દાસ, દાસીઓ, સૈનિકો, બળદ જોડેલી ગાડીઓ ઉપરાંત ઝવેરાત, સોનાચાંદીનાં વાસણો, સંગીતનાં વાદ્યો, રમતગમતનાં સાધનો પણ દાટવામાં આવતા. ઉરમાં જે સમૃદ્ધ કબરો મળી આવી છે તે કદાચ એમની જ હશે.

સુમેરના ધર્મમાં મુખ્યત્વે કુદરત–પૂજા હતી. જુદા જુદા દેવને કુદરતનાં જુદાં જુદાં તત્ત્વો અર્પણ કરેલાં હતાં. દા. ત., ઈરીડુનો એન્કી પાણીનો અને

ડહાપણનો દેવ, એનલીલ વરસાદ અને પવનનો દેવ, નાણુ વનસ્પતિનો દેવ, શમશ સૂર્યદેવ, ઈશ્ટાર પ્રેમની દેવી. શહેરના સર્વોપરી દેવમાં ગૌણ દેવોનાં તત્ત્વો પણ સમાવાતાં. આથી ઘણો ગોટાળો થતો. એક જ દેવ જુદા જુદાં શહેરોમાં જુદા જુદાં તત્ત્વો પણ ધારણ કરતો.

**ધર્મગુરુઓ :**

સુમેરનું રાજ્ય દેવસત્તાક હતું. શહેરનો મુખ્ય દેવ જ તેનો રાજા હતો. માનવ રાજવી તો ફક્ત દેવને નામે જ રાજ્ય ચલાવતો. તે દેવનો પ્રતિનિધિ હતો. આથી જ સુમેરના રાજવીઓને દૈવત્વ અર્પણ કરવામાં આવેલું હતું. દેવળના મુખ્ય ધર્મગુરુનું રાજકીય મહત્ત્વ ખૂબ જ હતું.

સુમેરમાં રાજ્ય અને ધર્મ બંને એકબીજા સાથે એવાં સંકળાયેલાં હતાં કે રાજ્ય ધર્મગુરુઓ વડે ચાલતું, અને દેવળ એક રાજકીય સંસ્થા બની ગયું હતું. એટલે રાજ્યનો ધર્મ એ રાજકીય હથિયાર હતું.

ધર્મગુરુઓના ત્રણ વર્ગ હતા : જાદુગરો, ભવિષ્યવેત્તાઓ અને ગાયકો. દરેક પ્રકારના અકસ્માત તથા અસામાન્ય બનાવોને તેઓ ભાવિનાં એંધાણ તરીકે ઘટાવતા. ધર્મગુરુઓ પેઢી દર પેઢી અસામાન્ય બનાવોની તેમજ તેની સારીમાઠી અસરોની નોંધ કર્યા કરતા. આવી રીતે ભવિષ્યકથનનાં પુસ્તકો લખાતાં. આ પુસ્તકોને આધારે ભવિષ્યવેત્તાઓ ભવિષ્યકથન કરતા.

કેટલીક વાર ધર્મગુરુઓ તાજા વધેરેલા ઘેટાના પિત્તાશયનું બારીકાઈથી અવલોકન કરતા. તેઓ એમ માનતા કે, જીવનું સ્થાન પિત્તાશયમાં છે. ધર્મગુરુ આના અવલોકન પરથી દેવની ઇચ્છા જાણીને લોકોને કહેતા.

ઘણા ધર્મગુરુઓ ન્યાયાધીશ, લહિયા તેમજ શિક્ષકની ફરજો પણ બજાવતા. તેઓ દર્દીને દવા પણ આપતા.

**મરણોત્તર જીવન વિષેની માન્યતા :**

મરણોત્તર જીવન વિષેની તેમની કલ્પના ઘણી જ અસ્પષ્ટ હતી. તેઓ સ્વર્ગ અને નરકમા માનતા નહીં. તેઓ એમ માનતા કે, મૃત્યુ બાદ આત્મા બહુ જ ભયંકર અને દુ:ખી દુનિયામાં વસે છે.

આમ છતાં તેઓ એટલું તો ચોક્કસપણે માનતા કે શબની દફનવિધિ તો બરાબર થવી જ જોઈએ. તેઓ એમ પણ માનતા કે જો શબની પાસે ખોરાકપાણી મૂકવામાં ન આવે તો તેનો આત્મા મુસાફરોને

હેરાન કરે. આથી શબની પાસે ખોરાકપાણી મૂકવાં તે શબને તેમજ જીવિત મનુષ્યોને માટે પણ આવશ્યક હતું.

સુમેરના લોકો દેવોની આરાધના આ દુનિયાનાં ભૌતિક સુખો મેળવવા ખાતર જ કરતા.

### શબને દફનાવવાની રીત :

ઉરના ખોદકામ દરમિયાન મળી આવેલી કબરો પરથી સુમેરના લોકોની શબોને દફનાવવાની રીત વિષે થોડું જાણી શકાય છે. આમાં કેટલીક કબરો સ્થાનિક રાજાઓની છે, જેમનાં નામ "રાજાઓની નામાવલિ"માં સમાવવામાં આવેલાં નથી.

રાજાના શબની દફનવિધિ વખતે અનેક માનવીઓનો ભોગ ધરાવવામાં આવતો હતો. તેની સાબિતી કબરની અંદરથી મળી આવેલાં અનેક સ્ત્રી-પુરુષોનાં હાડપિંજરો આપે છે.

સામાન્ય માનવીઓની કબરો સાદી જ હોય છે. તેમા લગભગ પાંચ ફૂટ લાંબો અને ચાર ફૂટ પહોળો ખાડો જમીનની અંદર ખોદેલો હોય છે. આ ખાડામાં તળિયે સાદડીમાં વીંટાળીને શબને સુવાડેલું હોય છે. આમાં કોઈ વાર લાકડાના માળખાવાળી સાદડીની મડાપેટી પણ બનાવેલી હોય છે, તો કોઈ વાર લાકડાની મડાપેટી પણ હોય છે. શબને પગ વાળીને પડખાભેર સુવાડેલુ હોય છે. મોટે ભાગે બંને હાથમા પીવા માટેનું પવાલું (માટી, તાંબા કે પથ્થરનું) પકડાવીને હોઠ આગળ લાવવામા આવેલું હોય છે. શબની પાસે તેની પોતાની માલિકીની વસ્તુઓ ઉપરાંત બીજી વસ્તુઓ પણ મૂકવામાં આવેલી હોય છે.

## સુમેરની કલા અને સ્થાપત્ય

### કલા :

સુમેરના લોકો ધાતુકામમાં ઘણા જ પ્રવીણ હતા. તેમની કબરોમાંથી સોનાચાંદીનાં ઘરેણાં ઉપરાંત વાસણો, શસ્ત્રો, ઓજારો, વગેરે ઘણું મળી આવ્યું છે. તાંબું તેમની રોજની વપરાશની ધાતુ હતી.

તેમની કબરોમાથી કીમતી તેમજ અર્ધકીમતી પથ્થરો, ફૂંદાં, પવાલાં, વગેરે પણ મળે છે.

તેઓ મિશ્રધાતુ એટલી ચોકસાઈથી ઢાળતા કે તે વસ્તુ જરૂરિયાતની

ચીજ ઉપરાંત સુંદર પણ બની જતી. મિશ્રધાતુમાંથી બનાવેલાં ભાલાનાં પાનાં, કટાર, કુહાડી, વગેરે મળે છે. એક કબરમાંથી તો સોનાનો શિરટોપ પણ મળી આવ્યો છે.

**સ્થાપત્ય** .

સુમેરના ખોદકામ દરમિયાન મળી આવેલા મહેલો, કબરો તેમજ દેવળો તેના સ્થાપત્ય ઉપર સારો એવો પ્રકાશ ફેંકે છે. એક ગજમહેલ કીશના ખોદકામ દરમિયાન મળ્યો છે. તે ઘણો જ વિશાળ છે. તેમાં અનેક ઓરડાઓ છે. આ મહેલ કાચી ઈંટોથી બનાવેલો છે કાચી ઈંટોની ઉપરની સપાટી ગોળાકાર છે. ઈંટોનો આકાર પણ લંબગોળ છે. પહોળી સીડી ઉપર થઈને તેના પ્રવેશદ્વારે પહોચાય છે. મુખ્ય ઓરડામાં અનેક થાભલાઓની હારો આવેલી છે. આ થાભલાઓ ઉપર છાપરું ટેકવેલું છે.

મહેલની દીવાલો માનવઆકૃતિઓ, પશુઓની આકૃતિઓ, લડાઈના દેખાવો, ગ્રામ્ય જીવનના દેખાવો અંકિત કરીને સુશોભિત બનાવાઈ છે.

ઉરમાંથી ઘણી કબરો મળી આવી છે. સામાન્ય માનવીઓની કબરો સાદી જ છે. તેમાં જમીનની અંદર ચોરસ ખાડો ખોદેલો હોય છે. ખાડામાં તળિયે શબને સુવાડેલું હોય છે. શાહી કબરો પથ્થરની અથવા તો ઈંટોની બાંધેલી હોય છે. આ કબરોમાં પણ જમીનની અંદર ખાડો ખોદેલો હોય છે. ખાડાની દીવાલો ખરબચડી હોય છે. તેનું છાપરું ઘુમ્મટ આકારનું હોય છે. કોઈ વાર તેમાં કૃત્રિમ કમાન પણ બાંધેલી હોય છે. કબરની દીવાલમાં કરેલાં બારણાં પણ પથ્થર કે ઈંટની કમાનોવાળાં હોય છે. કબરની દીવાલ તેમજ છાપરાના બાંધકામમાં માટી-ચૂનો (mud-mortar) વાપરેલો હોય છે. આખા ઓરડામાં ચૂનાનું પ્લાસ્ટર કરેલું હોય છે. આમ, સુમેરના સ્થપતિઓ સ્થાપત્યમાં થાંભલા, કમાન, ઘુમ્મટ, ભોંયરાનો ઉપયોગ કરી જાણતા.

સુમેરના ધાર્મિક સ્થાપત્યમાં અલ-ઉબૈદનું દેવળ ખૂબ સરસ છે. આ દેવળ ઉરના પહેલા રાજવંશ દરમિયાન બંધાયેલું છે. દેવળ પર્વત ઉપર બાંધેલું છે. પથ્થરનાં પગથિયાંવાળી સીડી ઉપર ચઢીને દેવળના પ્રવેશદ્વારે પહોંચી શકાય છે. સીડીને મથાળે લાકડાના થાંભલાવાળો ઝરૂખો છે. પ્રવેશદ્વાર આગળ તાંબાના સિંહમુખ છે. મંદિરના બારણા ઉપર તાંબા ઉપર ભાસ્કર્ય અંકિત કરેલું છે આ ઇમારતની દીવાલ ગોળાકાર

સપાટીવાળી માટીની ઈંટોથી ચણવામાં આવેલી છે. તાંબા ઉપર વૃષભની આકૃતિનું ભાસ્કર્ય અંકિત કરીને દીવાલ ઉપર જડેલું છે.

આપણે આગળ જોઈ ગયા છીએ કે, સુમેરમાં દરેક શહેરને પોતાનો જુદો સર્વોપરી દેવ હતો ને શહેરનું મોટામાં મોટું દેવળ આ દેવને અર્પણ કરવામાં આવેલું હતું. તેઓ દેવળના ચોકમાં ઝિગુરત નામની ઊંચી ઇમારત ચણતા. તે શહેરની ઊંચામાં ઊંચી ઇમારત હોય છે, જેથી તેમાં સૌથી ઉપરે મજલે થતી ધાર્મિક વિધિઓ શહેરના લોકો દેવળની બહાર ઊભા રહીને પણ જોઈ શકે. મિસરના લોકોની પિરામિડની કલ્પના કદાચ આ ઝિગુરત ઉપરથી પણ સ્ફુરી હોય. ઝિગુરતને છેક ઉપલા મજલા ઉપર પહોંચવા માટે બહારથી ગોળાકારે પગથિયાં હોય છે.

સુમેરના લોકો ગૌણ દેવદેવીઓ માટે નાનાં દેવળો પણ બાંધતા. આમાં ગર્ભગૃહ લંબચોરસ હોય છે. દેવળના પ્રવેશદ્વારથી સીધી લીટીમાં ઘણે દૂર વેદી પણ બનાવેલી હોય છે. આ વેદી ઉપર જે તે સંપ્રદાયની પ્રતિમા સ્થાપિત કરેલી હોય છે. કોઈક વાર આ વેદી ઉપર ચઢવા માટે બાજુમાં પગથિયાં પણ હોય છે.

## શિલ્પ :

સ્થાપત્ય જેવી જ કુનેહ તેઓ શિલ્પમાં પણ બતાવી શક્યા છે. રાણી શુબ-એદ (**Shub-ad**)ની કબરમાંથી ચાંદીનું ગૌમુખ તેમજ ચાંદીના સિંહણ-મુખો પણ મળી આવ્યાં છે. તે ઘણાં જ સુંદર છે ને કારીગરની કુશળતાનો પરિચય આપે છે. સોનાચાંદીને મિશ્ર કરીને એમાંથી બનાવેલો ગધેડો પણ મળી આવ્યો છે, જે અતિશય સુંદર છે. આમ, તેઓ મિશ્ર-ધાતુઓની શિલ્પકૃતિઓ કંડારવામાં ઘણા જ કુશળ હતા. તેમની કબરોમાંથી મળી આવેલાં સોનાચાંદીના વાસણો (જુઓ આકૃતિ ૮) તેમની કુનેહની સાબિતી આપે છે. એક રાજાની કબરમાંથી વૃષભનું શિલ્પ પણ મળી આવ્યું છે. તે સુમેરના શિલ્પકારોની આલેખનશક્તિ અને સપ્રમાણતાનો ખ્યાલ આપે છે.

## ભાસ્કર્ય-ઉપસાવેલી આકૃતિઓ :

આવી આકૃતિઓ કોતરવામાં સુમેરિયનો ઘણા કુશળ હશે, કારણ પથ્થરનાં ટૂંકડાઓ ઉપર પશુપક્ષીઓની આકૃતિઓ કોતરેલી હોય છે. તેમનાં દેવળની દીવાલો ઉપર પણ જીવનપ્રસંગો આવી આકૃતિઓમાં અંકિત કરેલા હોય છે. તેઓ દેવળમાં પશુ, પક્ષી, માછલી, વગેરે આકારનાં તાવીજોની ભેટ

ધરતા. તે પરથી પણ જાણી શકાય છે કે, તેઓ તેનાં ચિત્રો અંકિત કરી શકતા હશે

## શિક્ષણ, વિદ્યા અને સાહિત્ય

**શિક્ષણ :**

સુમેરના દેવળો વિદ્યાના કેન્દ્રો હતા બધા નહીં તો મોટા ભાગનાં દેવળો સાથે શાળાઓ સંકળાયેલી હતી. અહી છોકરાછોકરીઓને લેખનકલા શીખવવામા આવતી આ કલા શીખ્યા પછી તેઓ લહિયા તરીકે કામ કરતાં અહી વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓને ફાચરલિપિ શીખવવામા આવતી. આ લિપિ ઘણી જ અઘરી હતી, કારણ તેમા ઘણા બધા ચિહ્નો મોઢે ગખવાના રહેતા. આનુ જ્ઞાન દરેકને આપવામા આવતું નહોતું. પણ સુમેર વ્યાપારપ્રધાન દેશ હતો અને સુમેરના કાયદામાં જીવનના દરેક વ્યવહારનું લખાણ હોવું ફરજિયાત હતું તેથી ધંધાકીય લહિયાઓની તેમજ લખીવાંચી શકે તેવા નાગરિકોની સંખ્યા ઘણી મોટી હતી.

સુમેરના ખોદકામ દરમિયાન શિક્ષણ અંગેની ઘણી તકતીઓ મળી આવી છે. તે ઉપરથી શું અને કેવી રીતે શિક્ષણ અપાતું હશે તેનો ખ્યાલ આવે છે. સૌપ્રથમ મોઢે કરવા માટે અકેકા ચિહ્નોની યાદીઓ હોય છે. તે પછી અનુક્રમ પ્રમાણે સમૂહમા ગોઠવેલાં ચિહ્નોની યાદી હોય છે. તે પછી નાનાં નાના વાકયો શરૂ થાય છે. વિદ્યાર્થી આગળ વધતાં ભાષાનુ વ્યાકરણ શીખે છે. તકતી ઉપર પહેલાં વિદ્યાર્થીએ લખેલું લખાણ હોય છે. પછી શિક્ષક તેને સુધારે છે ને ત્યાર પછી વિદ્યાર્થી સુધારેલુ લખાણ તકતીની બીજી બાજુ લખે છે.

**ગણિત :**

વ્યાકરણ શીખવાડ્યા પછી વિદ્યાર્થીને ગણિતજ્ઞાન આપવામા આવતું. ઘણી તકતીઓ ઉપર. ગુણાકાર-ભાગાકારના કોઠા લખેલા મળી આવે છે. આ ઉપરાત ઘનમૂળ અને વર્ગમૂળ કાઢવાના કોઠાઓ પણ કેટલીક તકતીઓ ઉપર મળે છે. શાળામા વિદ્યાર્થીને ભૂમિતિનું જ્ઞાન પણ આપવામાં આવતું. કેટલીક તકતી ઉપર વજન અને માપની યાદીઓ પણ મળી આવી છે.

સુમેરના લોકોએ તેમની ભાષાનો શબ્દકોશ પણ તૈયાર કરેલો છે. આ શબ્દકોશમાં સામસામે સુમેરી અને સેમિટિક ભાષાના સમાનાર્થી આપેલા છે.

સુમેરમાં કેટલાક સ્ત્રીપુરુષો દેવળમાં રહીને પ્રાચીન ધાર્મિક સાહિત્યના ઉતારાઓ કર્યા જ કરતાં. આ ઉતારાઓને દેવળના પુસ્તકાલયમા સંગ્રહવામાં

આવતા. આ ઉપરાંત, તેઓ મંત્રતંત્રનાં પુસ્તકો પણ તૈયાર કરતા. ધર્મગુરુઓએ આપેલા ચુકાદાઓની પણ તેઓ નોંધ રાખતા. કેટલાક ઉત્સાહી લહિયાઓ પ્રાચીન શિલાલેખોની ઈંટ કે પથ્થર ઉપર નકલ પણ કરતા. આવા લહિયાઓની મહેનતને લીધે જ સુમેરના લોકોના રોજિંદા કાર્યક્રમ વિષે વધારે જાણી શકાયું છે.

કેટલાક વિદ્યાર્થીઓ સરકારી નોકરીમાં જતા, તો કેટલાક ખાનગી ધંધાઓમાં જોડાતા. કેટલાક ધંધાદારી નિષ્ણાતો જેવા કે વૈદો, સ્થપતિઓ, વગેરે દેવળની સાથે જ સંકળાયેલા રહેતા. ઘણી તકતીઓ ઉપર શહેરોના, ઘરોના, દેવળોના, જાગીરોના નકશા મળે છે.

### વૈદકવિદ્યા :

આ વિદ્યામાં વાઢકાપ, જાદુ અને મંત્રતંત્રનો શંભુ-મેળો હતો. મોટે ભાગે ધર્મગુરુઓ અને જાદુગરો (ધર્મગુરુઓનો જ વર્ગ) દવા આપતા. તેમનું શરીરશાસ્ત્રનું જ્ઞાન અલ્પપરિમિત હતું. તેથી આવા વૈદોથી જનતાને બચાવવા માટે કાયદાએ રક્ષણ આપ્યું હતું. વાઢકાપમાં પણ વૈદે પોતાની જાતે જ જોખમ ખેડવાનું હતું. આમાં નિષ્ફળતા મળે તો વૈદને ભારે સજા કરવામાં આવતી. દા. ત., વૈદે કરેલું આખનું ઑપરેશન નિષ્ફળ જાય અને દર્દી આખ ગુમાવે તો સજા તરીકે વૈદની આખ કાઢી લેવામાં આવતી. વાઢકાપ દરમિયાન જો દર્દીનું મૃત્યુ થતું તો વૈદના હાથ કાપી નાખવામાં આવતા. આવી ભારે સજાની બીકને લઈને વાઢકાપ-નિષ્ણાતો છરી કરતાં મંત્રતંત્રનો ઉપયોગ કરવાનું જ યોગ્ય માનતા.

### ખગોળશાસ્ત્ર :

તેમને ખગોળશાસ્ત્રનું સારું જ્ઞાન હતું. ધર્મગુરુઓ દેવળમાં રહીને આકાશનું અવલોકન કર્યા કરતા. તેમણે પંચાંગ પણ બનાવ્યું હતું. તેમણે વરસને ચાંદ્ર મહિનાઓમાં વહેંચી નાખ્યું હતું. એક મહિનાના દિવસ ત્રીસ હતા. ધર્મગુરુઓ આ પંચાંગનો સૌર વર્ષ સાથે મેળ બેસાડવા દર ત્રણ કે ચાર વર્ષે એક મહિનો ઉમેરતા. મહિનાઓનાં નામો ખેતી અને ધાર્મિક ઉત્સવો ઉપરથી પાડવામાં આવતાં. સુમેરમાં દરેક શહેરમાં મહિનાઓનાં નામ જુદાં જુદાં હતાં. વર્ષનું નામ પણ મહત્ત્વના બનાવ ઉપરથી પાડવામાં આવતું.

ગણિતજ્ઞાન :

આ વિષયની અનેક તકતીઓ મળી છે જેના ઉપર ગુણાકાર-ભાગાકાર કરેલા છે. ગણિતનો એકમ ૩૬૦ નો હતો. વર્તુળના ૬૦ ભાગ પાડવામા આવ્યા હતા તેમાં કલાક, મિનિટ અને સેકન્ડનો સમાવેશ કરવામા આવ્યો હતો તેઓ સૂર્યઘટિકાયંત્ર અને જલઘટિકાયંત્રનો ઉપયોગ કરતા.

વજનનો એકમ "મીના" હતો. ૧ "મીના" = ૬૦ 'શેકલ' એ પ્રમાણમાપ હતુ

ભૂગોળ :

સુમેરના લોકોએ સૌ પ્રથમ વિશ્વનો નકશો દોરવાનો પ્રયાસ કર્યો છે. તેમાં અક્કડના સારગોનની વિજયયાત્રાઓ બતાવવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે.

## લિપિ :

સુમેરના લોકો ફાચરઘાટની કીલાક્ષર લિપિમાં લખતા તેમાં પ્રાચીનતમ શિલાલેખો પથ્થર ઉપર કોતરેલા છે. આ શિલાલેખોનો સમય લગભગ ઈ. પૂ. ૩૬૦૦ નો છે. લગભગ ઈ. પૂ ૩૨૦૦ થી માટીની તકતીઓ મળે છે. તેમણે ચોરસ અણીવાળી બરુની સળીથી માટીની ભીની તકતીઓ ઉપર લખવાનું શરૂ કર્યું. લખાણ પૂરું કર્યા પછી આ માટીની ભીની તકતીને પકવવામા આવતી આ પદ્ધતિને લઈને જ તેમના લખાણો આજ સુધી ટકી શકયા છે. સુમેરની આ જાતની લખાણપદ્ધતિ માનવજાતને ઉત્કૃષ્ટ ભેટ ઘટાવી શકાય

તેમનું લખાણ જમણી બાજુથી ડાબી તરફ જતુ.+ આપણા જાણવા પ્રમાણે બેબિલોનના લોકો ડાબી બાજુથી જમણી બાજુ લખાણ લખવામા સૌપ્રથમ છે.

સાહિત્ય :

સુમેરના સાહિત્યે ધર્મની પ્રેરણા ઝીલી હતી. તેમના સાહિત્યની બે પુરાણકથાઓ મળી આવી છે આ પુરાણકથાઓ એસિરિયાના પુસ્તકાલય-માથી મળી આવી છે આ મહાકાવ્યો તે (૧) ઉત્પત્તિ અને પ્રલયની

+ અવર ઓરિયેન્ટલ હેરિટેજ, વીલ ડ્યુરાં, પૃ. ૧૩૧.

પુરાણકથા, (૨) એટનાની પુરાણકથાઓ. બેબિલોન-એસિરિયાના સાહિત્યમાં પણ સુમેરના સાહિત્યના જ ઉતારા કરવામાં આવેલા છે. સુમેરના દેવોને બદલે બંનેએ પોતાના દેવોનાં નામો મૂકેલાં છે.

જૂના કરારમાંની દિવ્યવાર્તાઓનું પ્રેરણાસ્થાન પણ આ બે મહાકાવ્યો જ છે.

### સર્જનની પુરાણકથા :

આમાં મુખ્યત્વે વરસાદ અને સૂકી ઋતુના વાગ્યુદ્ધ બતાવવામાં આવ્યા છે. સૌપ્રથમ વિશ્વમાં જળમય અંધકાર (watery chaos) હતો. તે વખતે સ્વર્ગ, સૂકી જમીન, દેવો કંઈ જ નહોતું. પછી ટિઆમટ આપ્સુએ દેવો બનાવ્યા. પણ દેવોની મહાનતાની તેને બીક લાગવા માંડી અને લડાઈ થવા લાગી. પરિણામે ઈઆ (Ea) (બેબિલોનનો મર્દુક)એ ટિઆમટનો નાશ કર્યો, અને અંધકારમાંથી વ્યવસ્થા સ્થાપી. પછી દેવોએ સ્વર્ગ બનાવ્યું અને ટિઆમટના શરીરમાંથી પૃથ્વીનું સર્જન કર્યું. આ પછી દેવોએ સ્વર્ગીય પદાર્થો (heavenly bodies) અને ઋતુઓનું નિર્માણ કર્યું. તેના લોહી અને અસ્થિમાંથી મનુષ્ય ઉત્પન્ન કર્યો. મનુષ્યને ઉત્પન્ન કરવાનું કારણ તેઓ દેવની પૂજાચાકરી કરે તે હતું.

### પ્રલયની પુરાણકથા :

આની વાર્તામાં સુમેરનો ઇતિહાસ આપેલો છે. સુમેરમાં એક વાર એટલું જબરદસ્ત પૂર આવ્યું હતું કે તેમાં જાનમાલની ભયંકર ખુવારી થઈ હતી. તેની અસર ઘણી ઊંડી પડી હતી. તેને ઐતિહાસિક સિમાચિહ્ન તરીકે ઘટાવી શકાય. આ જળપ્રલય પહેલાં સુમેરના રાજવંશના આઠેક રાજાઓ થઈ ગયા. આ જળપ્રલયની વાત બેબિલોનના સાહિત્યમાં તેમજ ઓલ્ડ ટેસ્ટામેંટમાં પણ નોંધવામાં આવી છે. સુમેરના પુરાતત્ત્વ અવશેષો પણ આની સાબિતી આપે છે; કારણ ઘણાં શહેરોના ખોદકામ દરમિયાન જાડા માટીના થરની ઉપર અને નીચે માનવવસવાટના અવશેષો મળી આવ્યા છે.

### સુમેરની સંસ્કૃતિનું મૂલ્યાંકન :

સુમેરનો ઇતિહાસ એટલે આજથી લગભગ ઈ. પૂ. ૪૦૦૦ વર્ષ પહેલાં થઈ ગયેલી માનવજાતિનો ઇતિહાસ. આ સંસ્કૃતિએ માનવીની સંસ્કૃતિ તરફની આગેકૂચમાં અમૂલ્ય ફાળો આપ્યો છે.

બેબિલોન, એસિરિયા, મિસર, વગેરે દેશોએ પ્રેરણાના જલ સુમેર પાસેથી જ પીધાં છે.

ઉરમાંથી મળી આવેલી પ્રાચીનતમ શાહી કબરોનો સમય ઈ. પૂ. ૩૫૦૦ નો આંકી શકાયો છે. ઉરની આ કબરો મિસરના પહેલા રાજવંશ કરતાં પણ જૂની છે.

સુમેરના શસ્ત્રો અને સુમેરનો વેપાર ટીગ્રીસ અને યુફ્રેટીસની ખીણમાં જ નહીં, બલ્કે સીરિયામાં થઈને છેક એશિયા સુધી વિસ્તરેલો હતો.

કીલાક્ષરલિપિની ભેટ તેમણે જ સૌપ્રથમ માનવજાતને આપી. નગરરાજ્યોની કલ્પના પણ તેમણે જ આપી. સોનાચાંદીને મૂલ્યમાન તરીકે વાપરવાની શરૂઆત કરનાર તેઓ જ હતા.

આ ઉપરાંત, તેઓ વ્યાપારી કરારો કરવામાં, કાયદો આપવામાં, ઉત્પત્તિ અને પ્રલયની પુરાણકથા લખવામાં, શાળાઓ ખોલવામા, ઘરેણાં બનાવવામાં, શિલ્પો કંડારવામાં, દેવળો, રાજમહેલો અને કબરો બાંધવામાં, સ્થાપત્યમાં થાંભલા, ઓથમં, કમાનો, ઘુંમટ, વગેરેનો ઉપયોગ કરવામાં સૌપ્રથમ હતા.

મિસરના લોકો તેમના સુવર્ણકાલમા પણ સુમેરના લોકો જેવા સારા વાંસલા (adzes) કે ખાંચવાળી કુહાડી (socketed axe) બનાવી શક્યા નથી. મિસરમા કુંભારના ચાકનો ઉપયોગ છેક પ્રાચીન રાજ્ય દરમિયાન શરૂ થયો હતો, જ્યારે સુમેરના લોકો સૈકાઓ પહેલાં તે વાપરતા હતા. મિસરે રાજા મીનીસના વખતમા જ્યારે સંસ્કૃતિની શરૂઆત કરી ત્યારે મેસોપોટેમિયાની સંસ્કૃતિ તો જૂની પણ થઈ ગઈ હતી.

સુમેરે પોતાની સંસ્કૃતિનો વિકાસ પોતાની મેળે અને પોતાની રીતે કર્યો હતો, જ્યારે મિસરે પરદેશી સંસ્કૃતિમાંથી—સીધી કે આડકતરી રીતે મેસોપોટેમિયાની—પ્રેરણા મેળવી હતી.

સુમેરના જ પ્રાચીન કાયદાઓ સહેજ ફેરફાર સાથે બેબિલોનમાં અપનાવાયા હતા. દેવોનાં પણ ફક્ત નામ જ બદલવામાં આવ્યાં હતાં. સુમેરની ભાષા પડતી મુકાઈ હતી, પણ તેના સાહિત્યના સેમિટિક ભાષામાં અનુવાદો કરવામા આવ્યા હતા. સુમેરની કલાએ પણ પોતાની પ્રાચીન પ્રણાલિકાઓ જાળવી રાખી હતી.

આમ, બેબિલોન અને એસિરિયાની સંસ્કૃતિને પ્રેરણાના પાન તો સુમેરે જ પાયાં હતાં.

સુમેરના લોકોનો પૃથ્વી ઉપરથી નાશ થયા પછી પણ તેમની સંસ્કૃતિ લગભગ પંદરસો વર્ષ લગી ટકી રહી. એટલે એક રીતે જોતા તો સુમેરનો રાજકીય પરાજય તેની સંસ્કૃતિના વિજય આગળ ગૌણ જ છે.

બેબિલોન અને એસિરિયાએ સુમેર પાસેથી મેળવેલો સંસ્કૃતિનો વારસો પશ્ચિમના દેશોને પણ આપ્યો. એશિયામાઇનોરના હિતાઇત લોકોએ સુમેરની કીલાક્ષરલિપિ અપનાવી. મગિયાની નળાકાર મુદ્રાઓનો આકાર અને લક્ષણ મેસોપોટેમિયામાંથી જ લીધેલા છે. કર્કામીશના શિલ્પોનું પ્રેરણાસ્થાન એસિરિયામાં થઈને સુમેરમાં જ છે. આનો અર્થ એ નથી થતો કે, આ બધા દેશોએ સુમેરની જ નકલ કરી છે. દરેકે પોતપોતાની રીતે કલાનો વિકાસ કરેલો છે, છતાં, સુમેરની પ્રણાલિકાની તેમના ઉપર ઊંડી છાપ પડેલી છે.

સેમિટિક લોકોએ સુમેરની ઉત્પત્તિ અને પ્રલયની પુરાણકથા અપનાવી અને તેમના દ્વારા યહૂદીઓએ પણ આ જ કથાઓમાંથી પ્રેરણાનાં પાન પીધાં. મોઝીઝના કાયદાઓ, સુમેરના કાયદાઓ જે હેમુરાબીએ પોતાના કોડમાં અપનાવેલા હતા, તેને આધારે જ ઘડાયેલા છે. યહૂદીઓએ સમાજ-જીવનના આદર્શો પણ સુમેર પાસેથી જ મેળવેલા છે.

અત્યાર સુધી આપણે દરેક કલાનું ઉદ્ભવસ્થાન ગ્રીસમાં જ જોતા હતા પણ સુમેરના ઇતિહાસ દ્વારા હવે આપણે જાણી શકીએ છીએ કે, ગ્રીસે લીડીઆ, હિતાઇત, ફીનિશિયા, ક્રીટ, બેબિલોન અને મિસર પાસેથી પ્રેરણા મેળવી હતી, અને આ બધા દેશોનું પ્રેરણાસ્થાન સુમેર જ હતું.



# બેબિલોનની સંસ્કૃતિ

માનવસંસ્કૃતિના વહેણ ઉરથી બેબિલોન અને ત્યાંથી નીનીવેહ, પરસીપોલીસ, સાર્ડીસ, મિલિટસ, મિસર, ક્રીટ, ગ્રીસ અને રોમ સુધી વણઅટક્યા વહ્યા.

અત્યારે પ્રાચીન બેબિલોનના ખંડેર આગળ ઊભા રહીને કોઈ પણ માનવી માની જ ન શકે કે, આ શહેર એક એવા મોટા સામ્રાજ્યની રાજધાનીનું શહેર હતુ કે જ્યાં સાચા અર્થમા ખગોળવિદ્યા, તબીબીજ્ઞાન અને ભાષાશાસ્ત્રનુ સર્જન થયુ. બેબિલોને જ માનવજાતને સૌપ્રથમ ધારાસંહિતા આપી. ગ્રીક લોકોને ગણિત, પદાર્થવિજ્ઞાન, તર્કશાસ્ત્રના મૂળભૂત સિદ્ધાંતો શીખવાડનાર પણ તેઓ જ હતા. યહૂદીઓને પુરાણ-કથાઓનો વારસો આપનાર પણ તેઓ જ હતા.

## ભૂમિ :

ઐતિહાસિક રીતે એમ કહી શકાય કે અક્કડ અને સુમેરના સંમિશ્રણમાંથી બેબિલોનનુ સર્જન થયું હતું. સુમેરના ઇતિહાસમા આપણે આગળ જોઈ ગયા કે અક્કડના સેમિટિક લોકો સુમેરના બિનસેમિટિક લોકો કરતાં વધારે બળવાન હતા તેથી છેવટ રાજકિય વિજય તેમને મળ્યો હતો. અક્કડના સેમિટિક લોકોએ સુમેરના બિન-સેમિટિક લોકો ઉપર વિજય મેળવી નીચલા મેસોપોટેમિયામા યુફ્રેટીસ નદીને કિનારે આવેલા બેબિલોનમા રાજધાનીનું શહેર વસાવ્યું હતું.

## લોકો :

બેબિલોનના લોકો સેમિટિક લોકો જેવા દેખાવના હતા. તેઓ રંગે કાળા, કાળાવાળવાળા અને પુરુષત્વની નિશાની રૂપે ઘણે ભાગે દાઢી રાખનારા હતા. તેઓ ઘણી વાર માથે વીગ પણ પહેરતા. પુરુષો તેમજ સ્ત્રીઓ લાંબા વાળ રાખતા. ઘણી વાર તો પુરુષો લાંબા વાળના ઝુંડાં પણ રાખતા તેઓ સગંધિત અત્તરો વાપરતા.

## રાજકીય ઇતિહાસની રૂપરેખા

### હેમુરબી :

તેમનો સૌથી પહેલો મહાન રાજા હેમુરબી હતો. તે ઈ. પૂ. ૨૧૨૩ થી ૨૦૮૧ માં થઈ ગયો. તેણે તેનાં તેંતાળીસ વર્ષના લાંબા રાજ્યકાલ દરમિયાન પરસ્પર લડાઈઓ કરતાં નાનાં નાનાં રાજ્યોને એકત્રિત કર્યાં અને તેમની વચ્ચે શાંતિ સ્થાપી. બેબિલોનમાંથી મળી આવેલી તકતીઓ તેમજ શિલાલેખોમાં તેને શક્તિશાળી અને મહાપ્રતાપી યુવાન રાજા તરીકે વર્ણવવામાં આવ્યો છે.

આ રાજાએ જે ધારાસંહિતા ઘડી તેના અમલ દ્વારા તેણે પોતાના મહાન સામ્રાજ્યમાં શાંતિ સ્થાપી.

હેમુરબીએ કીશ અને ઇરાનના અખાત વચ્ચે એક મોટી નહેર ખોદાવી હતી. આ નહેર દ્વારા કેટલાય એકર જમીનને પાણી પૂરું પાડવામાં આવતું. આ ઉપરાંત, ધર્મગુરુઓને ખુશ કરવા તેણે અનેક દેવળો અને કિલ્લાઓ બંધાવ્યાં હતા. તેણે બેબિલોનના પાદરીઓને ખુશ કરવા માટે દેવ મર્દુક અને તેની પત્ની માટે એક ભવ્ય દેવળ અને અનાજ સંગ્રહવા માટે મોટો કોઠાર બંધાવી આપ્યાં હતાં. આવી રીતે તે ધર્મગુરુઓમાં અને લોકોમાં પ્રિય બન્યો હતો. વેરાની આવકમાંથી તે કાયદો અને વ્યવસ્થા જાળવનાર અધિકારીઓને પગાર ચૂકવતો, અને બાકીની રકમ શહેરને સુંદર બનાવવા ખરચતો. તેણે ઠેકઠેકાણે રાજમહેલો અને દેવળો બંધાવ્યાં હતાં. તેણે એક પુલ યુફ્રેટીસ નદી ઉપર બંધાવ્યો હતો, જેથી નદીને બંને કિનારે શહેરનો વિકાસ થાય. આમ, ભગવાન ઈસુ ખ્રિસ્તના જન્મ પહેલાં ૨૦૦૦ વર્ષ પૂર્વે બેબિલોન પ્રાચીન જગતનું અતિસમૃદ્ધ શહેર બની ગયું હતું.

### કેસાઈટ આક્રમણ :

ઇતિહાસનો એક સિદ્ધાંત છે કે જે સમૃદ્ધિ દેશનો, કલાનો, વિજ્ઞાનનો, સાહિત્યનો વિકાસ કરે છે તે જ સમૃદ્ધિ દેશના વિનાશનું પણ કારણ બને છે. બેબિલોનનું પણ તેમ જ થયું. સમૃદ્ધિ વધતાં લોકો એશઆરામી બન્યા. શાંતિને લીધે લડાયક પ્રવૃત્તિઓ લગભગ બંધ પડી. તેથી લોકો સુંવાળા બન્યા. પરિણામે વધારે શક્તિશાળી લોકોના હુમલાઓનો ભોગ બન્યા. બેબિલોનની સમૃદ્ધિથી લલચાઈને પૂર્વમાંથી કેસાઈટ નામ પહાડીની

જાતિના લોકો ચડી આવ્યા. હેમુરબીના મૃત્યુ પછી ફક્ત આઠ જ વર્ષમાં કેસાઈટ લોકોએ વારવાર હુમલાઓ કરીને બેબિલોનના લોકોને હરાવ્યા. કેસાઈટ લોકો વિજય મેળવીને બેબિલોનમાં સ્થિર થયા.

કેસાઈટ લોકો બિનસેમિટિક જાતિના હતા. તેમના લગભગ છસો વર્ષના શાસન દરમિયાન પ્રવર્તેલી અંધાધૂંધીને લીધે બેબિલોનની કલા અને વિજ્ઞાનનો વિકાસ અટકી ગયો. મિસરવાસીઓએ જેમ હિક્સોસ લોકોને હાંકી કાઢયા હતા તેવી જ રીતે છસો વર્ષના અમલ બાદ બેબિલોનના લોકોએ તેમને તગડી મૂક્યા. આ પછી પણ ગાદી ઉપર આવેલા બેબિલોનના રાજાઓના અમલ દરમિયાન પણ લગભગ ચારસો વર્ષ લગી અરાજકતા અને ગેરવ્યવસ્થા જ પ્રવર્તી. આથી નાનીવેહના રાજાઓએ બેબિલોનને તેમની રાજ્યસત્તા નીચે આણ્યું. પણ એસિરિયાના રાજા સેનાચરીબના અમલ દરમિયાન જ્યારે બેબિલોને બળવો કર્યો ત્યારે આ રાજાએ બેબિલોનનો સમૂળગો નાશ કર્યો. પણ મીડીસ લોકોની વધતી જતી સત્તાને લીધે એસિરિયા નબળું પડ્યું. આ તકનો લાભ લઈ મીડીસ લોકોની મદદ લઈ બેબિલોનના રાજા નેબોપોલેઝારે બેબિલોનને સ્વતંત્ર કર્યું અને સ્વતંત્ર રાજવંશની સ્થાપના કરી. તેના પછી તેનો પુત્ર નેબુશડ્રેઝાર બીજો રાજગાદી ઉપર આવ્યો.

**નેબુશડ્રેઝાર :**

હેમુરબી પછીનો આ બીજો મહાન રાજા થઈ ગયો. આ રાજા પણ ખૂબ જ શક્તિશાળી અને મુત્સદ્દી હતો. જ્યારે તેને ખબર પડી કે મિસર અને એસિરિયા ભેગાં મળીને બેબિલોનને ફરીથી ખંડિયું રાજ્ય બનાવવા કાવતરું કરી રહ્યાં છે ત્યારે તેણે કર્કમિશ આગળ મિસરના સૈન્યનો ઘાણ કાઢી નાખ્યો. તેણે પેલેસ્ટાઈન અને સીરિયાને પણ પોતાના અમલ નીચે આણ્યાં. તેના વખતમાં બેબિલોનના વેપારીઓ ઈરાનના આખાતથી તે છેક ભૂમધ્ય સમુદ્ર સુધી વેપાર કરતા.

નેબુશડ્રેઝારે વેપાર અને વેરાની આવક વડે રાજધાનીના શહેરને ઇમારતોથી શણગારવાનો શક્ય તેટલો પ્રયાસ કર્યો. તેણે લગભગ તેંતાળીસ વર્ષ રાજ્ય કર્યું. તેણે આખા નગરને ફરતી છપ્પન માઈલ લાંબી દીવાલ બંધાવી. આ દીવાલની પહોળાઈ એટલી હતી કે તેના ઉપર ચાર ઘોડાવાળો રથ આસાનીથી જઈ શકે.

મેસોપોટેમિયામાં પથ્થરની અછતને લીધે બધી ઇમારતો ઈંટોની બનાવવામાં આવતી. મેસોપોટેમિયાના કુશળ કારીગરો ઈંટો ઉપર ટાઇલ્સ જેવો ચળકાટ લાવી શકતા અને તેના ઉપર ભૂરો, પીળો કે સફેદ રંગનો એનેમલ ચઢાવતા. આ ઈંટો ઉપર તેઓ પ્રાણીઓનું ભારકર્ય પણ અંકિત કરતા. બેબિલોનના ખોદકામ દરમિયાન મળી આવેલી મોટા ભાગની ઈંટો ઉપર "હું નેબુશડ્રેઝાર છું, બેબિલોનનો રાજા" આવું કોતરેલું છે.

પરંપરા અને ડેનિયલનું પુસ્તક (Book of Daniel) નોંધે છે કે+ નેબુશડ્રેઝાર તેના સુવ્યવસ્થિત રાજ્યઅમલ બાદ, શહેરને રસ્તાઓ, મહેલો અને ચોપન (૫૪) દેવળો બંધાવીને દેવોને અર્પણ કર્યા બાદ, પાગલ થઈ ગયો હતો. તે પોતાની જાતને પશુ લેખતો, ચારે પગે ચાલતો અને ઘાસ ખાતો થઈ ગયો હતો. જો કે આ નોંધના બીજા પુરાવા મળતા નથી. લગભગ ચાર વર્ષ સુધી બેબિલોનના ઇતિહાસ અને સરકારી દસ્તાવેજોમાંથી તેનું નામ લુપ્ત થઈ ગયું. ત્યાર પછી થોડો વખત તેનું નામ દેખાયું પણ પછી તો તે મૃત્યુ પામ્યો.

આ મહાન રાજાના મૃત્યુ બાદ ફક્ત ત્રીસ જ વર્ષના ગાળામાં સારાયે સામ્રાજ્યના પાયા ડગમગી ગયા.

આ પછી ગાદી ઉપર આવેલા નબોનિડએ સત્તર વર્ષ રાજ્ય કર્યું પણ તેણે રાજ્ય કરતા સ્થાપત્ય પ્રત્યે ઊંડો રસ દર્શાવ્યો. તેણે પોતાની રાજકીય પત્નીના ભોગે સુમેરના પુરાતત્ત્વ અવશેષોનું ખોદકામ કરાવ્યું. રાજ્ય તરફની બેદરકારીને લીધે તેનું લશ્કર અસ્તવ્યસ્ત થઈ ગયું, વેપારીઓ પણ દેશદાઝ ભૂલીને પૈસા કમાવા માંડ્યા, લોકો પણ એ પૈસા કમાવામાં અને આનંદ કરવામાં લડવાની કલા ભૂલવા લાગ્યા. ધર્મગુરુઓ રાજાના બેધ્યાનપણાનો લાભ ઉઠાવી વધારે ને વધારે સત્તા જમાવી દેવળનો ખજાનો ભરવા લાગ્યા. દેવળની આ સમૃદ્ધિએ પરદેશી આક્રમણકારોને લલચાવ્યા.

**પરાધીનતા :**

જ્યારે ઈરાનનો રાજા સાયરસ તેના કસાયેલા યોદ્ધાઓને લઈને બેબિલોનને દરવાજે આવીને ઊભો રહ્યો ત્યારે ધર્મગુરુવિરોધી લોકોએ તેનો સત્કાર કર્યો અને તેના અમલનો સ્વીકાર કર્યો. લગભગ બસો વર્ષ લગી ઈરાને બેબિલોનને પોતાના મહાન સામ્રાજ્ય સાથે મેળવી દઈને તેના ઉપર રાજ્ય કર્યું.

+ અવર ઓરિયેન્ટલ હેરિટેજ : વીલ ડુરાં, પૃ. ૨૬૩.

ત્યાર પછી એલેક્ઝાંડર આવ્યો. તેણે પણ બેબિલોન ઉપર વિજય મેળવ્યો. તેણે આખું પશ્ચિમ એશિયા જીતી લીધું. આ રાજા નેબુશદ્રેઝારના રાજમહેલમાં જ મૃત્યુ પામ્યો.

**રાજ્યતંત્ર :**

બેબિલોનનું રાજ્યતંત્ર હેમુરબીએ આપેલી ધારાસંહિતાને આધારે ચાલતું હતું.

આ સંહિતા ૧૯૦૨માં 'સુસા'માંથી મળી આવી છે. આ સંહિતા ડિઓરાઈટના નળાકાર પથ્થર ઉપર લખેલી છે. તેને વિજયના પ્રતીકરૂપે બેબિલોનથી એલમ લઈ જવામાં આવી હતી. આ સંહિતા મોઝીઝની માફક હેમુરબીને મળેલી સ્વર્ગીય ભેટ હતી. આના ઉપર એક બાજુ રાજા સૂર્યદેવ શમશ પાસેથી તે સ્વીકારતો હોય એવું ચિત્ર અંકિત કરેલું છે. આ ચિત્રની નીચે બેબિલોનની કીલાક્ષરલિપિમાં લખાણ લખેલ છે. આ સંહિતાની શરૂઆત દેવોની સ્તુતિથી શરૂ થાય છે. તે પછી જુદાં જુદાં મથાળાં નીચે જીવનનાં વિવિધ પાસાંઓ, જેવાં કે વેપાર, ધંધો, કુટુંબ, લગ્ન, જાગીર, ન્યાય, વગેરેને સ્પર્શના કાયદાઓ આપેલા છે. સાથે સાથે કાયદાનું ઉલ્લંઘન કરનારને ક્રુર અને ઘાતકી શિક્ષાઓ પણ ફરમાવવામાં આવી છે. આમાં બધા મળીને બસોપંચાશી (૨૮૫) કાયદાઓ લખેલા છે. કાયદાનું આવું સુબદ્ધ લખાણ માનવઇતિહાસમાં સૌપ્રથમ મળે છે.

બેબિલોનની સંસ્કૃતિ વિષે વધારેમાં વધારે [માહિતી આ સંહિતા દ્વારા જ મળે છે.

રાજ્યતંત્રના સર્વોચ્ચ શિખર ઉપર રાજા બિરાજતો હતો. તે પોતાના ધારે તે પુત્રને ગાદી આપી શકતો. આથી દરેક પુત્ર પોતાને રાજ્યગાદીનો વારસ માનતો. અને જેની અપેક્ષા નિષ્ફળ નીવડતી તે રાજાનો દુશ્મન બની જતો. આમ છતા, બેબિલોનની રાજ્યવ્યવસ્થા (સરકાર) રાજાએ નિયુક્ત કરેલા કેન્દ્રીય તેમજ સ્થાનિક વહીવટદારો વડેસારી ચાલતી. વહીવટદારો ઉપર પ્રાંતીય તેમજ શહેરસુધરાઈ ખાતાના વડાઓનો અંકુશ રહેતો.

રાજા તેમ જ વહીવટદારો હેમુરબીએ આપેલી ધારાસંહિતાના આદેશ મુજબ રાજ્ય ચલાવતા.

આ સંહિતામાં કાયદાઓ ખૂબ જ કડક હતા. શિક્ષાઓ પણ તેવી જ હતી. ઘણી વખત અગ્નિપરીક્ષા પણ લેવામાં આવતી. દા. ત.

બેવફા સ્ત્રીને યુફ્રેટીસમાં ડુબકી મારવાની સજા કરવામાં આવતી; જો તે સહીસલામત બહાર નીકળે તો નિર્દોષ પુરવાર થતી. અહીં પણ સુમેરની જેમ ન્યાયની કચેરીઓ દેવળમાં બેસતી અને ધર્મગુરુઓ ન્યાય કરતા. જો કે હેમુરબીના વખતથી જ બિનસાંપ્રદાયિક ન્યાયાલયો તો હતાં જ. બેબિલોનમાં આંખ સાટે આંખ અને કાન સાટે કાનનો કાયદો હતો. દા. ત., કોઈ માણસે બીજા માણસનો દાંત તોડી નાખ્યો હોય તો સજા તરીકે તે માણસનો દાંત તોડી નાખવામાં આવતો, કોઈની આંખ ખેંચી કાઢી હોય તો તેવું નુકસાન કરનારની આંખ ખેંચી કાઢવામાં આવતી. આને **Law of Equivalent Reteliation** કહે છે. (તુલ્ય પ્રતિકારનો ધારો)

વખત જતાં આવી સજાઓમાં સુધારો કરીને નુકસાની પેટે વળતર આપવાનું શરૂ થયું હતું. દા. ત., કોઈની આંખને નુકસાન થયું હોય તો વળતર પેટે ચાંદીના અમુક ટુકડા આપવા પડતા. જો કે આ શિક્ષાઓ પણ સમાજના વર્ગને અનુસરીને કરવામાં આવતી. દા. ત., સામાન્ય નાગરિકે આંખ ગુમાવી હોય તો વળતર પેટે તેને ચાંદીના ૬૦ શેકલ મળતા; જ્યારે કોઈ ગુલામે આંખ ગુમાવી હોય તો વળતર પેટે તેને ચાંદીના ૩૦ શેકલ જ મળતા. એક જ જાતના ગુના બદલ પૈસાદાર વર્ગને મધ્યમ વર્ગ કરતાં વળતર પેટે વધારે રકમ આપવી પડતી.

બેબિલોનના કાયદામાં ઘણી જ ક્રૂર શિક્ષાઓ ફરમાવવામાં આવેલી છે. જો કોઈ પુત્ર પિતાને મારતો તો તેના હાથ કાપી લેવામાં આવતા. વાઢકાપ દરમિયાન જો કોઈ દર્દી મરી જાય અથવા તો આંખ ગુમાવે તો વૈદના હાથ કાપી નાખવામાં આવતા. જો કોઈ પરિચારિકા સંતાનની અદલાબદલી કરતી તો તેના સ્તન કાપી લેવામાં આવતા. આ ઉપરાંત, ઘણા બધા ગુનાઓ, જેવા કે બળાત્કાર, અપહરણ, ચોરી, પરપુરુષને પરણવા ખાતર પતિનું ખૂન કરનાર સ્ત્રીને, નાસી ગયેલા ગુલામને રક્ષણ આપનારને, દુશ્મન સામો આવે ત્યારે મર્દાનગી નહીં બતાવવા માટે, વગેરે માટે મૃત્યુદંડ દેવામાં આવતો.

રાજ્યે પગારનાં ધોરણો, મહેનતાણાના દર તેમજ માલની કિંમતો નક્કી કરેલી હતી. વૈદે કેટલી ફી લેવી તે કાયદાની રૂએ નક્કી કરવામાં આવ્યું હતું. ધારાસંહિતામાં કડીઆ, મજૂરો, દરજી, ખલાસી, ઈંટો બનાવનાર, સુથાર, વગેરેના મજૂરીના દરો નક્કી કરેલા હતા.

કાયદેસર રીતે પિતાનો વારસો, માતા કરતા સંતાનોને વધારે મળતો. વિધવાનો હક્ક કરિયાવર અને લગ્નભેટો ઉપર જ રહેતો. તે જીવિત હોય ત્યા સુધી ઘરની અધિષ્ઠાત્રી રહેતી. પિતાની બધી મિલકત સંતાનો વચ્ચે સરખે ભાગે વહેચવામા આવતી આથી મોટી મોટી જાગીરોના નાના નાના ટુકડા થઈ જતા અને પૈસો એક સ્થળે જમા થતો અટકતો.

બેબિલોનમા વકીલો હોવાના પુરાવા મળતા નથી. લહિયાઓ પૈસા લઈને વસિયતનામાથી માંડીને ગાયનો સુદ્ધા લખતા કેટલાક ધર્મગુરુઓ અધિકૃત પ્રમાણપત્રો પણ આપતા. અરજદાર જાતે જ મુકદ્દમો રજૂ કરતો. બેબિલોનના કાયદામા કોઈ શખ્સ ઉપર ખોટો દાવો કરવો એ મોટો ગુનો ગણાતો, તે બદલ મૃત્યુદંડની શિક્ષા ફરમાવાતી. બેબિલોન શહેરમા રાજાએ નિયુક્ત કરેલા ન્યાયાધીશો ન્યાય કરવા બેસતા. છેવટની વિનંતી રાજાને કરી શકાતી. સંહિતા એમ કહે છે કે, જો કોઈ શખ્સ ચોરી કરતાં પકડાય તો તેને મોતની સજા કરવામા આવતી. પણ જો ચોર ન પકડાય તો જે શખ્સને ઘેર ચોરી થઈ હોય તે શખ્સ દેવની હાજરીમા પોતાને થયેલા નુકસાન અંગે નિવેદન કરતો. જે શહેર અને સૂબાના હકૂમતમાં લૂંટ થઈ હોય તેમણે નુકસાની પેટે વળતર આપવાનું રહેતું; તેમાં જો કોઈનું મૃત્યુ થયું હોય તો શહેર અને સૂબાને મૃત પામેલા શખ્સના વારસદારને આશરે બાર હજાર રૂપિયા વળતર પેટે આપવાની ફરજ પડાતી. આજે આટલાં બધાં વર્ષોના સાસ્કૃતિક વિકાસ પછી પણ આજનું કયું શહેર ગમે તેટલો સારો વહીવટ ચલાવતુ હોવા છતાં પોતાની બેદરકારી બદલ આટલું ભારે દેવું ભરપાઈ કરવા તૈયાર છે ? એક વિચાર એ પણ છે કે, હેમુરાબી પછી કાયદાએ ખરેખર પ્રગતિ સાધી છે કે તેમાં ઉમેરા અને ગુણાકાર જ થયા કર્યા છે?

## સામાજિક સ્થિતિ

બેબિલોનના સામાજિક જીવનનું એક વિશિષ્ટ લક્ષણ[1] હિરોડોટસના નોંધવા પ્રમાણે એ હતું કે, ત્યાં એક રિવાજ એવો હતો કે શહેરની પ્રત્યેક સ્ત્રીને દેવી વિનસના દેવળમા બેસવું પડતું અને ત્યાં એક અજાણ્યા પુરુષ સાથે સમાગમ કરવો પડતો કેટલાય પૈસાદાર યુવકો અનેક નોકર-ચાકરોના રસાલા સાથે બંધ પાલખીમા સમાગમ માટે દેવળમા આવતા.

૧. અવર ઓરિયેન્ટલ હેરિટેજ : વીલ ડુરાં. પૃ. ૨૪૫

અહીં આવનાર દરેક પુરુષ પોતે પસંદ કરે તે સ્ત્રી મેળવી શકતો. મંદિરમાં બેઠા પછી જ્યાં સુધી કોઈ અજાણ્યો પુરુષ સ્ત્રીના ખોળામાં એક ચાંદીનો સિક્કો નાખીને તેનો હાથ પકડીને દેવળની બહાર લઈ ન જાય ત્યાં સુધી તે ઘેર પાછી ફરી શકતી નહીં. ચાંદીનો ટુકડો ગમે તેટલો નાનો હોય તો પણ સ્ત્રીને તેનો ઇનકાર કરવાનો અધિકાર ન હતો, કારણ એ ટુકડો પવિત્ર માનવામાં આવતો. સૌથી પહેલો જે પુરુષ સિક્કો નાખે તેની પાછળ તે સ્ત્રી ચાલી જતી. આ સિક્કો ગમે તે પુરુષ નાખી શકતો. સિક્કો નાખનાર પુરુષની સાથે સમાગમ કર્યા પછી દેવી વિનસનું ઋણ અદા કર્યું એમ મનાતું અને ત્યાર પછી તેને ઘેર પાછા ફરવાની છુટ્ટી હતી. જે સ્ત્રી દેખાવે સુંદર અને શારીરિક સૌષ્ઠવ ધરાવતી તેનો દેવળમાંથી જલદીથી છુટકારો થતો. પણ બેડોળ સ્ત્રીઓને ઘણા વખત સુધી રાહ જોવી પડતી. ઘણી વાર તો લગભગ ચાર ચાર વર્ષ સુધી રાહ જોવી પડતી.

દેવળમાં ગણિકાઓના અનેક વર્ગો રહેતા. આ સ્ત્રીઓ વેપાર કરતી. કેટલીક સ્ત્રીઓ તો અઢળક પૈસો કમાતી. દેવળમાં રહેતી ગણિકાઓ દરેક પ્રાચીન દેશમાં–ફ્રીજિયા, ફીનિશિયા, સીરિયા, લીડીઆ, સાયપ્રસ વગેરેમાં જોવા મળે છે. લીડીઆ અને સાયપ્રસમાં તો સ્ત્રીઓ આવી રીતે દેવળમાં રહીને લગ્ન માટે જરૂરી કરિયાવરના પૈસા કમાતી હોવાના પુરાવા મળે છે.[1]

[2]બેબિલોનમાં ધાર્મિક ગણિકાવૃત્તિ લગભગ ઈ. સ. ૩૨૫માં કોન્સ્ટેન્ટાઈને એ રિવાજ બંધ કરાવ્યો ત્યાં સુધી ચાલુ રહી હતી. ધાર્મિક વેશ્યાવૃત્તિની સાથે સાથે સ્ત્રીઓએ શરૂ કરેલી દારૂની દુકાનોમાં બિન-સાંપ્રદાયિક વેશ્યાવૃત્તિ પણ ચાલુ હતી.[2]

આ રિવાજો ઉપરથી એમ માની શકાય કે, બેબિલોનના લોકો લગ્ન પહેલાંના શારીરિક સંબંધો માટે વાંધો ઉઠાવતા નહીં. આ એક જાતનાં પ્રયોગાત્મક લગ્નો (trial marriages) હતાં, જેમાંથી જેને છૂટવું હોય તે તેની ઇચ્છા થાય ત્યારે છૂટી શકતું. આવાં લગ્નોમાંથી જો સ્ત્રી છૂટી થાય તો તેને ઓલિવ રંગનો પથ્થર અથવા તો પકવ માટીની વસ્તુ પહેરવી પડતી, જેથી બીજા લોકો જાણી શકે કે તે એક વખત કોઈની રખાત હતી.

1. અવર ઓરિએન્ટલ હેરિટેજ : વીલ ડુરાં, પૃ. ૨૪૫.
2. ,, ,, ,, ,, ,, પૃ. ૨૪૬.

લગ્ન :

કાયદેસરનાં લગ્નો માબાપ ગોઠવતાં. તેમાં અરસપરસ ભેટો આપવામાં આવતી. પહેલાં પરણનાર યુવક કન્યાના પિતાને ભેટ આપતો અને બદલામાં કન્યાનો પિતા કન્યાને લગ્ન વખતે યુવક તરફથી મળેલી ભેટ કરતાં વધુ રકમનો કરિયાવર આપતો. આમાં કોણુ કોને ખરીદતું તે કહેવું મુશ્કેલ છે.

બેબિલોનમા એક એવો પણ રિવાજ હતો[1] કે જે માબાપોને પરણવા લાયક છોકરીઓ હોય તેઓ પોતાની કન્યાઓને, જ્યાં ઘણા પુરુષો ભેગા થયા હોય, ત્યાં લાવે પછી એક માણસ મંચ ઉપર ઊભો થઈને એક પછી એક આ છોકરીઓને વેચવા માડે. સૌથી સુંદર છોકરી હોય તે સૌથી પહેલાં વેચાતી. ત્યાર બાદ તેનાથી ઓછી સું છોકરી વેચાતી. આવા વેચાણમાં એક શરત એ હતી કે, ખરીદનારે છોકરીને ફરજિયાત પરણવું પડતું.

બેબિલોનમા આવા વિચિત્ર રિવાજો હોવા છતાં ત્યાંના લોકો લગ્નજીવન એકપત્નીત્વ અને વફાદારીભરેલું હતું. લગ્ન પહેલાં સ્વતંત્રતા લગ્ન પછી સંપૂર્ણ વફાદારીમાં પરિણમતી. વ્યભિચારી પત્ અને તેના પ્રેમીને ડુબાડીને મારી નાખવાની સજા કરવામાં આવતી. પતિને પત્ની ઉપર દયા આવે તો તેને શહેરની ગલીઓમાં નવસ્રી ફેરવી જીવતી જવા દેતો.

લગ્નવિચ્છેદ :

બેબિલોનમાં લગ્નવિચ્છેદ ઘણી સરળતાથી થઈ શકતો. પતિ તે પત્નીને કરિયાવર પાછો સોંપી દઈને તરત છૂટાછેડા લઈ શકતો. વંધ્યત્ વ્યભિચાર,અયોગ્યતા અથવા તો ગૃહતંત્ર તરફ બેદરકારી, વગેરે કારણ છૂટાછેડા લેવા માટે પૂરતાં હતાં. આથી ઊલટું, જો પતિ પત્નીને દુઃખ દેતે હોય અને પત્ની પોતાની વફાદારી પુરવાર કરી શકે તો પત્નીને પણ પિતાને ઘે જતા રહેવાનો હક્ક હતો. આવે વખતે તેને કરિયાવર ઉપરાંત, લગ્ન રૂએ મળતી મિલકત તથા પોતે પેદા કરેલી મિલકત પણ સાથે લ જવાનો હક્ક હતો. જો કોઈ પતિ ધંધાર્થે કે લડાઈના કારણસર લાં વખત દૂર રહે અને તે દરમિયાન પત્નીને નિર્વાહનું કોઈ સાધન ન હોય

૧. અવર ઓરિયેન્ટલ હેરિટેજ : વીલ ડુરાં, પૃ ૨૪૬.

તે સ્ત્રી બીજા પુરુષ જોડે પત્ની તરીકે રહી શકતી અને મૂળ પતિ પાછો આવે ત્યારે પાછી જતી.

**સમાજમાં સ્ત્રીનું સ્થાન :**

સામાન્ય રીતે જોતા બેબિલોનના સમાજમાં સ્ત્રીઓનું સ્થાન મિસર કે રોમના સમાજમા સ્ત્રીઓનું જે સ્થાન હતું તેના કરતાં નીચું હતું.

કિંમત ૮૦ થી ૨૫૦ રૂ હતી જ્યારે ગુનામપુરુષની કિંમત લગભગ રૂ ૨૨૫ થી ૪૨૫ રૂ ની હતી શહેરનું શારીરિક મહેનત માગી લેતું મોટા ભાગનું કામ ગુલામો પાસેથી લેવામાં આવતું આ ઉપરાંત તેમને વ્યક્તિગત નોકરી પણ કરવી પડતી સ્ત્રી ગુલામોને તો સંપૂર્ણતયા માલિકની દયા ઉપર જ જીવવાનું હતું તેમને માલિકની બધી જ જરૂરિયાતો—શારીરિક પણ—પૂરી પાડવાની રહેતી તેઓ સંતાનોત્પત્તિનું એક યંત્ર હતી જો તેમની સાથે તેમનો માલિક એ રીતનો વર્તાવ ન કરે તો તેમને પોતાનું અપમાન થયેલું લાગતું ! ગુલામ અને તેની માલિકીની બધી જ મિલકત તેના માલિકની ગણાતી માલિક ગુલામને વેચી શકતો કે ગીરો પેટે ગીરે મૂકી શકતો માલિક ચાહે તો ગુલામને મારી નાખી પણ શકતો જો ગુલામ નાસી જાય તો કોઈ આશરો આપી શકતું નહિ, કારણ સંહિતામાં તેને મોટો ગુનો ગણવામાં આવેલો હતો જો તે પકડાય તો તેને નાસી જવા બદલ યોગ્ય સજા કરવામાં આવતી ગુલામને લશ્કરમાં ફરજિયાત ભરતી થવાનું હતું જાહેર કામો જેવા કે રસ્તા બનાવવા કે નહેર ખોદવામાં પણ તેને ફરજિયાત જવું પડતું

આની ઊલટું, ગુલામ જ્યારે માંદો પડે ત્યારે તેનો માલિક તેની વૈદની દવા કરાવવામાં આપતો અને માંદગી દરમિયાન મરી ન જાય તેની કાળજી રાખતો માલિક તે ગુલામના ધંધા દરમિયાન તેમજ નોકરી ન હોય ત્યારે પણ તેની ખબર રાખતો ગુલામને સ્વતંત્ર સ્ત્રી સાથે પરણવાનો હક્ક હતો અને આવાં લગ્નથી થયેલાં સંતાનોને વારસામાં બાપની ગુલામી નહીં પણ માની સ્વતંત્રતા મળતી અને ગુલામ પિતાની અડધી મિલકત તેના કુટુંબને અને અડધી તેના માલિકને મળતી માલિકની ઇચ્છા હોય તો તે પોતાના ગુલામને પોતાના ધંધામાં રાખીને નફાનો અધિકારી બનાવી શકતો ગુલામ પૈસા આપી પોતાની સ્વતંત્રતા ખરીદ કરી શકતો લાંબા સમયની વફાદારીભરી નોકરીથી જો માલિક ખુશ થાય તો તે ગુલામને સ્વતંત્રતા અર્પી શકતો જો કે આવી રીતે ઘણા થોડા ગુલામો સ્વતંત્રતા મેળવી શકતા મોટા ભાગના ગુલામો તો જિંદગીપર્યંત ગુલામ જ રહેતા ઘણી વાર તો બેબિલોનમાં સ્વતંત્ર નાગરિકો કરતા ગુલામોની સંખ્યા વધી જતી

## આર્થિક સ્થિતિ

### ખેતી અને ખોરાક

બેબિલોન દેશની મોટા ભાગની જમીન માનવવસવાટ માટે અનુકૂળ નહોતી માનવવસવાટ વગરના જંગલ જેવા પ્રદેશમાં સર્પો સ્વૈરવિહાર

કરતા. બેબિલોન તેમજ એસિરિયાના રાજાઓ જંગલમાં જઈને સિંહ સાથે હાથોહાથની લડાઈ કરી સિંહને મારી નાખવામાં ગૌરવ અનુભવતા.

દેશના મોટા ભાગની જમીન ભાડુઆતો તેમજ ગુલામો અથવા ખેડૂતમુકાદમોના માણસો દ્વારા ખેડાવવામા આવતી. નદીઓમા દર વરસે પૂર આવવા છતા ખેડાણ કરેલી જમીનમાં પાણી ધસી આવતું અટકાવવામાં આવતું. દરેક ખેતરને આસપાસ માટીની નાની નાની ટેકરીઓ બનાવીને રક્ષવામાં આવતું. આના અવશેષો આજે પણ જોવા મળે છે. પૂરનું પાણી અનેક નહેરોમાં છોડવામાં આવતુ, કેટલુંક પાણી તળાવોમાં પણ સંગ્રહવામાં આવતું.

ખેતરોમાં જ્યારે પાણીની જરૂરત પડતી ત્યારે તળાવોમાંથી પાણી પૂરું પાડવામાં આવતું. બેબિલોનના મહાન રાજા નેબુશડ્રેઝારે અનેક નહેરો ખોદાવી હતી અને ૧૪૦ માઈલના ઘેરાવાવાળું વિશાળ જળાશય બંધાવ્યું હતું, જેમાંથી કેટલાય એકર જમીનને પાણી પૂરું પાડવામાં આવતું. આ નહેરોના અવશેષો આજે પણ મેસોપોટેમિયામાં જોવા મળે છે.

આવી રીતે પાણી મેળવીને બેબિલોનના ખેડૂતો અનાજ અને કઠોળનો મબલખ પાક ઉગાડતા. તેઓ ફળોની વાડીઓ પણ બનાવતા. સૂકાં ફળો પણ મેળવતા. તેઓ ખજૂરનો પુષ્કળ પાક લેતા. તેઓ ખજૂરમાંથી રોટી, મધ, કેક, વગેરે બનાવતા. તેઓ ખોરાકમાં ખજૂરનો સારા પ્રમાણમા ઉપયોગ કરતા. પહેલાં ગ્રીસ અને રોમના અને ત્યાંથી પશ્ચિમ યુરોપમાં દ્રાક્ષ અને ઓલિવનો ઉપયોગ મેસોપોટેમિયાએ જ શીખવાડયો હતો. તેઓ ખોરાકમાં દૂધનો પણ પુષ્કળ ઉપયોગ કરતા. માંસની અછત હતી અને તે મોંઘું મળતું એટલે તેઓ રોજના આહારમાં તેનો ઉપયોગ કરી શકતા નહી; પણ તેમને માછલી જોઈએ તેટલા પ્રમાણમા મળી રહેતી. ગરીબમાં ગરીબ મનુષ્ય પણ માછલીનો ઉપયોગ કરી શકતો. તેઓ ખજૂરમાંથી દારૂ બનાવતા અને અનાજમાથી બીઅર બનાવતા.

**ઉદ્યોગો–ધાતુઉદ્યોગ :**

તેઓ ખાણમાથી તાંબું, સીસું, લોખંડ, ચાંદી અને સોનું મેળવતા. હેમુરબીના વખતમાં ઓજારો પથ્થરનાં હતાં પણ પછીના કાળમાં તો આ ઓજારો કાંસા અને લોખંડમાંથી બનાવવાનાં શરૂ થયાં હતા. તેઓ ધાતુને ઢાળવાની કળાથી જ્ઞાત હતા.

કાપડ ઉદ્યોગ :

તેઓ રૂ અને ઊનમાંથી કાપડ બનાવતાં શીખ્યા હતા. તેમજ કાપડને રંગીને તેના ઉપર ખૂબ સુંદર ભરતકામ પણ કરી જાણતા. આવા ભરત ભરેલા કાપડની તેઓ નિકાસ પણ કરતા.

અનુભવથી તેઓ શીખ્યા હતા કે ભઠ્ઠીમા પકવેલી ઈંટો સૂર્યના તાપમાં પકવેલી ઈંટો કરતા વધારે મજબૂત બનતી હતી; તેથી તેઓ મોટા ભાગની ઈંટો ભઠ્ઠીમા જ પકવતા.

બેબિલોનમાં અનેક જાતના વેપારો ચાલતા અને હેમુરબીના વખતથી જ જુદાં જુદાં કારીગરોના મંડળો સ્થપાયાં હતાં.

માલની હેરફેર—વેપાર :

સ્થાનિક માલની હેરફેર ગધેડાં જોડેલાં ગાડાંઓ મારફત કરવામાં આવતી. બેબિલોનમાં ઘોડાનો ઉપયોગ કેસાઈટ લોકોએ બેબિલોન જીત્યું ત્યારથી શરૂ થયો હતો. માલની હેરફેર માટે ઘોડાના ઉપયોગને લીધે સ્થાનિક વેપાર સાથે સાથે પરદેશો સાથેનો વેપાર પણ વધ્યો. વેપારને લીધે બેબિલોનની સમૃદ્ધિ વધી. વેપારને લીધે એકબીજા દેશો વચ્ચે સંબંધ વધવા માંડ્યો. નેબુશડ્રેઝારે વેપારમાં સુગમતા આણવા માટે રસ્તાઓ સુધાર્યા. પરિણામે અનેક વણજારો દ્વારા જુદી જુદી અસંખ્ય ચીજો બેબિલોનનાં બજારોમાં ઠલવાવા લાગી. કાબુલ, હેરત અને એકબાટાનામાં થઈને ભારતની વસ્તુઓ આવતી. પેલ્યુસિયમ અને પેલેસ્ટાઈનમાં થઈને મિસરની વસ્તુઓ આવતી. ટાયર, સીડોન, સારડીસ, કર્કમીશમાં થઈને યુફ્રેટીસ નદીને માર્ગે એશિયામાઈનોરની વસ્તુઓ આવતી. નેબુશડ્રેઝારના વખતમાં તો આટલા વિકસેલા વેપારને લીધે બેબિલોનનું બજાર અવનવી અસંખ્ય ચીજોથી ઊભરાયેલું રહેતું.

આમ છતાં બેબિલોનની સરકાર મિસરની સરકારની જેમ આર્થિક સુવ્યવસ્થા ક્યારેય સ્થાપી શકી નહીં. વેપારીઓને માલની હેરફેર કરવા માટે અનેક અંતરાયો નડતા. વળી તેમને નાકાવેરો પણ ખૂબ આપવો પડતો. વેપારીઓને રસ્તામાં લૂંટારાઓનો ભય પણ ઘણો રહેતો. જે જે શહેરોમાં થઈને રસ્તા પસાર થતા તે તે શહેરના લોકો રસ્તાનો ઉપયોગ કરવા દેવા બદલ પુષ્કળ પ્રમાણમાં વેરો ઉઘરાવતા. જળમાર્ગે માલની હેરફેર કરવી વધારે સુગમ પડતી, પણ આ માર્ગનો બહુ વિકાસ થયો ન હતો. વેપારીઓને આખે રસ્તે જોખમ દેખાયા કરતું. તેમનાં

વહાણો ઘણાં મોટાં હતાં પણ રસ્તામાં દરિયાઈ ખરાબાઓ ઘણા અને ભયંકર આવતા. વળી વહાણવટાનો વિજ્ઞાન તરીકે વિકાસ થયેલો ન હતો. આ ઉપરાંત, જળમાર્ગે ચાંચિયાઓનો પણ ઘણો ભય રહેતો. કેટલીક વાર જો વહાણ દરિયાકાંઠે લાંગરેલું હોય તો કિનારા ઉપરના લોકો તેમાં ઘૂસી જતા અને તેમનાં વેપારી વહાણ જપ્ત કરતા અને વેપારીઓ તેમજ વહાણના ખલાસીઓને મારી નાખતા અગર તો ગુલામ બનાવી દેતા.

## ચલણી નાણું :

બેબિલોનમાં ચલણી નાણું ન હતું, પણ હેમુરબીના વખત પહેલાં પણ વસ્તુવિનિમયની સાથે સાથે સોનાચાંદીના ગઠ્ઠા મૂલ્યમાન તરીકે તેમજ વટાવવિનિમય માટે વપરાતા હતા. આ ગઠ્ઠાઓ ઉપર કોઈ પણ જાતની છાપ મારવામાં નહોતી આવતી. આ ગઠ્ઠાઓને દરેક લેવડદેવડ વખતે તોલવામાં આવતા. ચલણી નાણાંનો નાનામાં નાનો એકમ 'શેકલ' કહેવાતો. તેની કિંમત આશરે ૧૨ થી ૨૪ રૂપિયા જેટલી થતી. આવા ૬૦ શેકલ બરાબર એક 'મીના' અને ૬૦ મીના બરાબર એક 'ટેલન્ટ' થતો. એક ટેલન્ટની કિંમત લગભગ ૪૦૦૦ થી ૮૦૦૦ હજાર રૂપિયા થાય.

## ધીરધાર :

વસ્તુ કે નાણાં પેટે ધીરધાર કરવામાં આવતી. પણ આમાં વ્યાજનો દર ઘણો ઊંચો રહેતો. વ્યાજનો દર સરકારે નક્કી કર્યો હતો. નાણાં ઉપર દર વર્ષે ૨૦% અને વસ્તુ ઉપર ૩૩% વ્યાજ નક્કી કરેલું હતું. કેટલાક ધીરધાર કરનારા લોકો બુદ્ધિશાળી લહિયાઓની મદદથી કાયદાની બારીઓ શોધીને આથી પણ વધારે વ્યાજ લેતા.

## બેંક :

બેબિલોનમાં બેંક હોવાની સાબિતી નથી મળતી. પણ કેટલાંક પૈસાદાર કુટુંબો પેઢી દર પેઢી નાણાંની ધીરધારનો ધંધો કર્યા કરતાં. તેઓ જાગીરનો વહીવટ પણ કરતાં અને ધંધાકીય સાહસને પૈસા ધીરી પ્રોત્સાહન આપતાં. જેમની પાસે વધારે પૈસા હતા તેવા લોકો ધીરધાર કરનાર લોકોને હૂંડી પણ આપી શકતા. આ ઉપરાંત, ધર્મગુરુઓ પણ ધીરધારનો ધંધો કરતા, પણ તેઓ મોટે ભાગે ખેડૂતોને જ ધીરધાર કરતા.

કાયદો ઘણી વાર દેણદારનો પક્ષ લેતો. દા. ત., કોઈ ખેડૂતે પોતાનું

ખેતર ગીરે મૂક્યું હોય અને કુદરતના કોઈ કારણસર તેનું વાવેતર નિષ્ફળ જાય અને પાક ન ઊતરે તો તે વર્ષે તેની પાસેથી વ્યાજ લઈ શકાતું નહીં.

મિલકતના રક્ષણ માટે, નુકસાની અટકાવવા માટે જ કાયદાઓ ઘડવામાં આવેલા હતા. બેબિલોનના કાયદામાં એક મુખ્ય સિદ્ધાંત એ હતો કે કોઈ પણ શખ્સ પૈસા પૂરેપૂરા પાછા આપવાની જવાબદારી લેતો ન હોય તેને પૈસા ઉછીના લેવાનો હક ન હતો. કોઈ પણ લેણદાર પૈસા પાછા ન આપી શકે તો તે દેણદારના છોકરા કે ગુલામને દેવા પેટે લઈ શકતો. જો કે ગુલામને લેણદાર ત્રણ વર્ષ કરતાં વધુ વર્ષ માટે રાખી શકતો નહીં.

આમ, બેબિલોનની સંસ્કૃતિ મુખ્યત્વે વ્યાપારી સંસ્કૃતિ હતી, તે તેના ખોદકામ દરમિયાન મળી આવેલા અનેક વ્યાપારી દસ્તાવેજો જેવા કે વેચાણ, ધીરધાર, ભાગીદારી, સનદો, વટાવ, વારસો, કરારનામા, ધણી માગે ત્યારે નાણાં આપવાનું ખત (Promissory Note) પુરવાર કરે છે. આ બધી તકતીઓ ઉપરથી દેશની સમૃદ્ધિ આંકી શકાય છે.

*



# બેબિલોનની સંસ્કૃતિ (ચાલુ)

## ધર્મ :

રાજાની સત્તા ઉપર કાયદાનો તથા ઉમરાવ વર્ગ ઉપરાંત ધર્મગુરુઓનો પણ અંકુશ હતો. રાજા તો ફક્ત નગર-દેવનો પ્રતિનિધિ જ હતો. વેરા પણ દેવને નામે જ ઉઘરાવતા અને તે સીધા દેવળના કોઠારોમાં જ જતા. રાજ્ય ગણાવા માટે તેને ધર્મગુરુનો ઝભ્ભો પહેરીને દેવ મર્દુકની મૂર્તિ સાથે શહેરમાં સરઘસાકારે ફરવું પડતું. આ વિધિ દ્વારા ધર્મનું અને રાજ્યનું સંયોજન છે એમ બતાવવામાં આવતું, અને રાજા તેમજ રાજગાદીને અલૌકિકત્વ આરોપવામાં આવતું. આવા મોટા શક્તિશાળી અને મહાપ્રતાપી રાજા હેમુરબીએ પણ ધારાસંહિતા દેવ પાસેથી જ મેળવી હતી. છેક છેવટ સુધી બેબિલોન ધર્મગુરુઓથી દબાયેલું ધર્માધારિત રાજ્ય જ રહ્યું.

## દેવો :

બેબિલોનમાં દેવો અસંખ્ય હતા. દરેક શહેરને પોતાનો દેવ જુદો હતો. આ દેવ સર્વોપરી ગણાતો. આ ઉપરાંત, નાના નાનાં ગામડાંઓને આ દેવનું સર્વોપરીપણું સ્વીકાર્યા પછી પોતાના જુદા જુદા બીજા નાના નાના દેવો પણ હતા. આ નાના નાના દેવોની પણ તેઓ ઉત્કટ પ્રેમપૂર્વક ભક્તિ કરતા. લાર્સાએ પોતાના દેવ શમશને માટે, ઉરુકે પોતાની દેવી ઇશ્તાર માટે, ઉરે નન્નર માટે અનેક દેવળો ઊભાં કર્યાં હતાં.

ધીમે ધીમે દેવોની સંખ્યા ઓછી થવા લાગી, કારણ જેમ જેમ રાજ્યનો વિસ્તાર વધતો ગયો તેમ તેમ સ્થાનિક દેવોને સર્વોચ્ચ દેવની અંદર સમાવી લેવામાં આવ્યા, એટલે કે નાના દેવો તે મોટા દેવના જ જુદા જુદા આવિષ્કાર લેખાવા લાગ્યા આવી જ રીતે બેબિલોનનો સૂર્યદેવ મર્દુક હતો તે સારાયે બેબિલોનના દેવોનો સર્વોપરી દેવ બની ગયો. મર્દુક સર્વોપરી દેવ બન્યો અને ઇશ્ટાર સર્વોપરી દેવી બની. આ બંને દેવદેવીને ઉદ્દેશીને બેબિલોનના લોકોએ ખૂબ સુંદર પ્રાર્થનાઓ લખી છે. આ દેવોની આસપાસ બેબિલોનના લોકોએ દંતકથાઓ ગૂંથી છે તે આપણે સાહિત્ય વિષેના ઉલ્લેખ વખતે જોઈશું

## પૂજનવિધિ :

દેવોને ભોગ તરીકે ખોરાક અને પીણા ધરાવવામાં આવતા. ઘણી વાર ઘેટાનો ભોગ પણ ધરાવવામાં આવતો. ઘેટાનો બલિ માનવબલિની અપેક્ષાએ ધરાવવામાં આવતો. ભોગ ધરાવવાની વિધિ ઘણી જ અટપટી હતી અને તેમાં હોશિયાર ધર્મગુરુની આવશ્યકતા રહેતી. ભોગ ધરાવવાની વિધિ વખતે એકેએક કામ અને એકેએક શબ્દ પવિત્ર પ્રણાલિકા મુજબ જ કરવામાં–બોલવામાં આવતા. આમાં જો ભૂલચૂક થાય તો એમ માનવામાં આવતું કે દેવો પ્રાર્થના સાંભળ્યા વગર જ ભોગ આરોગી ગયા. બેબિલોનના ધર્મમાં ક્રિયાકાંડનું મહત્ત્વ ઘણું જ હતું. દેવનું ઋણ અદા કરવા માટે દરેક વ્યક્તિએ દેવળમાં જઈને યોગ્ય પ્રાર્થના કરી ભોગ ધરાવવો જરૂરી હતું. આ ઋણ અદા કર્યા પછી તો તે દુશ્મનની આંખ ખેંચી કાઢી શકતો કે કેદીના હાથપગ પણ કાપી લઈ શકતો કે દુશ્મનને જીવતો પણ જલાવી દઈ શકતો. આવાં કામો કરવા માટે તેણે દેવનો ગુનો કર્યો છે એમ તે માનતો નહીં.

બેબિલોનના દરેક માનવીને દેવ મર્દુકને એક દેવળમાંથી બીજા દેવળમાં ફેરવવાના સરઘસમાં ભાગ લેવાની, મૂર્તિઓને સુગંધિત અત્તરોથી નવડાવવાની, દેવની સામે ધૂપ કરવાની, તેમને કીમતી વસ્ત્રો પહેરાવવાની, ઘરેણા પહેરાવીને શણગારવાની, દેવી ઇશ્ટારના મંદિરમાં પોતાની પુત્રીઓનું કૌમાર્ય અર્પણ કરવાની, દેવને ખોરાક અને પીણાંના ભોગ ધરાવવાની, ધર્મગુરુઓ પ્રત્યે ઉદાર વર્તન દાખવવાની પવિત્ર ફરજો અદા કરવાની રહેતી.

દેવળ :

પેઢી દર પેઢી દેવળની આવકમાં વધારો થતો ગયો. રાજાઓ દેવની કૃપા મેળવવા અનેક દેવળો બંધાવીને તેમાં કીમતી રાચરચીલું, અનાજ, ગુલામો, કેટલાય એકર જમીન તેમજ રાજ્યની વાર્ષિક આવકનો અમુક ભાગ દેવળને અર્પીને દેવળની મહત્તા વધારતા જ ગયા. જ્યારે લડાઈમાં બેબિલોનના લશ્કરની જીત થતી ત્યારે કેદીઓનો મોટો ભાગ તેમજ લૂંટનો મોટો ભાગ દેવળને ફાળે જતો. આ ઉપરાંત, જ્યારે જ્યારે રાજાને સારો લાભ થતો ત્યારે ત્યારે રાજાઓ પણ દેવળને ભેટો અર્પણ કરતા. કેટલીક જમીનની ઊપજમાંથી અમુક અનાજ, ખજૂર, ફળો, વગેરે દેવળને અર્પવાનું ફરજિયાત હતું. આમાં જો ભૂલચૂક થાય તો તે જમીન ધર્મગુરુઓ જપ્ત કરતા. બેબિલોનમાં ગરીબ અને તવંગર વર્ગ તેમની ભૌતિક જરૂરિયાતો પામવા માટે દેવળમાં જતા. દેવળનો ખજાનો સોનું, ચાંદી, તાંબું, વૈદુર્યમણિ, કીમતી પથ્થરો, કીમતી લાકડાં, વગેરેથી ઊભરાતો રહેતો.

ધર્મગુરુઓ :

આ સમૃદ્ધિનો ભોગવટો ધર્મગુરુઓ સીધી રીતે કરી શકતા નહીં; પણ આ સમૃદ્ધિનો ઉપયોગ તેઓ રાજધાનીમાં રચનાત્મક રીતે કરતા. તેઓ દેશના મોટામા મોટા કૃષિકારો, ઉત્પાદકો અને શરાફો હતા. તેમને હસ્તક મોટા ભાગની જમીન ઉપરાંત અસંખ્ય ગુલામો તેમજ મજૂરો હતા. તેઓ ગુલામો તેમજ મજૂરોને ભાડા પેટે શેઠિયાઓ પાસે કામ કરવા મોકલતા. ગુલામો તેમજ મજૂરોને દેવળની અંદર વાદ્ય વગાડવાથી માંડીને તે દારૂ ગાળવા સુધીનું કામ કરવું પડતું. ધર્મગુરુઓ બેબિલોનના મોટા મોટા વેપારીઓ અને શરાફો હતા. દેશનો મોટા ભાગનો વેપાર તેમને હસ્તક હતો. તેઓ દેવળની દુકાનોમાં જુદી જુદી અનેક વસ્તુઓ વેચતા. તેઓ સલાહ લેવા યોગ્ય શાણા અને વિશ્વાસુ પુરુષો હતા. ઘણા લોકો તો પોતાના બચતની રકમ પણ તેમને સોંપતા તેઓ ખાનગી શરાફો કરતાં ઓછા વ્યાજે નાણાં ધીરતા. તેઓ ઘણી વાર ગરીબ તેમજ માંદા માણસને વગર વ્યાજે પણ નાણા ધીરતા. તેઓ કેટલીક કાનૂની ફરજો પણ બજાવતા. તેઓ અધિકૃત પ્રમાણકર્તાઓ તરીકે સહી આપતા, કરારો ઉપર સહી આપતા, વસિયતનામું કરાવતા, મુકદ્દમા સાંભળતા અને ચુકાદા આપતા. સરકારી નોંધો અને વ્યાપારી લેવડદેવડની નોંધો પણ રાખતા.

કોઈ વાર ખર્ચાળ યોજનાની જરૂરત ઊભી થતી ત્યારે રાજા દેવળ પાસેથી નાણાંની મદદ લેતો. જો કે આવું ભાગ્યે જ બનતું. કારણ દેવળની દૈવી મિલકતને હાથ અડાડનાર ઉપર ધર્મગુરુઓએ અનેક શાપો વરસાવેલા હતા. એટલે દેવળની મિલકતને હાથ અડકાડવાની કોઈ પણ હિંમત કરતું નહીં. ધર્મગુરુઓની પકડ આમજનતા ઉપર એટલી બધી હતી કે તેઓ જનતાની મદદ લઈને રાજાને પદભ્રષ્ટ પણ કરી શકતા. આથી રાજા પણ દેવળની મિલકતને વાપરવાની હિંમત કરતો નહીં. રાજા કરતા ધર્મગુરુઓનું સ્થાન વધારે નિશ્ચિત હતું, કારણ તેમને રાજાની માફક લડાઈ, ખૂન કે ચૂંટણીની બીક ન હતી. સ્વાભાવિક જ આ કારણોને લઈને ધર્મગુરુઓનું ઉપરીપણું જળવાઈ રહેતું. બેબિલોન માટે એમ કહેવાતું કે, ત્યાના વેપારીઓ બેબિલોનને સમૃદ્ધ કરતા અને ધર્મગુરુઓ આ સમૃદ્ધિ ભોગવતા.

### મરણોત્તર જીવન વિષે કલ્પના :

તેમનો ધર્મ ભૌતિકવાદી હતો. તેઓ દેવની પૂજા પણ ભૌતિક સુખો માટે જ કરતા અને દેવોની પાસે આ જીવનમાં જ ઉપભોગ માટે ભૌતિક વસ્તુઓની માગણી કરતા. તેઓ ગ્રીક લોકોની માફક એમ જ માનતા કે, મૃત્યુ બાદ દરેક માનવી પછી ચાહે તે સાધુ હોય, ઠગારો હોય, બુદ્ધિશાળી હોય કે મૂરખ હોય–એક એવી અંધારી દુનિયામાં જાય છે કે જ્યાથી કોઈને પણ જીવનનો પ્રકાશ ફરી જોવા મળતો નથી. તેઓ એમ માનતા કે સ્વર્ગનું અસ્તિત્વ છે, પણ તે ફક્ત દેવો માટે જ. અંધકારમય જગતનું નામ 'અર્લુ' હતું જ્યાં મૃત્યુ બાદ દરેક માનવીને જવાનું હતું. અહીં દુઃખ સિવાય કશું જ નહોતું. અહીં દરેક મૃત માનવીને કાયમ માટે હાથપગ બંધાયેલી હાલતમાં ટાઢથી થરથરતા અને ખોરાક–પાણી વગરના ભૂખ્યાતરસ્યા પડી રહેવાનું હતું. જે મૃત માનવીના વારસદારો કબરમાં વખતસર ખોરાકપાણી પહોંચાડતા તેમને ખોરાકપાણી મળતાં; બાકીનાને ભૂખ્યાતરસ્યા જ સબડયા કરવાનું હતું. દુષ્ટ માણસોને તો આથી પણ ભયંકર યાતનાઓ વેઠવાની હતી.

### દફનવિધિ :

કેટલાંક શબોને ભોંયરામાં દાટવામાં આવતાં, કેટલાંકને અગ્નિસંસ્કાર કરીને તેમના અસ્થિને માટીના ઘડામાં સાચવવામાં આવતાં. મિસરની માફક અહીં

શબમાં સુગંધિત મસાલા ભરવામાં નહોતા આવતા પણ શબને દફનાવતા પહેલાં ધર્માદીય વિનાપ કરનારાઓ નવડાવતા, સુગંધિત અત્તર લગાવતા, સારાં કપડાં પહેરાવતા, પોપચાં ઉપર તેમજ ગાલ ઉપર રંગ લગાવતા, આંગળીઓ ઉપર વીંટી પહેરાવતા અને તેની પાસે બેસવા માટે કપડાની બીજી જોડ પણ મૂકતા જો સ્ત્રીનું શબ હોય તો તેની પાસે અત્તરની બાટલીઓ, દાંતિયા, પ્રસાધનની પેન્સિલો, આંખમાં આંજવાનો રંગ, વગેરે મૂકતા, જેથી તે સ્ત્રી બીજી દુનિયામાં પણ પોતાની સુંદરતા ટકાવી રાખી શકે

તેઓ એમ માનતા કે જો શબને વિધિસર દફનાવવામાં ન આવે તો તેનો આત્મા જીવતા લોકોને હેરાન કરે શબને જો બિલકુલ દફનાવવામાં જ ન આવે તો તેનો આત્મા ગંદી જગ્યાએ ભટકયા કરે અને કદાચ આખા શહેરમાં મરકીનો રોગ ફેલાવે

## કલા અને સ્થાપત્ય

**લલિત કલા :**

બેબિલોનના લોકો કલાપ્રિય પણ હતા, તેથી લલિત કલાનો નોંધપાત્ર વિકાસ થયો હતો તેઓ પથ્થર ઉપર લાદી જેવો ચળકાટ લાવી શકતા, કાંસું, લોખંડ, ચાંદી તેમજ સોના ઉપર સુંદર નકશીકામ કરી જાણતા તેઓ ઝીણું ભરતકામ પણ કરી જાણતા સુંવાળા ધાબળા તેમજ રંગીન ઝભ્ભા બનાવી જાણતા આ ઉપરાંત કીમતી પડદા, પાયાવાળાં મેજ, પલંગો અને ખુરશીઓ પણ બનાવતા

તેમના ઝવેરાતના નમૂનાઓની સંખ્યા ઘણી છે, પણ તેમાં મિસરના ઝવેરાત જેવી કલામયતા નથી તેમને પીળો રંગ વધારે ગમતો તેમણે તેમના દેવોની મૂર્તિઓ સોનાની બનાવેલી છે

**સંગીત**

પણ ગવાતા. ઘણી વાર પૈસાપાત્ર વ્યક્તિઓને ઘેર પણ ઉત્સવોને દિવસે સમૂહવાદ્યોની સાથે ગાયનો ગવડાવવામા આવતા.

**ચિત્રકામ :**

આ કલાનો સ્વતત્ર વિકાસ ક્યારેય ન થયો તેનો ઉપયોગ ભીંતો તેમજ પૂતળાઓ ઉપર સુશોભન કરવા પૂરતો જ મર્યાદિત હતો. બેબિલોનના સાસ્કૃતિક અવશેષોમા ચિત્રકામનો એક પણ સ્વતત્ર નમૂનો નથી.

**શિલ્પ :**

આવી જ રીતે બેબિલોનની શિલ્પકલા પણ આવી જ અલ્પવિકસિત રહી છે. તેમના શિલ્પના બધા જ નમૂના એકસરખા છે બધા જ રાજાઓનાં મો એકસરખા તેમજ શરીરનો બાંધો એકસરખો છે. આવી જ રીતે બધા કેદીઓ પણ એક જ ઢાળમાં ઢળાયેલા છે. બેબિલોનમાં પૂતળાઓના નમૂના બહુ જ ઓછા મળે છે

**ભાસ્કર્ય :**

શિલ્પ કરતાં ભાસ્કર્યના નમૂના સારા છે, પણ તે બધા પણ એક-ધારા અને અપરિપક્વ છે. આમા પશુઓની આકૃતિઓ ઘણી સારી છે.

**સ્થાપત્ય :**

બેબિલોનના સ્થાપત્ય વિષે ઘણું થોડું જાણી શકાય છે, કારણ સ્થાપત્યાવશેષો જમીનથી થોડા ફૂટ જ ઊચા મળે છે. તેમાં કોતરકામ કે ચિત્રકામ તો જોવા જ મળતું નથી. બેબિલોનના સાહિત્યમા સ્થાપત્ય વિષેના ઉલ્લેખો ઉપરથી તેના વિષે થોડુંઘણું જાણી શકાય છે. તેમના મહેલો કે દેવળોના આકાર દર્શાવતી એક પણ આકૃતિ મળતી નથી

**ઘર :**

સામાન્યત: તેઓ માટીના જ ઘર બાધતા. પૈસાદાર વર્ગના લોકો ઈંટોનાં ઘર બાંધતા. તેઓ ઘરમાં બારી રાખતા નહીં. ઘરોના બારણા ગલીની અંદરના ચોકઠામાં પડતાં હોય છે. એમ કહેવાય છે કે, તેમણે ત્રણથી ચાર માળ સુધીની ઊચાઈના મકાનો પણ બાંધ્યાં હશે.

**દેવળ :**

દેવળનો પાયો સામાન્ય ઘરના છાપરા જેટલી ઊચાઈએથી શરૂ

થતો. દેવળ પાસે ખુલ્લું ચોગાન રાખવામાં આવતું. અહીં એક ઝિગુરત (જુઓ આકૃતિ ૧૩) ઊભું કરવામાં આવતું. આ ઝિગુરતને પાંચથી સાત માળ રાખવામાં આવતા. તેમાં ઉપર જવા માટે બહારની બાજુ ઇમારતને ફરતાં પગથિયાં રાખવામાં આવતાં. અહીં છેક ઉપરને માળે ધાર્મિક વિધિઓ કરવામાં આવતી. તેનો ઉપયોગ ધર્મગુરુઓ ખગોળશાસ્ત્રનું જ્ઞાન મેળવવા પણ કરતા. આ ઇમારત આખા શહેરમાં ઊંચામાં ઊંચી હતી એટલે શહેરના લોકો બહાર ઊભા રહીને જ તેના સૌથી ઉપલે માળે થતી ધાર્મિક ક્રિયાઓ નિહાળી શકતા. ઝિગુરત ધર્મગુરુઓની વેધશાળા પણ હતી. રાત્રે ધર્મગુરુઓ ત્યાંથી નક્ષત્રો, ગ્રહો, તારાઓ, વગેરેનું અવલોકન કરતા.

એમ કહેવાય છે કે બોરસિપ્પાનું ઝિગુરત સાત માળનું હતું. તે ૬૫૦ ફૂટ ઊંચું હતું. આમાં દરેક માળ જુદા જુદા ગ્રહને અર્પણ કરેલો હતો. જે માળ જે ગ્રહને અર્પણ કરવામાં આવેલો તે માળને તે ગ્રહનો રંગ લગાવવામાં આવેલો. દા. ત., સૌથી ઉપલો માળ સૂર્યને અર્પણ કરેલો હતો, તેનો રંગ સોનેરી હતો. બીજો માળ ચંદ્રને અર્પણ કરેલો હતો, તેનો રંગ રૂપેરી હતો. ત્રીજો માળ મંગળને અર્પણ કરેલો હતો, તેનો રંગ લાલ હતો. ચોથો માળ બુધને અર્પણ કરેલો હતો, તેનો રંગ ભૂરો હતો. પાંચમો માળ ગુરુને અર્પણ કરેલો હતો, તેનો રંગ જાંબુડો હતો. છઠ્ઠો માળ શુક્રને અર્પણ કરેલો હતો, તેનો રંગ ધોળો હતો. સાતમો અને સૌથી નીચેનો માળ શનિને અર્પણ કરેલો હતો, તેનો રંગ કાળો હતો.

સ્થાપત્યના અવશેષોમાં ભોંયરાં અને કમાનો નજરે પડે છે. આ અંગે સુમેરના સ્થાપત્યમાંથી અપનાવાયાં હશે. અંદરનાં અને બહારનાં સુશોભનોમાં ચળકાટ આણેલો છે. કેટલીક ઈંટો ઉપર પીળો, ભૂરો, સફેદ, લાલ, વગેરે રંગો રંગેલા છે. આવી ઈંટો ઉપર કોઈ વાર પશુ અને છોડની આકૃતિઓ પણ દોરેલી હોય છે. ઈંટો ઉપર ચળકાટ લાવવાનો આશય સુંદરતા આણવાનો તો હતો જ, પણ તે ઉપરાંત તેનું સૂર્યના તાપથી, તેમજ વરસાદથી રક્ષણ મેળવવાનો પણ હતો. આવી જાતનું માટીકામ એ પશ્ચિમ એશિયાની વિશિષ્ટ કલા હતી.

બેબિલોનનું સ્થાપત્ય ઘણું જ જલદીથી નાશ પામી જાય એવા માલ-સામાનથી બંધાયેલું હતું. તેમનાં દેવળોને ઊભાં કરતાં મિસરનાં દેવળોને ઊભાં કરતાં જેટલા સૈકા થયા. તેટલા નહોતા થયા. પરિણામે તે જેટલાં જલદી ઊભાં થયાં તેટલાં જ જલદી ધરાશાયી પણ થઈ ગયાં. આ દેવળો

તેમજ રાજમહેલો ફક્ત પચાસ જ વર્ષની અંદર જે માટીમાંથી તે ઉત્પન્ન થયા હતાં તે જ માટીમા પાછાં ભળી ગયા. તેમની ઇંટો ઘણી જ સામાન્ય કોટિની હતી. તેનાથી વિશાળ મકાનો બાંધી શકાતા પણ આ મકાનોમાં ભવ્યતા ક્યાય દેખાતી નહીં.

એમ કહેવાય છે કે બેબિલોનના મહાપ્રતાપી રાજા નેબુશડ્રેઝારે સાત માળનું મોટું ઝિગુરત, જે Tower of Babelના નામથી બાઈબલમાં ઓળખાય છે તેની ઉત્તરે છઠ્ઠો વાર દૂર એક મોટા કાસ્ર (Kasr) નામના પર્વત ઉપર પોતાને માટે વિશાળ મહેલો બાંધ્યા હતા. મહેલોની વચ્ચોવચ્ચ તેનો મહેલ આવેલો હતો અહીં તેણે ગોળાકાર થાંભલાઓની હારોને ટેકે ઝૂલતા બગીચા બનાવ્યા હતા. ગ્રીક લોકો આ બગીચાઓને દુનિયાની સાત અજાયબીઓમાની એક અજાયબી તરીકે ગણાવતા. નેબુશડ્રેઝારે આ બગીચા પોતાની એક પત્ની માટે બનાવ્યા હતા. આ પત્ની તે મીડીસના રાજા સ્યક્ષરેસ (Cyaxares)ની પુત્રી હતી. આ કુંવરી ધોમધખતા સૂર્ય તેમજ ધૂળથી ટેવાયેલી ન હતી. તેથી ઘણી અસ્વસ્થ રહેતી. તેથી આ પત્નીને પ્રસન્ન કરવા રાજાએ ઝુલતા બગીચાની રચના કરાવી હતી. આ બગીચામાં જાત જાતના છોડ તેમજ ફૂલો ઉપરાંત મોટાં ઝાડ પણ ઉગાડવામાં આવ્યાં હતાં. ગોળાકાર થાંભલાઓની અંદર યંત્રો ગોઠવવામાં આવ્યાં હતાં, જે ગુલામોના બાહુ-બળથી ચલાવવામાં આવતાં. આ યંત્રોની રચના વડે ગુલામો યુફ્રેટીસ નદીમાંથી પાણી લઈ સીધું જ બગીચામાં છાંટી શકતા. આ બગીચા જમીનથી પંચોતેર ફૂટ ઊંચે બાંધેલા હતા. અહીં ઊંચાં ઝાડોની શીળી છાયામાં સુગંધિત ફૂલોની ફોરમ માણતી રાજાની રાણીઓ વગર પડદે છૂટથી ફરી શકતી.

## : શિક્ષણ, વિદ્યા અને સાહિત્ય :

બેબિલોન વ્યાપારપ્રધાન દેશ હતો એટલે તેમને કલા કરતાં જ્ઞાનની જરૂરત વધુ હતી; તેથી તેઓએ જ્ઞાનને પૂરતું મહત્ત્વ આપ્યું હતું. દેવળની સાથે સંકળાયેલી શાળાઓમાં કારકુનો તૈયાર કરવામાં આવતા તેમણે સુમેરના લોકોએ શોધેલી કીલાક્ષરલિપિ અપનાવી હતી. લહિયાઓ સમાજમાં મોભાનું સ્થાન ધરાવતા.

તેઓ ભીની માટીની તકતી ઉપર ફાચર લિપિમાં લખાણ લખતા.

આ લખાણ કિત્તા વડે લખવામાં આવતું. લખવાના છેડા આગળ કિત્તાને ત્રિકોણાકારે કાપવામાં આવતો. જ્યારે લખાણ વડે તકતી ભરાઈ જતી ત્યારે તેને સૂકવીને પકવવામાં આવતી. જો તકતી ઉપરનું લખાણ પત્રરૂપે હતું તો તેના ઉપર કોરી ધૂળ નાખીને પછી તે તકતીને માટીના પરબીડિયામાં મૂકીને તેના ઉપર મોકલનારના નામની નળાકાર મુદ્રાની છાપ મારવામાં આવતી. બેબિલોનનાં દેવળો તેમજ રાજમહેલોમાં બરણીઓમાં ભરીને આવી તકતીઓ અનુક્રમે ગોઠવીને મૂકવામાં આવતી. બેબિલોનનાં આ મૂળ ગ્રંથાલયો તો નષ્ટ થઈ ચૂક્યાં છે પણ તેમનું મોટામાં મોટું ગ્રંથાલય જે બોરસિપ્પામાં આવેલું હતું. તેમાંથી નકલો કરીને એસિરિયાના રાજા અશુરબાનીપાલે પોતાના ગ્રંથાલયમાં આવી ૩૦,૦૦૦ તકતીઓ સાચવી છે. આ તકતીઓ બેબિલોનના લોકોનાં જીવનનાં અનેક અંગો વિષે પુષ્કળ માહિતી પૂરી પાડે છે.

ભાષા :

બેબિલોનની ભાષા સુમેર અને અક્કડની જ સેમિટિક ભાષામાંથી વિકાસ પામેલી હતી. મૂળ તે ભાષા સુમેરનાં ચિહ્નોમાં જ લખાતી હતી પણ વખત જતાં બેબિલોનની ભાષાનો શબ્દકોશ એટલો બધો તો બદલાઈ ગયો કે તેમને પોતાની ભાષાનો જુદો શબ્દકોશ તૈયાર કરવો પડયો. સુમેરના સાહિત્યના ઉત્તમ નમૂનાઓ બેબિલોનની ભાષામાં ઉતારવા માટે તેમને શબ્દકોશ ઉપરાંત તેમની ભાષાનું વ્યાકરણ પણ તૈયાર કરવું પડયું. નીનીવેહના શાહી ગ્રંથાલયમાંથી મળી આવેલી તકતીઓમાંની ચોથા ભાગની તકતીઓ ઉપર તો સુમેર, બેબિલોન અને એસિરિયાની ભાષાનું વ્યાકરણ અને શબ્દકોશ લખેલાં છે.

બેબિલોનની લિપિમાં પણ ૩૦૦ ચિહ્નો હતાં, જે વિદ્યાર્થીઓને મોઢે કરવાં પડતાં. દેવળ સાથે સંકળાયેલી શાળાઓમાં ધર્મગુરુઓ વિદ્યાર્થીઓને યોગ્ય શિક્ષણ આપતા. બેબિલોનમાં થયેલા ખોદકામ દરમિયાન એક વર્ગમાંથી છોકરાઓ તેમજ છોકરીઓએ લખેલી અનેક માટીની તકતીઓ મળી આવી છે. કદાચ વર્ગ ચાલુ હશે ત્યારે જ કંઈ અકસ્માત થયો હશે જેથી બધી તકતીઓ જેમની તેમ દટાઈ ગઈ હશે.[1]

૧. અવર ઓરિયેન્ટલ હેરિટેજ : વીલ ડુરાં પૃ. ૨૫૦

## વિદ્યા :

બેબિલોનના લોકો વ્યાપારપ્રધાન હોઈને તેમણે કલા કરતાં વિજ્ઞાનમા સારો વિકાસ સાધ્યો હતો. વેપારને લઈ તેમને આંકડાશાસ્ત્રની જરૂર પડી. આંકડાશાસ્ત્ર અને ધર્મના સંયોજનમાથી ખગોળશાસ્ત્રનો ઉદ્ભવ થયો.

### આંકડાશાસ્ત્ર–ગણિત :

તેમણે વર્તુળને ૩૬૦ અંશમા વહેચી નાખ્યું હતુ. વરસના દિવસ પણ ૩૬૦ ગણ્યા હતા. આના ઉપરથી તેઓ ૬૦ના ગુણાકારમા ગણતરી કરતા. તેઓ ગણતરી માટે ત્રણ અંક વાપરતા. આમા ૧ થી ૯નુ એક ચિહ્ન, ૧૦ને માટે બીજુ ચિહ્ન જે ૯૦ સુધી વપરાતું અને ૧૦૦ને માટે ત્રીજુ જુદુ ચિહ્ન. ગુણાકાર–ભાગાકારની ગણતરી સહેલાઈથી થઈ શકે માટે તેમણે કોઠાઓ પણ તૈયાર કર્યા હતા. આ ઉપરાત, તેમણે મૂળ આંકડાના અડધા, પાયા, પોણા, વર્ગમૂળ અને ઘનમૂળ કાઢવાના કોઠા પણ તૈયાર કર્યા હતા.

### ભૂમિતિ :

આ વિદ્યામા પણ તેમણે નોંધપાત્ર વિકાસ સાધ્યો હતો. તેઓ ગૂંચવણભરી અને અનિયમિત (ખાંચાવાળી) જગ્યાઓનું ક્ષેત્રફળ કાઢી શકતા.

બેબિલોનના આંકડામાં π (વર્તુળના વ્યાસ અને પરિઘનો ગુણોત્તર) બરાબર ૩નો આંકડો હતો.

### ખગોળશાસ્ત્ર :

વિજ્ઞાનની આ શાખામાં તેમણે એટલી બધી પ્રગતિ સાધી હતી કે તેઓ પ્રાચીન જગતમાં તે માટે પંકાયેલા હતા. જો કે આમા પણ જાદુનું મિશ્રણ તો કરવામાં આવતું જ હતું. તેઓ તારાઓનું અવલોકન વણજારો કે વહાણોને સુગમતા મળે તે અર્થે કરવા કરતાં મનુષ્યોનાં ભાવિ નક્કી કરવા માટે વધારે કરતા. તેઓ તારાઓના અવલોકન દ્વારા માનવીનું ભાવિ જાણવા પ્રયત્ન કરતા. તેમને મન દરેક ગ્રહ એક દેવ હતો, જે માનવીઓનાં જીવનના મુખ્ય વહેવારોમાં રસ ધરાવતો હતો. દા. ત., ગુરુ–મર્દુક, બુધ–નબુ, મંગળ–નેર્ગલ, સૂર્ય–શમશ, ચંદ્ર–સીન, શનિ–નીનીબ, શુક્ર–દેવી ઇશ્તાર.

દરેક તારાની ગતિ નક્કી કરવામાં આવી હતી. આ તારાની ગતિ ઉપરથી તેઓ ભવિષ્યકથન કરતા. ધર્મગુરુઓ ભવિષ્યકથન કરીને રાજા તેમજ આમજનતા પાસેથી પુષ્કળ પૈસા મેળવતા. કેટલાક ધર્મગુરુઓ ખરેખર ખગોળશાસ્ત્રના અભ્યાસીઓ હતા. આ લોકો, જે ધર્મગુરુઓ જ્યોતિષશાસ્ત્રના અભ્યાસ વગર પૈસા લઈને ખરું ખોટું ભવિષ્યકથન કરતા તેમની સામે વાંધો પણ ઉઠાવતા.

ઈસુના લગભગ ૨૦૦૦ વર્ષ પૂર્વે બેબિલોનના ખગોળવેત્તાઓએ શુક્રના ગ્રહની સૂર્યસહ ઉદય થવાની અને સૂર્યસહ અસ્ત થવાની ચોક્કસપણે નોંધ લીધી હતી. તેમણે જુદા જુદા તારાઓના સ્થાન નક્કી કર્યાં હતાં. તેમણે ધીમે ધીમે આકાશનો નકશો તૈયાર કરવાનો પ્રયત્ન પણ કર્યો હતો. કેસાઈટ લોકોના આક્રમણને લીધે વિજ્ઞાનની આ શાખાના વિકાસમાં લગભગ એક હજાર વર્ષ સુધી ભંગાણ પડ્યું હતું. પણ નેબુશડ્રેઝારના વખતમાં આ વિકાસ ફરીથી ચાલુ કરાયો હતો. પાદરી–વૈજ્ઞાનિકોએ સૂર્ય અને ચંદ્રની ભ્રમણરેખા નક્કી કરી હતી. તેમણે સૂર્ય અને ચંદ્રનું મિલન તેમજ સૂર્યગ્રહણ અને ચંદ્રગ્રહણ પણ નક્કી કર્યાં હતાં. તેમણે ગ્રહોની ગતિ નક્કી કરીને પહેલી વાર ગ્રહ અને તારા વચ્ચેનો તફાવત સમજાવ્યો. તેમણે ઉત્તરાયણ અને દક્ષિણાયનની તારીખો તેમજ વસંત અને શરદ ઋતુમાં જ્યારે દિવસ અને રાત સરખાં હોય છે તે સમય (વિષુવીય) નક્કી કર્યો હતો–વસંત ઋતુમાં ૨૧મી માર્ચ અને શરદ ઋતુમાં ૨૩મી સપ્ટેમ્બર. આ ઉપરાંત તેમણે સૂર્યની આજુબાજુ પૃથ્વીને ફરવાના માર્ગને બાર રાશિ–ચક્રોમાં વહેંચી નાખ્યો હતો.

તેમણે વર્તુળને ૩૬૦ અંશમાં વહેંચી નાખ્યા પછી દરેક અંશને ૬૦ મિનિટમાં અને દરેક મિનિટને ૬૦ સેકંડમાં વિભાજિત કર્યાં હતાં. તેઓ જળઘડી અને સૂર્યઘડીની મદદથી સમય નક્કી કરતા. આ બંને ઘડીની શોધ તેમણે જ કરી હતી.

બેબિલોનના ખગોળવેત્તાઓએ વરસને બાર ચાંદ્ર મહિનાઓમાં વહેંચી નાખ્યું હતું. આમાં ૬ મહિનાના ૩૦ દિવસ હતા અને ૬ મહિનાના ૨૯ દિવસ હતા. આનો સરવાળો કુલ ૩૫૪ દિવસનો થતો તેથી ઋતુઓ પ્રમાણે બંધ બેસાડવા ૧ મહિનો (જેને આપણે અધિક મહિનો કહીએ છીએ) તો ઉમેર્યો. મહિનાનાં ચાર ૭-વાડિયા રાખવામાં આવ્યાં હતાં.

તેઓ દિવસની ગણતરી એક ચંદ્રોદયથી બીજા ચંદ્રોદય સુધીની કરતા. દિવસના ૧૨ કલાક ગણવામાં આવ્યા હતા. દરેક કલાકની ૩૦ મિનિટ હતી. આથી તેમની એક મિનિટ બરાબર હાલની આપણી ચાર મિનિટ થાય !

### તબીબીશાસ્ત્ર :

હેમુરબીના સમયથી જ તબીબીશાસ્ત્રનો સ્વતંત્ર રીતે વિકાસ શરૂ થયો હતો, અને તબીબોએ સ્વતંત્રપણે તેનો ધંધો શરૂ કર્યો હતો. તબીબોને લેવાની ફીની રકમ અને દંડ કાયદેસર રીતે નક્કી થયેલાં હતાં. વાઢ-કાપ માટે કે માવજત બદલ તબીબ કેટલા પૈસા લેશે તેની ખબર દર્દીને તબીબને બોલાવતા પહેલાં પડતી. દર્દી જો ગરીબ વર્ગનો હોય તો તે પ્રમાણે પૈસા ઓછા લેવામા આવતા. વૈદને હાથે જો કેસ બગડતો તો તે બદલ દર્દીને વળતર આપવાનું રહેતું. તેની બેદરકારી બદલ તો ઘણી વાર તેની આંગળીઓ પણ કાપી લેવામાં આવતી, જેથી તે ફરી વાર આવો અખતરો કરવાનો પ્રયત્ન ન કરે.

બેબિલોનના લોકો વહેમી અને અંધશ્રદ્ધાળુ હતા એટલે રોગોની દવા માટે જાદુનો ઉપયોગ કરવાની ફરજ પાડતા. આથી બેબિલોનમાં વૈદો કરતાં જાદુગરોનું મહત્ત્વ વધારે હતું. લોકો ઉપરની તેમની પકડને લીધે તેમણે માવજતની બેહૂદી રીતો અપનાવેલી હતી. તેઓ એમ મનાવતા કે પાપને લીધે રોગ દર્દીનો કબજો લે છે અને તેથી જાદુ અને પ્રાર્થના કરીને રોગને મટાડવો જોઈએ. દર્દીને જે દવા આપવામાં આવતી તે તેના શરીરને સ્વચ્છ કરવા માટે નહીં પણ રોગ નામના રાક્ષસના સકંજામાંથી દર્દીને છોડાવવા માટે આપવામાં આવતી. આ દવા જેટલી વધારે ગંદી તેટલી જલદીથી રાક્ષસ તેને છોડીને ભાગે એમ માનવામાં આવતું. આથી આવી દવાઓ અતિશય સૂગ ચઢે એવી બનાવવામાં આવતી. આમાં કાચું માંસ, સાપનું માંસ, દારૂ અને તેલમિશ્રિત લાકડાનો વ્હેર, માનવીનાં મળમૂત્ર મિશ્રિત સડેલો ખોરાક, હાડકાંનો ભૂકો કે ચરબી, કચરો, વગેરેનો સમાવેશ થતો. આવી સૂગ ચઢે તેવી દવાઓ પીવડાવીને દર્દીના શરીરમાં ઘર કરી બેઠેલા રાક્ષસને નસાડવા પ્રયત્ન કરવામાં આવતો. ઘણી વાર રાક્ષસને ખુશ કરવા માટે દર્દીને દૂધ, મધ, મલાઈ અને સુગંધિત જડીબુટ્ટીઓ પણ આપવામાં આવતી. જ્યારે આ બંને જાતની સારવાર નકામી જતી ત્યારે ઘણી વાર દર્દીને બજારની

વચ્ચે સુવાડવામ, આવતો, જેથી જે કોઈને રામબાણુ ઈલાજો યાદ આવે તેની સૂચના કરી શકે.

તબીબીજ્ઞાનને લગતી લગભગ ૮૦૦ તકતીઓ મળી આવી છે

## સાહિત્ય

બેબિલોનનું સાહિત્ય એસિરિયાના રાજા અશુરબાનીપાલના શાહી ગ્રંથાલયમાંથી અકબંધ સચવાયેલુ મળી આવ્યું છે. જો કે બેબિલોને જ્ઞાનનો ઉપયોગ વેપારમા સુગમતા પડે તે અર્થે જ વધુ કર્યો છે, સાહિત્ય માટે બહુ વખત ગાળ્યો નથી. તેમનું સાહિત્ય મહદ્અંશે વ્યાપાર અને કાયદાને લગતું જ છે.

આમ છતાં સાહિત્યમાં તેમણે જે છૂટાછવાયા પ્રયોગો કર્યા છે તે હવે જોઈએ. પદ્યમા લખાયેલી પશુઓની કેટલીક વાર્તાઓ ઉપરાંત સુમદ્ધ છંદમા લખાયેલા સ્તોત્રો પણ મળે છે. બિનસાપ્રદાયિક કાવ્યો ઘણા ઓછાં મળે છે, પણ સ્તોત્રો, મત્રો તેમજ ધાર્મિક વિધિઓ ઉપરાંત ઇતિહાસનું પુષ્કળ સાહિત્ય મળે છે. અધિકારી કથાલેખકો રાજાઓની ધર્મપરાયણતા અને તેમની વિજયયાત્રાઓનું વર્ણન લખતા. આ ઉપરાંત, દેવળમાં થતા વિધિવિધિની નોંધ તેમજ દરેક શહેરના મુખ્ય મુખ્ય બનાવોની ચોક્કસ યાદીઓ તૈયાર કરવામા આવતી.

બેબિનોનના પ્રખ્યાત ઇતિહાસકાર બેરોસસે જગતની ઉત્પત્તિ અને માનવીના પ્રાચીન ઇતિહાસની વિસ્તૃત કથા આલેખી છે. તેના કથન મુજબ બેબિલોનનો પ્રથમ રાજવી દેવોએ ચૂંટીને મોકલ્યો હતો, અને તેણે જગતની ઉત્પત્તિની શરૂઆતથી તે છેક મોટો જળપ્રલય થયો ત્યાં સુધી એટલે કે લગભગ ૩૬,૦૦૦ વર્ષ સુધી રાજ્ય કર્યું હતું.

બેબિલોનનું ધાર્મિક સાહિત્ય વધારે મળ્યું છે. તેમા બેત્રણ દંતકથાઓ નોંધપાત્ર છે.

આમાં ગિલ્ગામેશનું મહાકાવ્ય સૌથી મોટું છે. આ મહાકાવ્ય બાર ખડિત તકતીઓ ઉપર કોતરેલું મળી આવ્યું છે અત્યારે આ તકતીઓ બ્રિટિશ મ્યુઝિયમમા છે.

બીજી એક દંતકથા જગતની ઉત્પત્તિની છે આ દંતકથા સાત તકતીઓ ઉપર લખેલી છે. આ કથાનો મુખ્ય ઉદ્દેશ દેવ મર્દુકની યશોગાથા ગાવાનો છે.

ત્રીજી દંતકથા વનસ્પતિ અંગેની છે. આ કથામાં દેવી ઇશ્ટાર અને ટામુઝની વાત આવે છે. સુમેરની 'વનસ્પતિની દંતકથા'માં ટામુઝ ઇશ્ટારનો ભાઈ છે; જ્યારે બેબિલોનની 'વનસ્પતિની દંતકથા'માં ટામુઝનો ઉલ્લેખ ઇશ્ટારના પ્રેમી તો કોઈ વાર તેના પુત્ર તરીકે થયેલો છે.

આ ત્રણ કથાઓ ઉપરાંત એક ચોથી દંતકથા તે મહા વિનાશકારી જળપ્રલય અંગેની છે. આ કથાનું મૂળ સુમેરના સાહિત્યમાં રહેલું છે.[1] હવે આપણે વારાફરતી આ કથાઓની વિગતો તપાસીએ

## ગિલ્ગામેશનું મહાકાવ્ય :

આ કથામાં ઇરિકના મહાપ્રતાપી રાજા ગિલ્ગામેશની પરાક્રમગાથા વર્ણવેલી છે. તે ઉટા–નેપિસ્ટિમનો (જે ભયંકર જળપ્રલયમાંથી બચ્યો હતો અને જે અમર થઈ ગયો હતો) વારસ હતો. આ રાજાના શાસનનો ચોક્કસ સમય જાણી શકાયો નથી. સુમેરના રાજાઓની યાદીમાં તેનું નામ પાંચમા શાસક તરીકે આવે છે. એટલે કે–જળપ્રલય–પછીના ઇરિકના બીજા રાજવંશમાં. તેણે ૧૨૬ વર્ષ રાજ્ય કર્યું હતું. હવે એક પછી એક તકતીઓ ઉપરનું લખાણ જોઈએ

**પહેલી તકતી :** ગિલ્ગામેશનાં ડહાપણ અને વિદ્વત્તા વિષેના લખાણથી શરૂ થાય છે. ગિલ્ગામેશે દરિયા અને જમીનમાર્ગે ખૂબ પ્રવાસ ખેડ્યો હતો અને અનેક મહાન કાર્યો કર્યાં હતાં. તેણે ઇરિકને ફરતી દીવાલ ચણાવી હતી. ઈ–અન્નાનું મંદિર તેમજ બીજી ઘણી ઇમારતો બંધાવી હતી. તે દૈવી પુરુષ હતો. દેવોના માંસમાંથી તેનું શરીર ઘડાયું હતું.

પણ આ રાજા લોકો પાસે ગજા બહારની મજૂરી કરાવતો. આથી લોકો તેનાથી ત્રાસી ગયા, અને તેમણે દેવ પાસે બીજા રાજાની માગણી કરી. આથી દેવોએ દેવી અરૂરુને ગિલ્ગામેશનો પ્રતિસ્પર્ધી સર્જવાની આજ્ઞા કરી. દેવીએ એન્કુડુનું સર્જન કર્યું. આને આખે શરીરે વાળ હતા અને માથાના વાળ તો સ્ત્રીઓ જેટલા લાંબા હતા. તેનો પહેરવેશ ભરવાડ જેવો હતો. તે ટેકરીઓમાં રહેતો, કંદમૂળ ખાતો અને પ્રાણીઓ સાથે જ રહેતો.

એક દિવસ એક શિકારી પ્રાણીઓ પકડવા જંગલમાં આવ્યો. પણ તેનાં પકડેલાં પ્રાણીઓ એન્કુડુ છૂટાં કરી દેતો. શિકારીએ આ વાત ઘેર

1. આ કથા ઉપર જણાવેલા ગિલ્ગામેશના મહાકાવ્યમાં અંતર્ગત થયેલી છે

જઈને તેના પિતાને કરી. પિતાએ પુત્રને આ વાત ગિલ્ગામેશને કહેવા કહ્યું. ગિલ્ગામેશે એન્કુડુને પકડવાની સલાહ આપી. શિકારીએ ગિલ્ગામેશ તેમજ તેના પિતાની સલાહ મુજબ પોતાની સાથે એક રૂપજીવિનીને લીધી. રૂપજીવિનીએ પોતાના રૂપથી એન્કુડુને પોતાની તરફ આકર્ષ્યો. એન્કુડુ પોતાનાં પ્રાણીઓને છોડી તેણીની પાસે આવ્યો અને ૬ દિવસ અને ૭ રાત સાથે રહ્યો. જ્યારે તે તેનાં પ્રાણીઓ પાસે પાછો આવ્યો ત્યારે પ્રાણીઓ તેનાથી દૂર નાસી ગયાં. આથી તે વારાંગના પાસે પાછો ગયો. આ વખતે વારાંગનાએ ગિલ્ગામેશની ખૂબ પ્રશંસા કરી અને તેને પોતાની સાથે ઇરેક આવવા કહ્યું.

**બીજી તકતી** : એન્કુડુ રૂપજીવિની સાથે ઇરેક આવવા પ્રસ્થાન કરે છે.જ્યારે તેઓ ભરવાડોના ગામમાં આવ્યા ત્યારે રૂપજીવિનીએ એન્કુડુને માણસની રીતે ખાતાંપીતાં શીખવાડ્યું. અત્યાર સુધી તે પ્રાણીની માફક જ ખાતોપીતો હતો પછી તે ધીરે ધીરે શસ્ત્રોથી પ્રાણીઓનો શિકાર કરતા શીખ્યો. ઇરેક આવ્યા પછી પહેલાં તો ગિલ્ગામેશ અને એન્કુડુ વચ્ચે રૂપજીવિની માટે લડાઈ થઈ પણ લડાઈને અંતે બન્ને દિલોજાન મિત્ર બની રહ્યા.

**ત્રીજી તકતીનો** શરૂઆતનો ભાગ થોડો ભાંગી ગયેલો છે. પણ જ્યાંથી લખાણ શરૂ થાય છે તેનું અનુસંધાન આગલી કડીઓ જોડે મેળવી શકાય છે. લખાણની શરૂઆત એન્કુડુ વારાંગના સાથેના સહવાસના પ્રસંગો દુઃખપૂર્વક યાદ કરે છે ત્યાંથી થાય છે. આ ઉપરથી એમ અનુમાન તારવી શકાય કે, જે કડીઓ ખૂટે છે તેમાં વારાંગના એન્કુડુને છોડીને જતી રહી હશે એવી મતલબનું લખાણ હશે.

પછી ગિલ્ગામેશ એન્કુડુને સીડારના જંગલમાં ખુંબાબા (Khumbaba) સાથે લડવા મોકલે છે. ખુંબાબા દેવોએ નીમેલો જંગલનો રક્ષક હોય છે. તેથી એન્કુડુ ખુંબાબા સાથે લડાઈ ન કરવા માટે ગિલ્ગામેશને વીનવે છે. પણ ગિલ્ગામેશ તેને લડવા માટે ફરજ પાડે છે. આમ છતાં પણ એન્કુડુની વિનવણી ચાલુ રહે છે. છેવટે મૃત્યુ અનિવાર્ય છે એમ મનને મનાવી લડવા જવા તૈયાર થાય છે. ગિલ્ગામેશ પણ તેની સાથે જાય છે. ગામના લોકો પણ આ લડાઈ ન લડવાની સલાહ આપે છે. આ સલાહ અવગણીને તેઓ શસ્ત્રસજ્જ થઈ જંગલ તરફ જવા ઊપડે છે. તે પહેલાં તેઓ ગિલ્ગામેશની દેવી માતા નીનસુનના દેવળમા જાય છે.

માતા બંનેને સહીસલામત પાછા ફરે તેવા આશીર્વાદ આપે છે. આ તકતીનો અંત ભાગ પણ તૂટેલો છે.

**ચોથી તકતી**મા પણ ઘણી વિગતો ખૂટે છે. બંને વીરમિત્રો જંગલમાં જ્યા ખુંબાબા રહે છે ત્યા આવી પહોચે છે. ત્યાથી આ તકતીનું લખાણ શરૂ થાય છે. એન્કુડુ દરવાજો જોઈને આશ્ચર્યચકિત થાય છે, પછીનું લખાણ વાચી શકાય તેવુ નથી બંને વીરો એકબીજાને પ્રોત્સાહન આપે છે. ત્યાથી ફરી લખાણ શરૂ થાય છે. ગિલ્ગામેશ દરવાજો તોડીને જંગલમા પેસે છે, પણ એન્કુડુ માંદો પડી જાય છે ને ૧૧ દિવસ લગી સુનમૂન પડ્યો રહે છે માંદગી દરમિયાન અશક્તિને લીધે તે ગિલ્ગામેશને પાછા ફરવા સલાહ આપે છે પણ ગિલ્ગામેશ તેને હિંમત આપે છે

સ્વર્ગમાં પોતાના પિતા અનુ પાસે જઈ ગિલ્ગામેશને શિક્ષા કરવાનું કહે છે. પણ પિતા ઊલટો પુત્રીનો જ વાંક કાઢે છે. તોપણ પુત્રી ગિલ્ગામેશને શિક્ષા કરાવવાની હઠ લઈને બેસે છે, તેથી અનુ સ્વર્ગીય વૃષભ મોકલે છે. આ વૃષભ તેની સાથે જે કોઈ લડવા આવે છે તેનો નાશ કરે છે. છેવટે ગિલ્ગામેશ અને એન્કુડુ બંને સાથે વૃષભ ઉપર આક્રમણ કરે છે. આ લડાઈની વિગતો મળતી નથી. છેવટે વૃષભનો નાશ થાય છે. વૃષભના પરાજયની વાત સાંભળી ઇશ્ટાર ગિલ્ગામેશને શાપ આપે છે, ને પછી વૃષભના મૃત્યુ ઉપર વિલાપ કરે છે.

ગિલ્ગામેશ વૃષભનાં શિંગડાં દેવ લુગલબંડા ( Lugalbanda )ને અર્પણ કરે છે. આ વિજયની યાદમાં ગિલ્ગામેશ રાજમહેલમાં મોટી મિજબાની આપે છે. તે પછી તેઓ સૂઈ જાય છે. પછી ઊંઘમાં એન્કુડુને જે સ્વપ્નું આવે છે તેની વાત તે ગિલ્ગામેશને કરે છે.

**સાતમી તકતીનો** આગલો ભાગ તૂટેલો છે. તેથી તે માહિતી મળતી નથી. એન્કુડુ માંદો પડે છે ત્યારથી તકતીની શરૂઆત થાય છે. આ માંદગી માટે તે પેલી રૂપજીવિનીને જ જવાબદાર માને છે, અને તેને શાપ આપે છે. સૂર્યદેવ આ શાપ સાંભળી જાય છે, અને એન્કુડુને ઠપકો આપે છે કે જે સ્ત્રીએ તને ગિલ્ગામેશ સાથે મેળવી આપ્યો, જેણે તને માનવી બનાવ્યો અને આટલી ઊંચી પદવીએ ચઢાવ્યો તેને જ તું શાપ આપે છે. આ ઠપકો સાંભળી એન્કુડુને પોતાના કર્મનો પસ્તાવો થાય છે અને વારાંગના ઉપર અનેક આશીર્વાદો વરસાવે છે. આ પછી તે ઊંઘી જાય છે. ઊંઘમાં તેને જે સ્વપ્નું આવે છે તે ગિલ્ગામેશને કહે છે. ઊંઘમાં એન્કુડુ સિંહના નહોરવાળા રાક્ષસને જુએ છે, જે તેના ઉપર હુમલો કરે છે. આ રાક્ષસ એન્કુડુને હરાવીને પાતાળમાં લઈ જાય છે, જ્યાં તે જૂના રાજાઓને નોકર તરીકે કામ કરતા જુએ છે. આ સ્વપ્નાની વાત પૂરી થતાં જ એન્કુડુ મરી જાય છે. સ્વપ્નું ક્યારે પૂરું થાય છે અને એન્કુડુ કેવી રીતે મરે છે, તે વિગતો અધૂરી છે.

**આઠમી તકતીમાં** ગિલ્ગામેશ પોતાના મિત્રના મૃત્યુ ઉપર શોક કરે છે તેનું વર્ણન છે. આ વિલાપમાં તે બંનેએ સાથે કરેલાં પરાક્રમો–ખુમ્બાબાનો પરાજય, દૈવી વૃષભનો નાશ, વગેરે યાદ કરે છે. તે પછીનો તકતીનો ભાગ તૂટેલો છે એટલે માહિતી અપ્રાપ્ય છે.

**નવમી તકતીમાં** ગિલ્ગામેશ પોતાના ભાઈબંધના મૃત્યુ ઉપર શોક કરતો પોતાના પ્રદેશમા પાછો ફરે છે. ગિલ્ગામેશની અભિલાષા મૃત્યુને જીતવાની છે. એકાએક તેને પોતાના પૂર્વજ ઉટા–નેપિસ્ટિમ (Uta Nepistum) જે અમર છે તેની યાદ આવે છે. ગિલ્ગામેશ તેમની પાસેથી અમરત્વનું રહસ્ય જાણવા માટે તેમની પાસે જવાનો નિશ્ચય કરે છે. તે ક્યાં રહે છે તેની ગિલ્ગામેશને ખબર નથી. પણ ત્યા પહોચવા માટે કોઈ પણ સાહસનો સામનો કરવા તે તૈયાર થાય છે. તે પશ્ચિમ દિશા તરફ ઊપડે છે. રસ્તામા તેને માનવીઓ અને પ્રાણીઓનો સામનો કરવો પડે છે. તેમને હરાવીને તે માશુ (mashu) પર્વત આગળ આવી પહોંચે છે. આ પર્વત સર્પ–માનવોથી રક્ષાયેલો હોય છે. પહેલાં તો ગિલ્ગામેશ ગભરાય છે. સર્પ–માનવો પણ જાણે છે કે ગિલ્ગામેશમા દૈવી અંશ છે તેથી તે એને અંદર આવવા દે છે. ગિલ્ગામેશ સર્પ–માનવોને પોતાના આવવાનું કારણ જણાવે છે. સર્પ–માનવ ગિલ્ગામેશને એ જગ્યાએ ન જવાની સલાહ આપે છે. પણ ગિલ્ગામેશ પોતાના નિશ્ચયમા મક્કમ રહે છે અને ભયંકર માર્ગે પ્રયાણ કરે છે. બાર કલાક પછી તે એક સુંદર જગ્યાએ આવી પહોંચે છે. તેને સૂર્યદેવ કહે છે કે: "તારી મહેનત નિષ્ફળ જશે." તો પણ ગિલ્ગામેશનો નિર્ણય અફર રહે છે.

**દસમી તકતીમા** ગિલ્ગામેશ સીદુરી (Sidury) દેવીના રાજમહેલમાં તેની મદદ મેળવવા જાય છે. દેવી તેને મુસાફરીનાં ગંદાં કપડાંમાં આવેલો જોતા તેની જોડે વાતચીત કરવાનો પણ ઇનકાર કરે છે, અને મહેલના દરવાજા બંધ કરવાનો હુકમ આપે છે. પણ ગિલ્ગામેશ બારણા તોડી નાખવાની ધમકી આપે છે. આથી દેવી તેની જોડે વાત કરવા તૈયાર થાય છે. ગિલ્ગામેશ દેવીને ભયંકર યાતના વેઠીને અહીં સુધી આવવાનું કારણ જણાવે છે. દેવી પણ તેને સમજાવે છે કે, મૃત્યુને દૂર કરવાનો પ્રયાસ નિષ્ફળ જશે, કારણ પ્રાણીમાત્ર માટે તે નિર્માણ થયેલું છે. છતાં ગિલ્ગામેશ દેવીને પોતાના અમર પૂર્વજ પાસે કેવી રીતે પહોચાય તે પૂછે છે. દેવી તેને ઉર–શનાબી (Ur-shanabi) જે ઉટા–નેપિસ્ટિમનો ખલાસી છે તેની પાસે જવાનું સૂચન કરે છે. ગિલ્ગામેશ આ ખલાસીને શોધી કાઢે છે અને ઉટા–નેપિસ્ટિમ પાસે લઈ જવા કહે છે. ખલાસી હોડી બનાવવા માટે ગિલ્ગામેશને લાકડા કાપી લાવવાનું કહે છે, જે તે કરે છે. પછી તે બન્ને એક મહિનો અને પંદર દિવસની મુસાફરી બાદ પૂર્વજ પાસે

આની પહોચે છે હોડીને આવતી જોતા પૂર્વજ તેમને લેવા કિનારે સામો આવે છે ગિલ્ગામેશને આવેલો જોતા તેને આવવાનુ કારણ પૂછે છે ગિલ્ગામેશ પોતાની લાબી કહાણી વિસ્તારપૂર્વક કહે છે તે પછીની તખ્તી ભાગેલી હોવાથી પૂર્વજ શો જવાબ આપે છે તે જાણવા મળતુ નથી તકતીની છેલ્લી લીટીમા ઉટા–નેપિસ્ટિમ ગિલ્ગામેશને જણાવે છે કે, "દુનિયામા કશુ જ અમર નથી, પ્રાણીમાત્ર માટે મોત નિશ્ચિત થયેલુ જ છે તેમાથી કોઈ પણ છટકી શકતુ નથી"

**અગિયારમી તકતી**મા જળપ્રલયની વાત આવે છે ઉટા–નેપિસ્ટિમ આ વાત ગિલ્ગામેશને કહે છે આ વાત પૂરી થતા ઉટા–નેપિસ્ટિમની ના છતા ગિલ્ગામેશ ઊંઘમા પડે છે તેથી ઉટા–નેપિસ્ટિમ પોતાની પત્નીને બોલાવે છે અને ગિલ્ગામેશને તેને ઘેર પહોચાડવા માટે મદદ કરવા કહે છે અને તેને માટે ખાવાનુ બનાવવાની પણ આજ્ઞા આપે છે ઉટા–નેપિસ્ટિમની પત્ની ગિલ્ગામેશ માટે ખાવાનુ બનાવે છે અને સાથે સાથે તે કેટલા દિવસ ઊંઘે છે તેની નોધ રાખે છે સાતમે દિવસે ઉટા–નેપિસ્ટિમ ગિલ્ગામેશને જગાડે છે ઊંઘમાથી ઊઠીને પણ ગિલ્ગામેશ તેના પૂર્વજને મૃત્યુને જીતવાની રીત પૂછે છે પછી ઉટા–નેપિસ્ટિમની સલાહથી તે ઉર–શનાબી સાથે ફરીથી દરિયો પાર કરવાનુ નક્કી કરે છે નીકળતા પહેલા ઉટા–નેપિસ્ટિમ ગિલ્ગામેશને દરિયાના તળિયે આવેલા એક છોડ વિષે વાત કરે છે ગિલ્ગામેશ એમ માને છે કે, આ છોડ મેળવવાથી મૃત્યુને જીતી શકાશે આથી તે પોતાને પગે પથરો બાધીને હોડીની નીચેના કાણામાથી દરિયામા ઊતરે છે દરિયામા તે પોતાના પૂર્વજે કહેલા છોડને જુએ છે અને તે છોડ લઈને પાછો ઉપર આવે છે આ છોડ ગિલ્ગામેશ ઉર–શનાબીને બતાવે છે, અને કહે છે કે આ છોડની મદદથી ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરી શકાશે આ છોડનુ નામ "શીબુ ઇસાહીર અમેલુ" એટલે કે "ઘરડાને યુવાની પ્રાપ્ત કરવાની જડીબુટ્ટી" છે ગિલ્ગામેશ કહે છે કે, પોતાની યુવાની પાછી મેળવવા તે આ જડીબુટ્ટી ખાશે અને બાકીનો છોડ પોતાના શહેરમા લઈ જશે પણ છોડ ઠરેક પહોચવાનો જ નથી રસ્તામા ઠડા પાણીનો ઝરો આવતા ગિલ્ગામેશ તેમા નહાવા પડે છે તે વખતે એક સાપ આ છોડ ગળી જાય છે ગિલ્ગામેશને આની જાણ થતા પોતાની આટઆટલી મહેનત ઉપર પાણી ફરી ગયેલુ જોતા હતાશ થઈ જાય છે અને ખાલી હાથે ઉરુક પાછો ફરે છે

બારમી તકતીમાં ગિલ્ગામેશ અમરત્વ પ્રાપ્ત કરવામાં નિષ્ફળ જતાં પોતાના ભાઈબંધ એન્કુકુના પ્રેતને બોલાવીને પાતાળમાં શું કરે છે તે જાણવા પ્રયત્ન કરે છે. પ્રેત હેરાન ન કરે તે માટે શું પગલાં લેવાં તે અંગે ગિલ્ગામેશ ધર્મગુરુની સલાહ લે છે. ધર્મગુરુ જે ન કરવાનું કહે છે તે જ ગિલ્ગામેશ કરે છે તોપણ તે એન્કુકુને પોતાની પાસે લાવી શકતો નથી. પછી તે વારાફરતી એનલીલ તેમજ ઈઆની પ્રાર્થના કરે છે. ઈઆને ગિલ્ગામેશની દયા આવતાં બંને ભાઈબંધોને ભેગા કરે છે. બંને મિત્રો ભેટે છે. ગિલ્ગામેશ મૃત્યુ બાદ શું થાય છે તે એન્કુકુ પાસે જાણવા મથે છે પણ મિત્રને દુઃખ થાય માટે તે કહેતો નથી. તકતીના અંત ભાગમા મર્યા પછી મૃતાત્માનું શું થાય છે તેનું વર્ણન છે. જેમની ઉત્તરક્રિયા બરાબર થઈ હોય છે તેઓ સુખી હોય છે. પણ જેમની ઉત્તરક્રિયા બરાબર થઈ નથી હોતી તેઓ બધા ખૂબ દુઃખી હોય છે. આવા લોકોને શેરીમાં ફેંકાયેલા ટુકડાઓ ઉપર જીવવું પડે છે. આ પછી તકતી ઉપરનું લખાણ પૂરું થાય છે.[1]

## ઉત્પત્તિ અથવા તો સર્જનની પુરાણકથા :

આ કથામાં મર્દુક ઈઆનો પુત્ર હોય છે. તેણે "ડ્રેગોન ટીઆમટ"નો પરાજય કર્યો હતો. સર્જનની કથા તો મર્દુકના પરાક્રમ રૂપે છઠ્ઠી તકતીમાં જ આવે છે. આ વાર્તામાં મર્દુકનું વર્ચસ્વ બેબિલોનમાંના તેના રાજકીય મહત્ત્વને લીધે પણ હોઈ શકે.

એસિરિયાની દંતકથાઓમાં આવી જ રીતે દેવ અશુરની કીર્તિગાથાઓ વણાયેલી છે.

પુરાણકથાની શરૂઆત નીચે પ્રમાણે થાય છે. શરૂઆતમાં મુખ્ય ત્રણ તત્ત્વો હોય છે : (૧) અપ્સુ અમૃત તત્ત્વ (૨) મુમ્મુ–પુરુષ તત્ત્વ (૩) ટીઆમટ–સ્ત્રી તત્ત્વ. આ ત્રણ તત્ત્વોનું અસ્તિત્વ શેને લીધે હતું તેની ખબર નથી. આમાથી દેવો અને દાનવો ઉત્પન્ન થયા દાનવોનાં રૂપ ભયાનક હતા દેવોના રૂપો મનુષ્યો જેવાં જ હતા. દેવો સ્વર્ગ, અંતરિક્ષ અને પાતાળનું પ્રતિનિધિત્વ ધરાવતા હતા આ બધા દેવોમાં સૌપ્રથમ બે દેવો લખ્મુ (Lakhmu) અને

૧. આ કથા ગુજરાતના વાકસાહિત્યમા આવતી સધરા-જેસંગ અને બાબરા ભૂતના વાર્તાનું સ્મરણ કરાવે છે.

લખામુ (Lakhamu) ઉત્પન્ન થયા. જો કે આ દેવોને બેબિલોનના લોકપ્રિય ધર્મમાં સ્થાન નથી. આ બે દેવો ઉત્પન્ન થયા પછી અનંત યુગો પછી દેવ અંશર (Anshar ) અને કીશર (Kishar) ઉત્પન્ન થયા. આમાંનો અંશર તે સ્વર્ગનો યજમાન.

કીશર તે પૃથ્વી પરનો યજમાન હતો. આ પછી ઘણા સમય પછી અનુ અને ઈઆ નામના દેવો થયા. આ દેવો ઉત્પન્ન થતાંની સાથે તેમણે શોરબકોર કરવા માંડ્યો. તેમના હલનચલનથી ટીઆમટ–સ્રીતત્ત્વને હેરાનગતિ થવા માંડી. આથી અપ્સુ અને મુમ્મુએ દેવોનો નાશ કરવાની યુક્તિ શોધવા માંડી. પરિણામે દેવો અને દાનવો વચ્ચે યુદ્ધ થયું. દાનવોનો ઉદ્દેશ, દેવો કે જે પ્રકાશના પ્રતિનિધિ હતા તેમનો નાશ કરવાનો હતો. ઉત્પત્તિ વિષેની જે ૭ તકતીઓ મળી છે તેમાં આ યુદ્ધનું જ વર્ણન છે. આ વાર્તામાં કુદરતી તત્ત્વોનું આકર્ષક અને સાંકેતિક વર્ણન છે.

આમાંની પહેલી ચાર તકતી ઉપર ઈઆ અને અપ્સુ–મમ્મુ વચ્ચેના યુદ્ધનું વર્ણન છે. આમાં ઈઆ અપ્સુ–મમ્મુ ઉપર જીત મેળવે છે. ઈઆ મંત્રસિદ્ધિ વાટે તેના દુશ્મનો ઉપર જીત મેળવે છે. જ્યારે ટીઆમટને ઈઆના વિજયની અને પોતાના પતિના મૃત્યુની ખબર પડે છે ત્યારે તે ગુસ્સે થઈને બદલો લેવા તૈયાર થઈ જાય છે. ટીઆમટ ઉમ્મુ–ખુબુર અને બીજા અનેક રાક્ષસો ભેગા કરીને પોતાની સેના તૈયાર કરે છે. આ રાક્ષસો તે કુદરતના ભીષણ તત્ત્વો છે–ધુમ્મસ, વાદળાં, તોફાનો, વંટોળિયા. આ ઉપરાંત ટીઆમટ બીજા ઝેરી સર્પો, સિંહ, જંગલી કૂતરા, સર્પ–માનવ વગેરેની પણ મદદ મેળવે છે. આમનો ઉપરી કીંગુદેવ છે. ટીઆમટ કીંગુની છાતી ઉપર મંત્રસિદ્ધ કરેલી તકતી લગાવે છે અને એ રીતે ગુપ્ત શક્તિઓનું તેનામાં આરોપણ કરે છે.

જ્યારે ઈઆ ટીઆમટની આવી તૈયારી વિષે સાંભળે છે ત્યારે ફરીથી જાતે લડવાને અશક્ત હોઈ અંશરની સલાહ લેવા જાય છે. અંશર ઈઆની વાત સાંભળી અનુની મદદ માગે છે અને તેને ટીઆમટ સાથે સંધિ કરવા મોકલે છે. અનુ જ્યારે ટીઆમટ પાસે પહોંચે છે ત્યારે તે ખૂબ ગુસ્સે હોય છે. તેનો ગુસ્સો જોઈને જ અનુ ભાગી આવે છે. અનુ ટીઆમટ સાથે વાત કરવાની પણ અશક્તિ દર્શાવે છે ત્યારે દેવોની પરિષદ બોલાવવામાં આવે છે. આ પરિષદમાં ઈઆ પોતાના પુત્ર મર્દુક

જોડે મત્રણા કરે છે મર્દુક ટીઆમટ અને તેના મિત્રો સાથે લડવાની હિમત બતાવે છે આ પછી અશર દેવોની મોટી સભા બોલાવે છે જેમા દેવોને મર્દુકના સાહસની જાણ કરવામા આવે છે દેવો મર્દુકને તેમનો મિત્ર બનાવે છે અને પોતપોતાની શક્તિ તેને આપે છે તેઓ મર્દુકમા એવી શક્તિ મૂકે છે કે તે જે વખતે જે બોલે તે પ્રમાણે થાય આની ખાતરી કરવા મર્દુક પોતાનુ વસ્ત્ર અદશ્ય થવાનુ કહેતા તરત જ અદશ્ય થાય છે અને તેના કહેવાથી ફરી પાછુ દેખાય છે

દેવો મર્દુકને રાજા જેવુ માન આપે છે અને તેને રાજદડ, સિહાસન, વગેરે રાજચિહ્નોની નવાજેશ કરે છે મર્દુક શસ્ત્રો સજી ટીઆમટ ઉપર વિજય મેળવવા ચાલી નીકળે છે,

મર્દુકને જોઈને જ કીગુ અને તેના સાથીદારો ગભરાઈ જાય છે ટીઆમટ મર્દુકને જોતા જ ગુસ્સે થઈ જાય છે અને મત્રો વડે તેનો નાશ કરવા પ્રેરાય છે પણ તેના મત્રોની મર્દુક ઉપર કશી જ અસર થતી નથી હવે મર્દુક હાથમા રાખેલી જાળ ટીઆમટ પર નાખે છે અને પછી ભાલો મારી તેને ચીરી નાખે છે ટીઆમટના સાથીદારો આ જોઈને ભાગવા માડે છે પણ મર્દુકે ઉત્પન્ન કરેલા પવનના તોફાનને લીધે તેઓ નાસી શકતા નથી મર્દુક આ બધાને પણ જાળમા પકડી લે છે કીગુની છાતી ઉપર ટીઆમટે જે મત્રસિદ્ધ કરેલી તકતી બાધેલી તે છોડીને મર્દુક પોતાની છાતી ઉપર બાધી દે છે

આ પછી દેવોની આજ્ઞા પ્રમાણે મર્દુક ટીઆમટના શબનો નિકાલ કરે છે આના બદલામા તેને ખૂબ ઇનામો મળે છે

હવે મર્દુક સર્જન (creation) નુ કામ શરૂ કરે છે

તેણે ટીઆમટના શરીરના બે કકડા કર્યા એકમાથી તેણે સ્વર્ગનો ઘુમટ બનાવ્યો અને બીજા ભાગમાથી ઈઆનુ રહેઠાણ બનાવ્યુ આ કરવાનો હેતુ અધમ ની શક્તિ ફરી સામનો ન કરે તે હતો આટલુ કર્યા પછી મર્દુકે સ્વર્ગીય સ્થપતિનુ કામ કર્યુ તેણે સ્વર્ગનુ મકાન ઊભુ કર્યુ જૂના દેવો માટે પણ જુદી જુદી વ્યવસ્થા કરી

પાચમી તકતી કે જેમા મર્દુકે સૂર્ય, ચદ્ર, તારા, અને રાશિમડળો (Zodiac) ના નિયમો નક્કી કર્યા હશે તે મળતી નથી બેબિલોનના લોકોને ખગોળશાસ્ત્રનુ જ્ઞાન સારૂ હતુ

મર્દુકે સ્વર્ગ અને પૃથ્વીની રચના કરી અને દરેક દેવની જગ્યા નક્કી કરી આપી. પણ દેવો ફરિયાદ કરવા લાગ્યા કે, "ભક્તો વગર અમારા અસ્તિત્વનો કશો અર્થ નથી." આથી મર્દુકે લોહી અને હાડકાંમાંથી મનુષ્યને ઉત્પન્ન કરવાનો પોતાનો વિચાર ઈઆને જણાવ્યો. ઈઆએ જણાવ્યું કે, "તે માટે એક દેવનો ભોગ જોઈએ." દેવો કીંગુને પકડીને ઈઆ પાસે લઈ આવે છે. કીંગુના લોહીમાંથી ઈઆ દેવોની ચાકરી માટે મનુષ્યોને ઉત્પન્ન કરે છે.

અનુનાકી મર્દુકના આ વીરત્વભર્યા કાર્યને બિરદાવવા માટે તેને માટે એક દેવળ બાંધવાનું વિચારે છે. દેવળ બાંધવા માટે બેબિલોનને પસંદ કરવામાં આવે છે. દેવળ પૂરું થયા પછી મર્દુક પોતાના દેવળમાં દરેક દેવ માટે જગ્યા નક્કી કરે છે. છેલ્લી તકતીમાં અનુનાકી મર્દુકની પ્રશસ્તિ ગાય છે. ત્યાર પછી તે મર્દુકને બીજાં પચાસ નામો અર્પણ કરવા માટે દેવોની સભા બોલાવે છે. આવી રીતે દેવો મર્દુકની સરદારી સ્વીકારે છે.

મર્દુકને આ પચાસ નામો અર્પણ કરવાનું કારણ તેને મહાન અને શક્તિશાળી દેવ તરીકે સ્થાપિત કરવાનું જ છે. બીજા બધા દેવો મર્દુકનાં જ જુદાં જુદાં સ્વરૂપોના આવિર્ભાવો છે. બેબિલોનના ધર્મમાં મર્દુકને "દેવોનો દેવ" બનાવવા પાછળનો હેતુ એકદેવત્વનો સ્વીકાર કરવાનો પણ હોઈ શકે.

આ પછી હવે **વનસ્પતિની દંતકથા (Vegetation Myth)** જોઈએ :

આ દંતકથામાં દેવી ઇષ્ટાર અને ટામુઝની વાર્તા છે. સુમેરની આવી જ દંતકથામાં ટામુઝનો ઇષ્ટારના ભાઈ તરીકે ઉલ્લેખ આવે છે. જ્યારે બેબિલોનની આ કથામાં તેને કોઈ વાર ઇષ્ટારના પ્રેમી તો કોઈ વાર ઇષ્ટારના પુત્ર તરીકે ઉલ્લેખેલો છે.

આ કથા કંઈક આ પ્રમાણે છે :

ટામુઝ ઈઆનો પુત્ર છે. તે ઈરીદ્ર (જે ઝાડ આખી પૃથ્વીને છાંયો આપે છે) નામના ઝાડ નીચે ઘેટાં ચરાવતો હોય છે. તે વખતે ઇષ્ટાર તેના પ્રેમમાં પડે છે અને તેનો પોતાના પતિ તરીકે સ્વીકાર કરે છે. ટામુઝને જંગલી સૂવર મારી નાખે છે. ત્યાર પછી તે અર્લુમાં જાય છે,

જ્યાં મૃત્યુ બાદ દરેક માનવીને જવાનું હોય છે. અર્લુમાં ઇશ્તારની ઈર્ષાળુ બેન એરીશકીગલનું રાજ્ય ચાલે છે. ઇશ્તાર ટામુઝના મૃત્યુ ઉપર આક્રંદ કરે છે અને જાતે અર્લુમાં જઈ ટામુઝના ઘા એક પવિત્ર ઝરાના પાણીમાં ધોઈને તેને સજીવન કરવાનો નિશ્ચય કરે છે. આ નિશ્ચય કર્યા બાદ તરત જ ઇશ્તાર તેનો અમલ કરે છે અને તુરતમા જ અર્લુને દરવાજે આવીને અંદર જવા દેવાની રજા માગે છે. અર્લુની પ્રાચીન પ્રણાલિકા પ્રમાણે ફક્ત નવસ્ત્રા થઈને જ તેમાં પ્રવેશ મેળવી શકાય તેમ હતું. આથી જે જે દરવાજામા થઈને ઇશ્તારને પસાર થવાનુ છે તે તે દરેક દરવાજા આગળ તેનો રક્ષક ઇશ્તાર પાસેથી એક એક વસ્ત્ર અથવા ઘરેણું માગે છે. પહેલે દરવાજે તેનો મુગટ માગવામાં આવે છે, બીજે દરવાજે કુંડલ, ત્રીજે દરવાજે હાર, ચોથે દરવાજે રત્ન–જડિત કમરપટ્ટો, એ રીતે પહેરેલાં ઇશ્તારનાં ઘરેણાં ને મુગટ ઉતારી લેવામાં આવે છે. છેલ્લે દરવાજે તેનું વસ્ત્ર પણ ઉતારી લેવામાં આવે છે. ઇશ્તાર બબડતી–ફફડતી તે પણ ઉતારી આપે છે.

આ તરફ પૃથ્વી ઉપર ઇશ્તારની ગેરહાજરીને લીધે ઝાડપાન સુકાઈ જાય છે. તેની પ્રેરણા વગર કલાનો વિકાસ પણ અટકી જાય છે. સ્ત્રી-પુરુષો પ્રેમ કરતાં બંધ થાય છે; તેથી વસ્તીમાંએકદમ ઘટાડો થવા માંડે છે. આને પરિણામે દેવોને માનવો તરફથી અર્પણ થતા ભોગોની સંખ્યામાં પુષ્કળ ઘટાડો થાય છે ને દેવો એવા તો ગભરાઈ જાય છે કે તેઓ એરીશકીગલને ઇશ્તારને છોડી દેવા હુકમ કરે છે. એરીશકીગલ ઇશ્તારને તો છૂટી કરે છે પણ તે ટામુઝ વગર પાછી ફરવા ના પાડે છે. છેવટે ઇશ્તારનો વિજય થાય છે ને તેની જોડે ટામુઝને પણ પાછા ફરવાની રજા આપવામાં આવે છે. ઇશ્તાર ટામુઝની સાથે ગર્વભેર પાછી ફરે છે. પાછા ફરતાં અર્લુના સાતે દરવાજા ઉપર ઉતારી લેવામાં આવેલા તેનાં વસ્ત્ર અને ઘરેણાં તેને પાછાં મળે છે જેવી તે પૃથ્વી ઉપર પાછી આવે છે કે ફરીથી ઝાડપાનને લીલી કૂંપળો ફૂટે છે, ધરતી ઉપર અનાજ પાકે છે અને પ્રાણીમાત્ર પ્રજનન પ્રવૃત્તિ શરૂ કરે છે.×

આ કથાનો હેતુ પ્રેમ મૃત્યુ કરતાં મહાન છે એ બતાવવાનો છે. બેબિલોનના લોકો આ કથામાં શ્રદ્ધા ધરાવતા અને દર વર્ષે ટામુઝના મૃત્યુ ઉપર શોક કરતા અને તે ફરી સજીવન થતા ઉત્સવ ઊજવતા.

× આ કથા કેટલેક અંશે આપણી 'સત્યવાન-સાવિત્રી'ની કથાને મળતી આવે છે.

જળપ્રલયની કથા ( Legend of Deluge ) :

મૂળ તો આ કથા ગિલ્ગામેશની વાર્તાનો જ એક ભાગ છે. તેમાં નીચલા બેબિલોનિયામાં આવેલા ભયંકર પૂરની વાત છે. આ પૂરને લીધે અતિશય જાનહાનિ અને મિલકતની પાયમાલી થઈ હતી. આ પૂરને માટે સતત વરસાદ ઉપરાંત પૃથ્વીના પેટાળમાં થયેલો અસાધારણ ફેરફાર પણ મદદરૂપ હતો. યહૂદીઓના બાઈબલમાં પણ આવા પૂરની વાત આવે છે. એક કથન મુજબ એમ માનવામાં આવે છે કે, ચાલીસ દિવસ અને રાત સુધી સતત વરસાદ વરસ્યા કર્યો હતો તેને લીધે પૂર આવ્યું હતું. નીચલા બેબિલોનિયાનાં શહેરો દરિયાની પાસે આવેલાં હતાં. એટલે દરિયાનાં પ્રચંડ મોજાંઓએ પણ તેમાં સાથ આપ્યો હતો. બેબિલોનના પ્રખ્યાત ઇતિહાસકાર બેરોસસે લખેલી જળપ્રલયની કથા નીચે મુજબ છે :

રાજા એડેંટસના મૃત્યુ બાદ તેના પુત્ર ક્ષિસુથ્રસ (Xisuthrus) ના વખતમાં વિનાશકારી જળપ્રલય થયો હતો. રાજાને સ્વપ્નામાં દેવ ક્રોનસે દર્શન દીધાં અને કહ્યું કે, "ડૈસીઅસ મહિનાના પંદરમા દિવસે જળપ્રલય થશે જેનાથી સારીયે માનવજાતનો વિનાશ થશે." આથી રાજાએ એક મોટું વહાણ તૈયાર કરાવ્યું. તેમાં ભાઈબંધો, સગાવહાલાંને લીધાં. તે ઉપરાંત, જીવનજરૂરિયાતની ચીજો અને અનેક જાતના પ્રાણીઓ, પશુઓ અને પક્ષીઓ પણ લીધાં. ત્યાર બાદ ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખીને ઊંડા પાણીમાં વહાણ હંકાર્યું.

જ્યારે પૂર શમ્યું ત્યારે રાજાએ પહેલાં પક્ષીઓને છોડી મૂક્યાં. આ પક્ષીઓને ક્યાંયે ખોરાક કે બેસવા માટે જમીન મળી નહીં તેથી રાજા પાસે પાછાં આવ્યાં. આ ઉપરથી રાજાએ જાણ્યું કે હજી પૂર શમ્યું નથી. થોડા દિવસ પછી ફરીથી રાજાએ પક્ષીઓને છોડી મૂક્યાં. આ વખતે જ્યારે તેઓ પાછાં ફર્યાં ત્યારે તેમના પગ માટીવાળા હતા. થોડા દિવસ પછી ફરી જ્યારે તેણે પક્ષીઓને છોડ્યાં ત્યારે તેઓ પાછાં આવ્યાં નહિ. આ ઉપરથી રાજાએ નક્કી કર્યું કે હવે જમીન કોરી થઈ હશે. આથી તે વહાણ પરથી તેની પત્ની, પુત્રી અને સુકાની સાથે નીચે ઊતર્યો. તેણે પૃથ્વીની પૂજા કરી અને ત્યાં એક વેદી ઊભી કરી અને તે દ્વારા દેવોને ભોગ ધરાવ્યો.

આ પછી તે પોતાના નીચે ઉતરેલા માણસો સાથે અદૃશ્ય થઈ ગયો.

હવે જેઓ વહાણુની અંદર જ રહ્યા હતા તેમણે ઘણોવખત થયોછતા રાજાને કે કોઈને પાછાં ફરતા જોયાં નહિ એટલે તેઓ પણ વહાણુમાંથી ઊતરી પડયા અને રાજાના નામનો પોકાર પાડવા લાગ્યા. તેઓ રાજાને જોઈ શકયા નહિ પણ હવામાથી તેના શબ્દો સાંભળ્યા કે, "દેવોના કહેવાથી હું દેવળમાં જઈને વસ્યો છું. મારી પત્ની, પુત્રી અને ખલાસી પણ મારી સાથે જ છે. હવે બેબિલોન પાછા ફરો અને માનવજાતને આ કથાની જાણુ કરો."[1]

આ બધી દંતકથાઓનો સમય નક્કી થઈ શકયો નથી. આ દંતકથાઓ ઉપરાત બેબિલોનના ધાર્મિક સાહિત્યમા અનેક સ્તોત્રો તેમજ મંત્રો મળે છે. બેબિલોનની પ્રજા ધર્મમા અખૂટ શ્રદ્ધા ધરાવતી હતી, તેથી ધર્મ-ગુરુઓની સલાહ અક્ષરશઃ પાળતી. ધર્મગુરુઓ શયતાનોથી રક્ષણુ કરવા તેમની સલાહ લેવા આવનાર દરેક વ્યક્તિને માદળિમાં, મંત્રેલાં તાવીજો, દેવની આકૃતિવાળી નાની મૂર્તિઓ શરીર ઉપર ધારણુ કરવાની સલાહ આપતા.

અશુરબાનીપાલના ગ્રંથાલયમાંથી ખરાબ તત્ત્વોને દૂર કરવા માટેનાં અને ભવિષ્યમાં તેનાથી રક્ષણુ મેળવવા માટેનાં અનેક જાદૂઈ સ્તોત્રો મળી આવ્યાં છે. કેટલીક તકતીઓ ઉપર સ્વર્ગનાં તેમજ ભૂલોકના ભવિષ્ય-લક્ષણોની યાદી લખેલી છે. આ ભવિષ્યલક્ષણો ઉપરથી અર્થ કેવી રીતે તારવવો તેનાં સૂચનો પણ કરેલાં છે. કેટલીક તકતીઓ ઉપર કેવા સ્વપ્નનો કેવો અર્થ ઘટાવવો તે પણ લખેલું છે. આ ઉપરાંત, પશુઓનાં કલેજાનું અવલોકન કરીને માણસનું ભાવિ કેવી રીતે નક્કી કરવું તે પણ કેટલીક તકતીઓ ઉપર લખેલું છે. બેબિલોનના ધર્મગુરુઓમાં પશુઓનાં કલેજાનું અવલોકન કરીને ભવિષ્યકથન કરવાની રીત ઘણી પ્રચલિત હતી. તેઓ એમ માનતા કે, પશુમાં તેમજ માનવીમાં જીવનું સ્થાન કલેજામાં રહેલું છે. દરેક રાજા વિજયયાત્રા શરૂ કરતા પહેલાં, અને લડાઈમાં જતાં પહેલાં ધર્મગુરુઓ પાસે ભાવિનાં એંધાણુ જાણુવા અવશ્ય જતો. દરેક બેબિલોન-વાસી પણ મહત્ત્વનો નિર્ણય લેતાં પહેલાં અગર તો કોઈ પણ સાહસમાં પડતાં પહેલાં ધર્મગુરુઓની સલાહ લેતો.

---

૧. આ કથા આપણી 'મત્સ્ય અને મત્સ્ય'ની કથા સાથે સરખાવી શકાય

આવું સાહિત્ય પ્રચુરપ્રમાણમાં મળવાનું કારણ એ હતું કે, જન્મથી તે મૃત્યુ સુધીના એકેએક અણધારેલા બનાવનો ધર્મગુરુઓ જાદુઈ કે અલૌકિક અર્થ ઘટાવતા. આમાં કશું નવું નથી, કારણ આજે બૅબિલોનની પ્રજાને ભૂતલ ઉપરથી નામશેષ થયાને આટલાં બધાં વર્ષો, સૈકાઓ વીતી ગયા હોવા છતાં, અને આપણી જાતને શિક્ષિત અને સંસ્કારી પ્રજા કહેવડાવવા છતાં એક નહીં તો બીજી જાતના વહેમોમાં હજુ પણ આપણે શ્રદ્ધા નાખી રહ્યા છીએ. આવા વહેમો દુનિયાની કઈ પ્રજામાં નથી? આપણી સંસ્કારિતાના પેટાળમાં હજુ પણ વહેમ અને અંધશ્રદ્ધાનો સાગર ઘૂઘવ્યા જ કરે છે.

**મૂલ્યાંકન :**

બૅબિલોનની સંસ્કૃતિ માનવજાતને મિસરની સંસ્કૃતિ જેટલી ફળદાયી નથી કે નથી તે ભારતની સંસ્કૃતિ જેવી વૈવિધ્યસભર; ચીનની સંસ્કૃતિ જેવી ગૂઢ અને પક્વ પણ નથી. આમ છતાં યુરોપના ધાર્મિક સાહિત્યમાં યહૂદીઓ દ્વારા અગ્રિમ સ્થાન બૅબિલોનની પુરાણકથાઓને જ મળ્યું છે. ગ્રીક લોકોએ પોતાનાં નગર-રાજ્યોમાં ગણિતશાસ્ત્ર, ખગોળશાસ્ત્ર, તબીબી-શાસ્ત્ર, વ્યાકરણ, શબ્દકોશરચનાશાસ્ત્ર, પુરાતત્ત્વવિદ્યા, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, વગેરેના જે પાયા નાખ્યા તેના મૂળભૂત સિદ્ધાંતો તેઓ બૅબિલોન પાસેથી જ શીખ્યા હતા. આ જ્ઞાન તેમણે રોમને આપ્યું અને રોમની મારફતે યુરોપમાં ફેલાયું. ભારતના જ્યોતિષશાસ્ત્રમાં રાશિઓ વગેરે તત્ત્વો ઉમેરાયાં તેનું મૂળ પણ બૅબિલોનમાં હોવાનું જણાય છે.

ધાતુઓ, નક્ષત્રો, વજન, માપ, સંગીતનાં વાદ્યો, કેટલીક દવાઓનાં જે ગ્રીક નામો છે તે મૂળ તો બૅબિલોનની ભાષાના જ અનુવાદો છે. કેટલાંક નામોનો તો અનુવાદ પણ નહીં, માત્ર લિપ્યંતર જ થયેલું છે.

ગ્રીક સ્થાપત્યે આકાર અને પ્રેરણા ભલે મિસર અને ક્રીટ પાસેથી લીધાં હશે પણ મુસ્લિમોને મસ્જિદની કલ્પના તો કદાચ બૅબિલોનના ઝિગુરતે જ આપી હશે. આ ઉપરાંત, દેવળના મિનારા અને ઘંટાઘરની કલ્પના તેમજ અમેરિકાના સમકાલીન સ્થાપત્યની સેટબેક (set back) શૈલીની પ્રેરણા બૅબિલોનના ઝિગુરતમાંથી જ મળેલી છે.

દરેક પ્રાચીન સમાજને હેમુરાબીની ધારાસંહિતાનો વારસો મળેલો

હતો, જેને રોમની આધુનિક જગતને સરકાર અને સુવ્યવસ્થાની ભેટ સાથે સરખાવી શકાય.

એસિરિયાએ બેબિલોન જીત્યું પણ તેણે સંસ્કૃતિ તો બેબિલોનની જ અપનાવી. એટલું જ નહીં પણ આ સંસ્કૃતિનો તેણે પોતાના વિશા સામ્રાજ્યમાં ફેલાવો કર્યો. બેબિલોનના લોકોએ ઘણા કાળ સુધી યહૂદીઓને કેદીતરીકે રાખ્યા હતા અને તે દરમિયાન યહૂદીઓનાં જીવન અને વિચારો ઉપર બેબિલોનની સસ્કૃતિની ઊડી છાપ પડી હતી. આથી જ્યારે તેઓ પોતાને વતન પાછા ફર્યા ત્યારે તેમણે બેબિલોનની સંસ્કૃતિમાથી ઘણુ અપનાવેલું હતુ. ઈરાન અને ગ્રીસ ઉપર વિજય મેળવીને બેબિલોને આયોનીયા, એશિયા માઈનોર અને ગ્રીસ સાથે વેપાર દ્વારા પણ બેબિલોનની સસ્કૃતિનો સારો ફેલાવો કર્યો હતો. આ અને બીજી અનેક રીતે "બે નદી વચ્ચેના પ્રદેશની સસ્કૃતિ"ની સારી તેમજ માઠી અસરો માનવસસ્કૃતિ ઉપર પડેલી છે.



# એસિરિયાની સંસ્કૃતિ

**પ્રદેશ :**

એસિરિયાનો પ્રદેશ બેબિલોનની ઉત્તરે ત્રણસો માઈલ દૂર આવેલો હતો. એસિરિયાની ઉત્તરદક્ષિણે આરમેનિયાના ઉચ્ચ પ્રદેશો અને બેબિલોનના મેદાનો આવેલાં હતા. તેની પૂર્વ તરફ ઝેગ્રોસ પર્વતની હારમાળાઓ આવેલી હતી. આ રીતે એસિરિયા ચારે તરફ પહાડોમા વસતી પહાડી જાતિઓથી ઘેરાયેલુ હતું. તેથી તેને ફરજિયાત લડાયક જીવન જીવવું પડયું.

સમય જતાં એસિરિયાના શૂરવીર રાજાઓએ એલામ, સુમેર, અક્કડ, બેબિલોનિયા, ફીનિશિયા, મિસર, વગેરે જીતી લીધાં હતાં.

સુમેરમાં સંસ્કૃતિનો ઉદ્‌ભવ થયો, બેબિલોને તેનો સર્વાંગી વિકાસ કર્યો અને એસિરિયાએ તેને વારસામાં મેળવી ભવિષ્યની પ્રજા માટે સાચવ્યો.

આ સંસ્કૃતિની શરૂઆત ટીગ્રીસ નદીને મળતી નાની નાની શાખાઓને કિનારે વસેલા ચાર શહેરોમા થઈ હતી. આ ચાર શહેરો અસુર, અરબેલા, કાલાખ અને નીનાવેહ જે આજે અનુક્રમે કાલાત-શેરઘાટ, ઈરબીલ, નીમરુદ અને કયુયુન્જિક તરીકે ઓળખાય છે.

**પ્રાગૈતિહાસિક અવશેષોનું પ્રાપ્તિસ્થાન :**

અશુરમાં પ્રાગ્-ઐતિહાસિક કાલનાં ચપ્પુઓ તેમજ ભૌમિતિક ચિત્રણોવાળાં કાળી માટીનાં વાસણો મળી આવ્યા છે. આ ઉપરાંત નીનાવેહ પાસે ટેપેગાવરા (Tepegawara) પાસે પુરાતત્ત્વવિદોને એક નાનું શહેર મળી આવ્યું છે. આ શહેરનો સમય લગભગ ઈ. પૂ. ૩૭૦૦ વર્ષનો આંકી શકાયો છે આ શહેરમાંથી દેવળો, કબરો, નળાકાર મુદ્રાઓ, કાંસકા, ઝવેરાત, વગેરે ઘણું મળી આવ્યું છે. એક નોંધવા જેવી બાબત એ છે કે આ શહેરમાં થયેલા ઉત્ખનન દરમિયાન શેતરંજની રમતમા ઉપયોગમાં આવતા પાસાનો પ્રાચીનતમ નમૂનો મળી આવ્યો છે.

એસિરિયાના ઇષ્ટદેવ અશુરના નામ ઉપરથી પહેલા તો અશુર શહેરનું નામ પડ્યું અને પાછળથી એના પરથી દેશનુ નામ એસિરિયા પડ્યું. એસિરિયાના પ્રથમના થોડાક રાજાઓની રાજધાનીનું શહેર અશુર હતું. પણ વખત જતા રણની ગરમીથી તેમજ પડોશી રાજ્ય બેબિલોનનાં આક્રમણોથી કંટાળીને તેમણે રાજધાનીનું શહેર અશુરથી બદલીને નીનાવેહમાં રાખ્યુ. નીનાવેહ શહેરનું નામ પણ દેવી "નીના"ના નામ ઉપરથી જ પડેલું હતું. આ દેવી એસિરિયાની ઇષ્ટાર હતી.

**લોકો :**

એસિરિયાની પ્રજા મિશ્ર હતી. આ પ્રજાના કેટલાક લોકો દક્ષિણના સંસ્કારી સેમિટિક લોકો હતા જ્યારે કેટલાક બિન-સેમિટિક હતા તો કેટલાક કોકેસસ પર્વતના કુરદીશ લોકો પણ હતા. આ મિશ્ર પ્રજાએ તેમની ભાષા અને કલા મૂળ તો સુમેરમાંથી જ લીધેલાં હતાં. પાછળથી આ ભાષા અને કલામાં સુધારાવધારો કરીને બેબિલોનની ભાષા અને કલાથી અલગ ન પાડી શકાય તેવી બદલી નાખી હતી.

એસિરિયાની પ્રજાને શરૂઆતથી તે છેવટ સુધી પહાડી જાતિઓ તરફથી થતાં વારંવાર આક્રમણોને ખાળવા માટે લડાયક પ્રજા તરીકે જ જીવવું પડ્યું. પરિણામે તેઓ સશક્ત અને સુદૃઢ બાંધો ધરાવતા થયા હતા. આ લોકો લાંબા વાળ અને દાઢી રાખતા.

## ઐતિહાસિક રૂપરેખા

જ્યારે બેબિલોન કેસાઈટ લોકોના અમલ નીચે ચગદાઈ રહ્યું હતું ત્યારે તે પરિસ્થિતિનો લાભ લઈ એસિરિયાના શાલમનેસર પહેલાએ ઉત્તર તરફનાં નાનાં નાનાં નગરરાજ્યોને એક અમલ નીચે એકત્ર કર્યાં, અને કાલાખમાં રાજધાની સ્થાપી અને સ્વતંત્ર રાજ્યની સ્થાપના કરી. આમ છતાં એસિરિયાના ઇતિહાસમાં પહેલા મહાન રાજા થવાનું માન ટીગલથ-પીલેસર ( Tiglath-Pileser )ને મળે છે. એમ કહેવાય છે કે આ રાજા એવો તો શૂરવીર હતો કે તેણે રથમાં રહીને ૮૦૦ સિંહ અને જમીન પરથી જ લડીને ૧૨૦ સિંહો માર્યા હતા !

લોકોને જીતી લીધા હતા. તેણે બેબિલોન જીત્યા પછી મિસરને પણ એવું તો ગભરાવી મૂક્યું હતું કે તે વારંવાર ટીગલથ–પીલેસરને કીમતી ભેટો મોકલતું રહેતું; પણ થોડા જ વખતમાં બેબિલોનના રાજાએ હુમલો કરીને આ રાજાના લશ્કરને હરાવ્યું, તેનાં દેવળોનો સમૂળો નાશ કર્યો અને દેવોને બંદીવાન બનાવી બેબિલોન લઈ ગયો. આ શરમજનક અપમાન ટીગલથ–પીલેસર સહન કરી શક્યો નહીં અને થોડા જ સમયમાં તે મૃત્યુ પામ્યો.

ત્યાર પછી અશુરનસીરપાલ બીજો આવ્યો. તેણે પણ લગભગ બારેક જેટલાં નાનાં નાનાં રાજ્યો જીતી લીધાં અને લડાઈમાંથી ઘણું દ્રવ્ય લૂંટી લાવ્યો. તેણે શાહી કેદીઓની આંખો પોતાને હાથે જ ફોડી નાખી હતી.

અશુરનસીરપાલ બીજા પછી શાલ્મનેસર ત્રીજો રાજા થયો. આ રાજા પણ ઘણી લડાઈઓ લડ્યો પણ છેવટે તેના પુત્રે બળવો કરી તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો. પછીથી આ પુત્ર વિષે કંઈ જાણવા મળતું નથી, કારણ શાલ્મનેસર પછી ઇતિહાસમાં સમ્મુરામત રાણીનું રાજ્ય નોંધાયેલું છે. આ રાણીએ ત્રણ વરસ રાજ્ય કર્યું હતું.

રાણી પછી ટીગલથ–પીલેસર ત્રીજો ગાદી ઉપર આવ્યો. તેણે ફરીથી આરમેનિયા જીતી લીધું. આ રાજાએ રાજ્યનો વિસ્તાર કૉકેસસથી મિસર સુધી વિસ્તાર્યો. ત્યાર પછી તેણે લડાઈ લડવી બંધ કરી અને રાજ્ય–વહીવટ ચલાવવા તરફ પોતાનું ધ્યાન કેન્દ્રિત કર્યું. આ રાજાએ ઘણાં દેવળો તેમ જ રાજમહેલો બંધાવ્યાં.

ટીગલથ–પીલેસર ત્રીજા પછી સારગોન બીજો ગાદી ઉપર આવ્યો. સારગોન બીજો મૂળ તો લશ્કરનો એક અધિકારી હતો. ગાદી ઉપર આવ્યા બાદ તેણે એલમ અને મિસરને હરાવ્યાં. તેણે બેબિલોન ફરીથી જીતી લીધું ને રાજ્યકારભાર પણ સુંદર રીતે ચલાવ્યો. તેણે કલા, સાહિત્ય, ગૃહઉદ્યોગ અને વેપારને ઉત્તેજન આપ્યું. એક લડાઈમાં તે માર્યો ગયો.

ગુલામીમાંથી છટકવા જે પ્રયત્ન કર્યો હતો તેથી ઉશ્કેરાઈ જઈ તેણે બેબિલોનને સખત ઘેરો ઘાલ્યો અને છેવટે તેને હરાવ્યું. તેણે સારાયે બેબિલોન શહેરને આગ ચાંપી ભસ્મીભૂત કર્યું અને ત્યાંના એકેએક રહીશોને મારી નાખ્યા. તે એટલે સુધી કે શેરીઓમા મડદાંના એટલા મોટા ઢગલા થયા હતા કે જવા–આવવા માટે જગ્યા પણ ન્હોતી રહી! બેબિલોનના એક એક દેવળ તેમ જ રાજમહેલમા છેવટનો એક શેકય રહ્યો ત્યા સુધી લૂંટી લીધા અને છેવટે બેબિલોનના દેવોને પણ બંદીવાન બનાવી નીનાવેહમાં લઈ ગયો. આ બધી લૂંટમાથી સેનાચેરીબે નીનાવેહમાં અનેક ઇમારતો ઊભી કરી, નદીના વહેણ બદલ્યાં જેથી પડતર જમીનમા મબલખ પાક ઉગાડી શકાય. તેના જ પુત્રોએ તેનુ ખૂન કર્યું.

ત્યાર બાદ ઇસરહેડોને પોતાના ભાઈઓ પાસેથી ગાદી ખૂંચવી લીધી. તેણે મિસર ઉપર ચઢાઈ કરીને તે જીતી લીધું. મેંફીસમાથી તે પુષ્કળ દ્રવ્ય લઈ આવ્યો. આ રાજાએ બેબિલોનના દેવોને મુક્ત કરી માન આપ્યું અને બેબિલોનના લોકોની ચાહના મેળવી. તેણે બેબિલોન શહેર ફરીથી સમરાવ્યું. આ રાજાએ એલમના દુષ્કાળપીડિત લોકોને અનાજની સહાય કરી. મિસરમાં જાગેલો બળવો શમાવવા જતા રસ્તામાં જ તેનુ મૃત્યુ થયુ. એસિરિયાના બધા રાજાઓમાં આ જ એક રાજા આટલો દયાવાન થઈ શક્યો હતો.

ઇસરહેડોન પછી તેનો પુત્ર અશુરબાનીપાલ ગાદી ઉપર આવ્યો. આ રાજાના લાંબા રાજ્યકાલ દરમિયાન એસિરિયા સમૃદ્ધિને શિખરે પહોંચ્યુ.

એસિરિયાના બધા રાજાઓ તેમના દુશ્મનો પ્રત્યે અત્યંત ક્રૂર અને ઘાતકી વર્તન દાખવતા. અશુરબાનીપાલે કેટલી ભયંકર રીતે એલમનો નાશ કર્યો હતો તે વિષે લહિયાનો એક લેખ મળે છે.* તે દુશ્મનોને જીવતા સળગાવી મૂકતો, તેમના શરીરના ટુકડે ટુકડા કરી નાખતો, તેમના ગળાં કાપી નાખતો, તેમને ધીમા તાપે ભૂંજતો.

તે આવા કડક હાથે કામ લેવાના સ્વભાવને લીધે જ ઇથિઓપિઆથી આરમેનિયા અને સીરિયાથી મીડિયા સુધીની અનેક ભટકતી અને જંગલી જાતિઓ પાસે શિસ્તપાલન કરાવી શક્યો હતો.

* વીલ ડુરાં અવર ઓરિયેન્ટલ હેરિટેજ. પૃ. ૨૬૮

સમગ્ર રીતે જોતાં તેના રાજ્યમાં ચોમેર શાંતિ હતી. તેનું રાજ્ય સુવ્યવસ્થિત હતું. તેણે દેવળો અને રાજમહેલોને બાંધવા–શણગારવા માટે દેશભરમાંથી સ્થપતિઓ અને શિલ્પકારોને બોલાવી મંગાવ્યા હતા. સુમેર અને બેબિલોનના સાહિત્યના ઉચ્ચતમ નમૂનાઓની નકલ કરવા માટે અસંખ્ય લહિયાઓ કામે લગાડ્યા હતા. આ બધી નકલો તેણે નીનાવેહના ગ્રંથાલયમાં સંગ્રહી હતી. આ બધી નકલો આજે આપણને અકબંધ મળી આવી છે. આ રાજા એવો તો શૂરવીર હતો કે ફક્ત એક ચપ્પુ અને એક ભાલો લઈને તે સિંહ સાથે હાથોહાથની લડાઈ લડતો. અશુરબાનીપાલ કેવી રીતે મર્યો તે હજી સુધી ખબર પડી નથી, પણ તેના મૃત્યુ બાદ થોડા જ સમયમાં એસિરિયાનો પણ અંત આવ્યો.

એસિરિયાએ આર્થિક સદ્ધરતા પરદેશો સાથે કરેલી લડાઈમાંથી મેળવેલા ધનમાંથી પ્રાપ્ત કરી હતી. દરેક લડાઈમાં મજબૂત અને બહાદુર લોકો માર્યા જતા અને પરિણામે નબળા લોકોની વસ્તી વધતી જતી. આથી તેનું જોર ઓછું થતું ગયું. લડાઈમાંથી અસંખ્ય કેદીઓને એસિરિયામાં લાવવામાં આવતા. આ કેદીઓને તેમજ તેમણે ઉત્પન્ન કરેલા બાળકોને અન્ન પૂરું પાડવું પડતું. દેશ દેશના કેદીઓને ભેગા કરવાથી રાષ્ટ્રીય એકતા જળવાઈ શકી નહીં. આ કેદીઓ તેમના સંખ્યાબળને લીધે જ રાજાઓ પ્રત્યે દુશ્મનાવટ બાંધવામાં ફાવ્યા. એસિરિયાના લશ્કરમાં આ જ બધા લોકોની ભરતી થતી. એસિરિયાની દરેક સીમા ઉપર જંગલી જાતિઓનાં આક્રમણ વધી પડ્યાં. આવા અનેક કારણોને લીધે એસિરિયાનું રાજ્ય કમજોર થતું ગયું. અશુરબાનીપાલ ઈ. પૂ. ૬૨૬ માં મૃત્યુ પામ્યો. ત્યાર પછી ચૌદ વરસ પછી નીબોપોલેઝારની સરદારી નીચે બેબિલોનના લશ્કરે એસિરિયાનો કબજો લઈ લીધો. જેવી રીતે નીનાવેહના રાજાઓએ તેમનાં દુશ્મન શહેરોનો નાશ કર્યો હતો તેવી જ રીતે નીબોપોલેઝારે નીનાવેહનો સમૂળગો નાશ કર્યો. તેણે નીનાવેહને આગમાં ખાક કર્યું અને તેની વસ્તીની કતલ કરી. આમ, એક જ ધાએ એસિરિયા જગતના તખતા ઉપરથી અદશ્ય થઈ ગયું.

## રાજ્યતંત્ર

એસિરિયાના સામ્રાજ્યનો વિસ્તાર બેબિલોનિયા, આરમેનિયા, મીડિયા, પેલેસ્ટાઇન, સીરિયા, ફીનિશિયા, સુમેરિયા, એલામ અને મિસર સુધીનો

હતો. આવું વિશાળ સામ્રાજ્ય હેમુરબી, થુતમોસ ત્રીજા અને ઈરાન સિવાય કોઈનું ન હતુ.

આ મહાન સામ્રાજ્યમા મોટા શહેરો સ્થાનિક વહીવટમા સ્વાયત્ત હતાં તેમજ તેમા વસતી પ્રજાને પોતપોતાનો ધર્મ પાળવાની છૂટ હતી. દરેક શહેરના કાયદા અને શાસ્કો જુદા જુદા હતા આ શહેરોને સમયસર કેંદ્રને ખંડણી ભરવાની એક માત્ર ફરજ હતી આટલા વિશાળ સામ્રાજ્યમા જો કેન્દ્રીય સત્તા નબળી પડે તો બળવો થવાનો ભય સતત રહ્યા કરતો. કેંદ્ર જો સ્થાનિક વહીવટ પ્રત્યે જરા પણ બેદરકાર રહે તોપણ નાના પ્રાંતો તરત માથુ ઊચકતા. ગમે તેટલો કુશળ વહીવટ હોય તો પણ આવા વિશાળ સામ્રાજ્યને સાચવવું ઘણું અઘરું પડતુ અને પરિણામે નાના નાના પ્રાંતો ફરી ફરીને જીતવા પડતા. બળવાનો ભય ટાળવા માટે ટીગલથ પીલેસર ત્રીજાએ એક યુક્તિ શોધી કાઢી હતી. જિતાયેલી પ્રજાને તે પરદેશી પ્રજાઓ વચ્ચે વસવાની ફરજ પાડતો, જેથી કરીને તે પ્રજા આદિવાસી પ્રજા જોડે ભળી જાય અને જલદી બળવો ન કરે. આમ છતા બળવાઓ તો થયા જ કરતા અને કેંદ્રીય સરકારને તે માટે હંમેશ જાગ્રત રહેવું પડતુ.

લશ્કરી તંત્ર:

સરકારનું મુખ્ય ધ્યાન આ તંત્ર તરફ જ કેન્દ્રિત રહેતું. એસિરિયાએ આ તંત્ર ખૂબ વ્યવસ્થિત કર્યું હતું. તેણે લડાઈની કલામાં પણ ખૂબ પ્રગતિ સાધી હતી. તેમનું રથદળ, અશ્વદળ, પાયદળ, ઇજનેરી દળ ખૂબ વ્યવસ્થિત હતું. ઘેરો ઘાલવાની કલામા પણ તેઓ કુશળ હતા. તેઓ વ્યૂહરચના અને દાવપેચ રચવામાં પાવરધા હતા. દરેક સૈનિકને લોખંડના બખ્તરથી સજ્જ કરવામાં આવતો. ધનુર્ધારીઓ તેમજ ભાલા ફેંકનારાઓ પણ તાંબાના તેમજ લોખંડના ટોપ, અને ચામડાનાં બખ્તર પહેરતા.

તેઓ લડવા માટે બાણ, ભાલા, તલવાર, ગદા, ડાંગ, ગોફણ, ફરશી, વગેરેનો ઉપયોગ કરતા. ઉમરાવો રથમા ઊભા રહીને લડતા. રાજા પોતાના શાહી રથમાં રહીને લડતો. મોટે ભાગે રાજા જાતે જ લશ્કરને દોરતો અશુરબાનીપાલે રથદળના રક્ષણ માટે અશ્વદળની યોજના કરી હતી. જે શહેરને ઘેરો ઘાલવામાં આવ્યો હોય ત્યાંના લોકો શહેરને ફરતી દીવાલની પાછળ રહીને લડતા. આ લોકો પણ દુશ્મનોને હંફાવવા માટે

અનેક તરકીબો યોજતા. તેઓ દીવાલની પાછળ રહીને અસ્ત્રો ફેંકતા, સળગતાં તીર ફેંકતા, સળગતી ખાઈઓ રાખતા.

જે શહેર ઉપર વિજય મેળવાનો તેને મોટે ભાગે તો બાળીને ભસ્મીભૂત જ કરી નાખવામાં આવતું. લડાઈમાંથી જે લૂંટ મળે તેનો મોટો ભાગ લશ્કરના સૈનિકોને વહેંચવામાં આવતો, જેથી તેઓ વફાદાર રહે. યુદ્ધના દરેક કેદીને કાં તો ગુલામ બનાવવામાં આવતો, કાં તો તેની કત્લ કરવામાં આવતી. જે સૈનિકો જેટલાં દુશ્મનોનાં માથાં કાપી લેતા તે પ્રમાણમાં તેમને બદલો આપવામાં આવતો. યુદ્ધના મોટા ભાગના કેદીઓની કતલ જ કરવામાં આવતી, કારણ જો તેઓ જીવતા રહે તો તેમને ખોરાક પૂરો પાડવો પડે અને કદાચ વખત જતાં તેઓ રાજાની સામે પણ થાય. જ્યારે કેદીઓની સામટી કતલ કરવામાં આવતી ત્યારે લહિયાઓને હાજર રાખવામાં આવતા, જેથી દરેક સૈનિક કેટલા કેદી મારે છે તેની તેઓ નોંધ રાખી શકે. સૈનિકોને લૂંટમાંથી ભાગ આ નોંધ પ્રમાણે મળતો. કોઈ વાર રાજા જાતે પણ આ વખતે હાજર રહેતો. દુશ્મનોના ઉમરાવ વર્ગને મારવાની ખાસ પ્રકારની રીત હતી. તેમના કાન, નાક, હાથ, પગ કાપી લેવામાં આવતાં અથવા તો ઊંચા ટાવર ઉપરથી તેમને નીચે ફેંકવામાં આવતા. ઘણી વાર તેમનાં તેમજ તેમનાં બાળકોનાં માથાં કાપી લેવામાં આવતાં. તો કોઈ વાર તેમને જીવતા જલાવી દેવામાં આવતા. આથી પણ ભયંકર રીત એ હતી કે તેમને ઘણી વાર ધીમા તાપે ભૂંજવામાં આવતા.

દેવળ :

એસિરિયાના રાજ્યતંત્રમાં લશ્કરની પછી બીજો નંબર દેવળનો આવતો. ધર્મગુરુઓનો પ્રેમ અને ટેકો મેળવવા દરેક રાજા દેવળને પુષ્કળ દ્રવ્ય અર્પણ કરતો. રાજા તો ફક્ત દેવ અશુરનો પ્રતિનિધિ જ હતો. તે દેવના નામે રાજ્ય ચલાવતો. દેવને નામે દરેક જાહેરાતો કરવામાં આવતી. બધા કાયદાઓને પણ ઈશ્વરના હુકમો તરીકે જ ઘટાવવામાં આવતા. દેવળના ખજાના માટે બધા વેરા ઉઘરાવવામાં આવતા. એક યા બીજા દેવને પ્રસન્ન કરવા માટે જ લડાઈઓ લડવામાં આવતી. લડાઈમાંથી મેળવેલા દ્રવ્ય ઉપર સૌથી વધારે હક્ક દેવનો હતો. વિજય પણ દેવનો જ ગણાતો. રાજાને સૂર્યદેવ અશુરના એક આવિર્ભાવ તરીકે ગણવામાં આવતો હતો. એસિરિયાનો ધર્મ સુમેર અને બેબિલોનમાંથી લેવામાં આવેલો હતો, પણ તેમાં પોતાના લશ્કરી રાજ્યને છાજે તે પ્રમાણે સુધારાવધારા કરવામાં આવ્યા હતા.

### એસિરિયાના કાયદા :

દેવળ પછીનું મહત્ત્વનું તંત્ર કાયદાનું હતું. એસિરિયાના કાયદામાં જાહેર વધથી માંડીને તે વેઠ સુધીની સજાઓ ફરમાવેલી હતી. આમાં ૨૦થી ૧૦૦ ફટકા મારવાની, આંખ, કાન, જીભ, નાક કાપી લેવાની તેમજ ખસી કરવાની સજાનો પણ સમાવેશ થતો. સારગોન બીજાએ બીજી વધારે ક્રૂર સજાઓ જેવી કે ઝેર પીવડાવવાની, ગુનેગારના પુત્ર કે પુત્રીને દેવની સામે જીવતાં સળગાવી મૂકવાની સજા પણ ઉમેરી હતી. જો કે હકીકતમાં આવી સજાઓ કરવામાં આવી હોય તેના ખાસ પુરાવા મળતા નથી. એસિરિયામાં ખેતરફાઈ, બળાત્કાર અને અમુક જાતની ચોરીઓ એ મોટા ગુના ગણાતા અને તેને માટે ગુનેગારની અગ્નિપરીક્ષા કરવામાં આવતી. ગુનેગારને ઘણી વાર હાથપગ બાંધીને નદીમાં ફેંકી દેવામાં આવતો.

આમ, એકંદર રીતે જોતાં એસિરિયાના કાયદાઓ બેબિલોનના હેમુરબીની ધારાસંહિતાના કાયદાઓ કરતાં વધારે ધાતકી અને જંગલી હતા.

### સ્થાનિક વહીવટ :

એસિરિયન સામ્રાજ્યનાં શહેરોમાં સ્થાનિક વહીવટ ઉમરાવ વર્ગ ચલાવતો. પાછળથી આ વહીવટ રાજાએ નીમેલા સૂબાઓ ચલાવતા. દરેક પ્રાંતમાં રાજા એક સૂબાની નિમણૂક કરતો. આ પ્રથા એસિરિયા પાસેથી ઈરાને અપનાવી અને તેણે રોમને આપી. આ સૂબાઓ વેરા ઉઘરાવતા, નહેરયોજના ઉપર દેખરેખ રાખતા, લશ્કરો ઊભાં કરતા અને જરૂર પડે આ લશ્કર રાજાને મદદ માટે મોકલતા.

સૂબાઓ અને તેમના સલાહકારો ઉપર શાહી જાસૂસો નજર રાખતા અને તેમની પ્રવૃત્તિથી રાજાને જે તે પ્રાંત વિષે વાકેફ કરતા.

સમગ્ર રીતે જોતાં એસિરિયાની સરકાર લડાઈનું સાધનમાત્ર હતી. એસિરિયાના લોકો શાંતિ કરતાં યુદ્ધ વધારે પસંદ કરતા, કારણ એથી શિસ્ત જળવાતી, દેશદાઝ દૃઢ થતી, શાહી સત્તા મજબૂત બનતી અને દેશની સમૃદ્ધિ વધારવા માટે પુષ્કળ દ્રવ્ય અને ગુલામો મળી રહેતાં. એસિરિયાનો ઇતિહાસ આગ, લૂંટ અને લડાઈઓથી જ ભરપૂર છે. એસિરિયન રાજાઓની અતિશય ક્રૂરતાભરી વર્તણૂકને લીધે અસંતુષ્ટ પ્રાંતો તેમ જ આમજનતા પણ તક મળે બળવો કરવાનું ચૂકતી નહીં. ઘણી વાર તો

શાહી મહેલમાં જ શાહી કુટુંબો પણ હિંસાનો આશરો લેતાં. દરેક રાજાના અમલને અંતે રાજ્યમાં અંધાધૂંધી ફેલાતી. રાજા ઘરડો થતો તોપણ તેની સામે કાવતરાં યોજાતાં અને તેના અમલનો અંત જલદી આણવા માટે તેનું ખૂન કરવામાં આવતું. રાજાની સત્તા જરાક નબળી પડતી તો એસિરિયાની આસપાસ વસતી જંગલી પ્રજાઓ તરત આક્રમણ શરૂ કરી દેતી.

## સામાજિક સ્થિતિ

એસિરિયન સમાજ પાંચ વર્ગમાં વહેંચાયલો હતો: (૧) ઉમરાવ (૨) કારીગર (૩) ખેડૂત (૪) ગુલામો (૫) યુદ્ધકેદીઓ-જેમના કાનમાં કાણાં પાડીને તેમજ માથું મુંડાવીને ગુલામ બનાવેલા હતા.

એસિરિયા મુખ્યત્વે લડાયક રાજ્ય હતું એટલે તેને લશ્કરમાં ભરતી થવા માટે યુવાન પુરુષોની ઘણી જરૂર પડતી. આથી જન્મપ્રમાણ ઊંચું રાખવાનો પ્રયત્ન કરવામાં આવતો. ગર્ભપાત એ મોટો ગુનો ગણાતો. ગર્ભપાત કરાવવા માટે જે સ્ત્રી પ્રયત્ન કરે અને તેમ કરતાં મૃત્યુ પામે તો તેના શરીરને થાંભલા સાથે જડી દેવામાં આવતું જેથી બીજી સ્ત્રીઓ આવો પ્રયત્ન કરતી અટકે. એસિરિયન સમાજમાં સ્ત્રીનું સ્થાન બેબિલોન સમાજમાં સ્ત્રીનું જે સ્થાન હતું તે કરતાં ઘણું નીચું હતું. પતિને મારવા બદલ સ્ત્રીને ઘણી આકરી સજા કરવામાં આવતી. સ્ત્રીઓને પડદા વગર બહાર જવાની છૂટ ન હતી. સ્ત્રીઓ તરફથી સંપૂર્ણ વફાદારીની અપેક્ષા રાખવામાં આવતી. જ્યારે પતિને તો તેને પોસાય તેટલી રખાતો રાખવાની છૂટ હતી. વેશ્યાવૃત્તિનો છડેચોક સ્વીકાર કરવામાં આવેલો હતો. રાજ્ય દ્વારા તેનું નિયંત્રણ કરવામાં આવ્યું હતું.

રાજા પોતે જ મોટું જનાનખાનું રાખતો. જનાનખાનાની મોટા ભાગની સ્ત્રીઓ નાચી-ગાઈ, અંદરોઅંદર ઝઘડા કરીને, ભરતકામ કરીને પોતાનું જીવન એકાંતમાં જ પસાર કરતી

પતિને પત્નીના પ્રેમીનો જાન લઈ લેવાની છૂટ હતી. લગ્નમાં પત્નીની ખરીદી કરવામાં આવતી. પત્ની મોટે ભાગે તેના પિતાને ઘેર જ રહેતી. પતિ તેને મળવા વખતોવખત આવતો રહેતો. એસિરિયન કુટુંબમાં પુરુષનું વર્ચસ્વ ઘણું હતું.

એસિરિયાના લોકો સ્વભાવે ઘણા જ ઘાતકી અને ક્રૂર હતા. તેઓ તેમનાં બાળકોના આનંદ માટે યુદ્ધકેદીઓને અત્યંત રિબાવતા. કેદીઓનાં

બાળકોને તેમનાં માબાપના દેખતાં જીવતા સળગાવી દેતા. કેદીઓને પણ જીવતાં સળગાવી મૂકતા અથવા તો તેમને ધીમા તાપે ભૂંજતા. ઘણી વાર કેદીઓને જાહેર જનતાના આનંદ માટે દિવસો સુધી પાંજરામાં પૂરીને સાંકળ વડે બાંધતા અને ત્યાર બાદ જીવતા રહેલાઓને વધ માટે મોકલી દેવામાં આવતા. અશુરબાનીપાલની આવી વર્તણૂકની નોંધ ઘણા શિલાલેખોમા મળે છે. આવી વર્તણૂકથી તેઓ ગૌરવ અનુભવતા. એસિરિયાનાં અનેક ભાસ્કર્યોમાં આવી દંડી ક્રૂરતા દર્શાવતા દેખાવો જોવા મળે છે.

## આર્થિક સ્થિતિ

એસિરિયાનું અર્થકારણ લગભગ બેબિલોનના અર્થકારણ જેવું જ હતું. એક રીતે જોતાં બેબિલોન અને એસિરિયા એક જ સંસ્કૃતિની બે બાજુઓ હતી. બેબિલોન મુખ્યત્વે વેપારપ્રધાન હતું, જ્યારે એસિરિયા મહદ્અંશે ખેતીપ્રધાન હતું. બેબિલોનના પૈસાદાર લોકો વેપારમાં રસ લેતા જ્યારે એસિરિયાના પૈસાદાર લોકો ખેતીમા વધુ રસ લેતા.

આ બંને દેશોને ફળદ્રુપ બનાવનાર અને પૂર વડે નુકસાન કરનાર નદીઓ સરખી જ હતી. બંને દેશોની નહેર તેમ જ બંધની યોજના એક જ સરખું અનાજ—ઘઉં, જવ, તલ, અને જુવાર–પકવતી. બંને દેશોનાં નગરોમાં એક જ સરખા ઉદ્યોગો ચાલતા હતા. બંનેની તોલમાપની પદ્ધતિ પણ સરખી હતી. બંને દેશોમાં લેવડદેવડ વસ્તુવિનિમયથી થતી. નીનાવેહ અને બીજાં શહેરો વ્યાપારનાં કેંદ્રો બનવા માટે ઘણાં દૂર હતાં છતાં એસિરિયાના રાજાઓ લડાઈઓ લડી પુષ્કળ દ્રવ્ય દેશમાં લાવતા જેથી વેપારઉદ્યોગ સારા ખીલ્યા હતા.

ધાતુને ખાણમાંથી ખોદી કાઢવામાં આવતી. જરૂર પડ્યે બહારથી પણ પુષ્કળ પ્રમાણમાં ધાતુ મંગાવવામાં આવતી. ઈ. પૂ. ૭૦૦ થી તો લોખંડનું સ્થાન કાંસાએ લેવા માંડ્યું હતું. ત્યારથી તેઓ ઉદ્યોગ તેમ જ યુદ્ધમાં વપરાતાં શસ્ત્રો માટે કાંસાનો જ ઉપયોગ કરતા.

એસિરિયાના લોકો ધાતુને ઢાળવાનું, કાચમાં ફૂંકીને ઘાટ આપવાનું તેમ જ કાપડને રંગવાનું જાણતા હતા. માટીનાં વાસણો ઉપર એનેમલ જેવો ચળકાટ તેઓ લાવી જાણતા.

સેનાચેરીબના અમલ દરમિયાન એક મોટી નહેર બાંધવામાં આવી હતી

જેના દ્વારા નીનાવેહમાં નીસ માઈલ દૂરથી પાણી લાવવામાં આવતું હતું. આ નહેરના અવશેષો હમણાં જ મળ્યા છે.

ખાનગી મહાજનો વેપાર અને ઉદ્યોગ માટે નાણાં ધીરતા. આ લોકો ધીરેલાં નાણાં ઉપર ૨૫ ટકા વ્યાજ લેતા. તેઓ સોનું, ચાંદી, સીસું તેમ જ ચાંદીના ગઠ્ઠાઓ લેવડદેવડ માટે વાપરતા. ઈ. પૂ. ૭૦૦ માં સેનાચેરીબે જગતમાં સૌપ્રથમ ચાંદીના અડધા–શેકલના સિક્કા પડાવ્યા હતા.

એસિરિયામાં મુખ્યત્વે બહારથી વેપારીઓ આવીને વેપાર કરતા. ઘણા ખરા વેપારીઓ આરમેઈઅન હતા. આવા વેપારીઓને વેપાર કરવા માટે સરકાર ઘણી સુગમતાઓ કરી આપતી.

એસિરિયામાં જમીનની વહેંચણી બેબિલોનમાં જમીનની વહેંચણી જે રીતે હતી તે રીતની જ હતી. મોટા ભાગની જમીન માલદાર લોકોની માલિકીની હતી. બાકીની જમીન દેવળ અને રાજ્યની માલિકીની હતી. બધા માલિકો ખેડૂતો રાખીને ખેતી કરાવતા. ખેડૂતને ઉત્પાદનનો ⅔ ભાગ માલિકોને ફરજિયાત આપવો પડતો. આથી તેઓ હંમેશાં દેવાદાર જ રહેતા. ખેડૂતોની સ્થિતિ ગુલામો કરતાં થોડીક જ સારી હતી.

## ધર્મ

એસિરિયાના રાજ્ય ઉપર ધર્મની પકડ ઘણી ઢીલી હતી. તેમનો ઇષ્ટદેવ સૂર્યદેવ અશુર હતો. આ દેવ પણ એસિરિયાના રાજાઓ જેવો જ લડાયક અને દુશ્મનો પ્રત્યે ક્રૂર હતો. એસિરિયાના લોકો એમ માનતા કે યુદ્ધકેદીઓનો આ દેવની સમક્ષ વધ કરવાથી તે પ્રસન્ન થાય છે. ધર્મની મુખ્ય ફરજ લોકોને દેશપ્રેમી બનાવવાની તેમ જ જાદુ અને ભોગ દ્વારા દેવોને સંતુષ્ટ કરવાની હતી.

એસિરિયાના ધાર્મિક સાહિત્યમાં ભૂતને હાંકી કાઢવાના મંત્રો તેમ જ ભાવિનાં એંધાણ સમજવાના સૂત્રો જ છે. ભવિષ્યકથનોની લાંબી નોંધો ઘણી મળી છે. તેમાં દરેક જાતના બનાવોની અનિવાર્ય અસરો તેમ જ એ અસરો નાબૂદ કરવાની યુક્તિ–પ્રયુક્તિઓ બતાવેલી છે.

તેમને મન જગત અનેક દૈત્યોથી ભરપૂર હતું. આ બધા તત્ત્વોને મંત્રો વડે હાંકી કાઢવાની આવશ્યકતા હતી. તેઓ આ માટે ગળામાં મંત્ર-સિદ્ધ કરેલાં માદળિયાં પણ ધારણ કરતા.

એસિરિયાના રાજાઓ એટલા બધા શૂરવીર અને પ્રતિભાશાળી હતા કે ધર્મગુરુઓનું વર્ચસ્ જામી શક્યું નહીં

મરણોત્તર જીવન વિષેની તેમની કલ્પના પણ ઘણી જ અસ્પષ્ટ હતી પહેલા તો તેઓ દફનવિધિ સાદી રીતે જ કરતા પછીના વખતમાં શબને અગ્નિદાહ દેવાનો રિવાજ ચાલુ કર્યો હતો

અશુરમાંથી ફક્ત પાંચ જ રાજાઓની કબરો મળી છે

## કલા અને સ્થાપત્ય

કલાના ક્ષેત્રમાં એસિરિયાએ બેબિલોન જેટલો જ વિકાસ કર્યો છે તેમના ભાસ્કર્યો તો બેબિલોનના ભાસ્કર્યોને પણ ટપી જાય તેવા છે

જેમ જેમ અશુર કાલાખ અને નીનાવેહમાં સમૃદ્ધિ ફેલાતી ગઈ તેમ તેમ કલાધરો અને કારીગરોએ ઉમરાવો તેમજ તેમની પત્નીઓ માટે, રાજાઓ અને તેમના રાજમહેલો માટે અને ધર્મગુરુઓ તેમજ દેવળો માટે કલાના નમૂનાઓ તૈયાર કરવા માંડયા તેઓ ધાતુને ઢાળીને તેના ઉપર સુંદર આકૃતિઓ ઉપસાવતા તેઓ કીમતી લાકડામાંથી સુંદર રાચરચીલું બનાવતા અને તેમાં ધાતુનો ઉપયોગ કરી તેને મજબૂત બનાવતા તેઓ તેમાં સોનું, ચાંદી, કાંસુ તેમજ કીમતી પથ્થરો પણ જડતા માટીકામમાં તો તેમણે બેબિલોનમાં થએલા માટીકામનું જ અનુકરણ કરેલું છે આ નમૂનાઓ તદ્દન સાધારણ કોટિના છે

### ભાસ્કર્યો (Relief Carving) :

સારગોન બીજો, સેનાચેરીબ, એસરહેડોન અને અશુરબાનીપાલ રાજાઓએ ઉપસાવેલી આકૃતિઓ બનાવવા માટે કારીગરોને ખૂબ પ્રોત્સાહન આપ્યું હતું, આમાની કેટલીક આકૃતિઓ હજી પણ બ્રિટિશ મ્યુઝિયમને શોભાવે છે જો કે તેમના ભાસ્કર્યોમાં મનુષ્યાકૃતિઓ ઘણી જ અક્કડ અને જડ છે બધી મનુષ્યાકૃતિઓ એકસરખી જ છે તેમના દેવોની આકૃતિઓ પણ તેવી જ છે

સૌથી સરસ પશુઓની આકૃતિઓ છે તેમની ઉપસાવેલી આકૃતિઓની જ ચિત્રપટીઓ છે તેમાં એમના એ દેખાવો—લડાઈ અને શિકારના હોવા છતાં તેમાંના પશુઓની આકૃતિઓ ઘણી જ સજીવ છે પશુસૃષ્ટિની ઘણી જાતો — સિંહ ઘોડા, ગધેડા બકરા, કૂતરા, હરણ—આલેખી લેવામાં આવી છે મોટે ભાગે તેઓ મૃત્યુનું દુઃખ અનુભવતા હોય એમ લાગે છે તેમના મો ઉપરના ભાવો ખૂબ ધ્યાન ખેંચે તેવા છે

ખોરસાબાદનાં ભાસ્કર્યોમાં સારગોન બીજાના પ્રભાવશાળી ઘોડાઓ, નીનાવેહના સેનાચેરીબના રાજમહેલમાંની ઘવાયેલી સિંહણ, અશુરબાનીપાલના રાજમહેલના આલાબાસ્ટરનો મરતો સિંહ, અશુરનસીરપાલ બીજો અને અશુરબાનીપાલના સિંહના શિકાર, આરામ કરતી સિંહણ, પાંજરામાથી છોડી મુકાયેલો સિંહ, વગેરે ઉપસાવેલી કલાનાં ઉચ્ચતમ નમૂનાઓ છે.

## શિલ્પ :

એસિરિયન શિલ્પ વિશે ખાસ કહી શકાય તેમ નથી, કારણ તેમનાં પૂર્ણ શિલ્પો બહુ થોડાં મળે છે. જે મળે છે તે પણ સામાન્ય કોટિનાં જ છે. પશુના શિલ્પોમાં તાકાત અને ભવ્યતા જોવા મળે છે. આમા સૌથી સુંદર ખોરસાબાદના દરવાજા આગળના પાંખોવાળા વૃષભો ખૂબ જાણીતા છે. અશુરબાનીપાલ બીજાનું એક ભવ્ય પૂતળું મળ્યુ છે. તે અત્યારે બ્રિટિશ મ્યુઝિયમમાં છે.[૧] આ પૂતળું નોંધપાત્ર છે, કારણ તેમાં જડતા હોવા છતાં પ્રભાવશાળી વ્યક્તિત્વવાળા રાજાની છાપ સ્પષ્ટ તરી આવે છે.

## સ્થાપત્ય :

તેમના મોટા ભાગનાં સ્થાપત્યો જમીનદોસ્ત થઈ ગયાં છે. તેઓ સ્થાપત્યમાં સુંદરતા કરતાં ભવ્યતા તરફ વધારે ધ્યાન આપતા. સ્થાપત્યમાં તેમણે મેસોપોટેમિયાની કલા જ અપનાવી હતી. તેઓ તેમના સ્થાપત્યમાં મુખ્ય ઉપયોગ ઈંટોનો જ કરતા. પછીથી તેને પથ્થરથી છાઈ દેતા તેઓ દક્ષિણમાંથી કમાન અને ભોંયરાનો ઉપયોગ કરવાનું શીખ્યા હતા. આમાં તેમણે થોડો વિકાસ પણ સાધ્યો હતો. તેમણે થાંભલા બનાવવામાં પણ થોડા પ્રયોગો કર્યા હતા.

તેઓ બેથી ત્રણ માળવાળા વિશાળ રાજમહેલો બાંધતા. તેમા અનેક ઓરડાઓ અને ચોકનો પણ સમાવેશ થતો. મહેલના દરવાજે વિશાળ કદનાં પશુઓ કંડારવામાં આવતા. મહેલમાં પેસવાનો વિશાળ ઓરડો ઐતિહાસિક દેખાવો તેમજ પૂતળાંઓ વડે સુશોભિત કરવામાં આવતો. મહેલની ફરસબંદી આલાબાસ્ટરના ચોરસાથી જડી લેવામાં આવતી. દીવાલો ઉપર કીમતી પડદા ટીંગાડવામા આવતા. કોઈ વાર લાકડાની ચિત્રપટ્ટીઓ પણ દીવાલ ઉપર લગાડવામા આવતી. મહેલનું છાપરું લાકડાના મોટા

૧ વીલ ડ્યુરા અવર ઓરિયેન્ટલ હેરિટેજ, પૃ. ૨૩૯

પાટડાઓ વડે મજબૂત બનાવાતું. ઘણી વાર આ પાટડાઓ સોના કે ચાંદીના પતરાથી મઢી લેવામાં આવતા. કોઈ કોઈ વાર છત ઉપર કુદરતી દેખાવો પણ ચીતરવામાં આવતા.

એસિરિયાના ૭ શૂરવીર રાજાઓએ ઘણી ઇમારતો બંધાવી હતી. ટીગલથ પાલેસર પહેલાએ દેવ અશુર માટે પથ્થરનાં ભવ્ય દેવળો સમરાવ્યાં હતાં. તેના પછીના રાજાઓએ પુષ્કળ દ્રવ્ય દેવળોને અર્પણ કર્યું હતું પણ તેમણે ભવ્ય ઇમારતો પોતાના ઉપયોગ માટે બંધાવી હતી. અશુરબાનીપાલ બીજાએ કાલાખમા ઇંટનો પથ્થરથી છાએલો વિશાળ રાજમહેલ બંધાવ્યો હતો. તેણે આ રાજમહેલને દેવ અને લડાઈને લગતાં ભારકર્યોથી વિભૂષિત કર્યો હતો. આ ઉપરાંત, આની પાસે બાલાવતમાંની એક ઇમારતમાંથી કાંસાના બે ભવ્ય દરવાજા પણ હાથ લાગ્યા છે. સારગોન બીજાએ દુર–શારુકીન ( Dur sharrukin )માં મોટો રાજમહેલ બંધાવ્યો હતો. તેને દરવાજે પાંખોવાળા વૃષભ બેસાડેલા છે. આ રાજમહેલની દીવાલો પણ ઉપસાવેલી આકૃતિઓ તેમજ ટાઈલ્સથી સુશોભિત કરવામાં આવેલી. રાજમહેલની અંદરના ખંડો સુંદર રાચરચીલાં તેમજ ભવ્ય પૂતળાંઓથી સજ્જ કરવામાં આવેલા હતા. દરેક લડાઈમાંથી સારગોન આ મહેલને શણગારવા માટે વધારે ને વધારે ગુલામો લાવતો અને તેમની પાસે સુશોભનોનું કામ કરાવતો. આ મહેલને શણગારવા માટે વૈદુર્યમણિના પથ્થરો, આરસ, કાંસું, ચાંદી, સોનું વગેરે ખૂબ વપરાયેલાં છે. આ મહેલની ચારે બાજુ સારગોને દેવળો બંધાવ્યાં હતાં. મહેલના પાછળના ભાગમાં સાત માળનું ઝિગુરત બાંધવામાં આવેલું હતું.

સેનાચેરીબે પણ નીનાવેહમાં ભવ્ય શાહી મહેલ બંધાવ્યો હતો, તેની દીવાલો તેમજ ફરશબંદી કીમતી ધાતુઓ, લાકડાં તેમજ પથ્થરો વડે જડવામાં આવી હતી. આ મહેલને વિભૂષિત કરવા માટે ધાતુકામના કારીગરોએ તાંબામાંથી વિશાળ કદના સિંહો તેમજ બળદો ઢાળેલા હતા. શિલ્પકારોએ ચૂના તેમજ આલાબાસ્ટરમાંથી પાંખોવાળા વૃષભ અને દીવાલો ઉપર આમજીવનને લગતાં દશ્યો કંડાર્યાં હતાં.

ઇસરહેડોને પણ નીનાવેહનો વિકાસ કરવામાં નોંધપાત્ર ફાળો આપેલો છે. તેણે સ્થાપત્યમાં કલ્પના દ્વારા નવા પ્રયોગો યોજ્યા. તેણે બંધાવેલા

વિશાળ રાજમહેલો તેમજ દેવળોને અનેક કલામય કૃતિઓથી સુશોભિત કર્યાં હતાં.

આ બધું છતાં એસિરિયાનું સ્થાપત્ય તેમાં વપરાયેલા તદ્દન સામાન્ય કોટિના માલસામાનને લીધે ઘણા જ ટૂંકા ગાળામાં જમીનદોસ્ત થઈ ગયું.

## વિદ્યા અને સાહિત્ય

એસિરિયા મહત્ત્વે લશ્કરી રાજ્ય હતું. તેથી સ્વાભાવિક જ છે કે તેમાં લડાઈ સિવાય બીજી એકે વિજ્ઞાનશાખાનો વિકાસ સંભવી જ ન શકે. તેમને સતત લડાઈ માટે તૈયાર રહેવું પડતું એટલે આવી કલાઓ પાછળ વખત ગાળવો પરવડે નહીં.

તેમણે તબીબીશાસ્ત્ર અને ખગોળશાસ્ત્રનું જે જ્ઞાન મેળવ્યું તે બેબિલોન પાસેથી જ મેળવેલું હતું. તેઓ તારાઓનો અભ્યાસ ઈશ્વરની ઇચ્છા જાણવા માટે જ કરતા. તેમણે ઔષધિય ઉપયોગ માટે કેટલાક છોડવાઓની નોંધ લીધેલી છે. એસિરિયાના કેટલાક લહિયાઓએ અનંત આકાશમાં દેખાતી ઘણી વસ્તુઓની નોંધ કરેલી છે. આ નોંધોમાંથી આપણે પણ કેટલાક શબ્દો લીધેલા છે. દા. ત., કેમલ, શેકલ, એમોનિયા, સીસેમ, નેપ્થા, ચેરી, વગેરે.

સાહિત્યમાં તો એસિરિયન રાજાઓની વિજયયાત્રાઓનાં કંટાળાજનક વર્ણનો જ છે. જો કે આ બધું સાહિત્ય ઇતિહાસ આલેખકને ખૂબ ઉપયોગી થઈ પડે એમ છે. આ વિજયનોંધોમાં ક્યાંય પરાજય નોંધેલો નથી. વિજય–તવારીખો રાજાના અમલ દરમિયાન બનેલા મહત્ત્વના બનાવો નક્કી કરવા માટે ઘણી જ મહત્ત્વની છે.

એસિરિયાનો જો મોટામાં મોટો ફાળો હોય તો તે ગ્રંથાલયમાં અસંખ્ય તકતીઓ એકઠી કરવાનો છે. અશુરબાનીપાલના ગ્રંથાલયમાંથી ૩૦,૦૦૦ માટીની તકતીઓ મળી આવી છે. આ બધી તકતીઓ વર્ગવાર નોંધ કરીને ગોઠવેલી મળી આવી છે. દરેક તકતી ઉપર સહેલાઈથી ઓળખી શકાય તે માટે ચિઠ્ઠી ચોડેલી છે. આમાંની મોટા ભાગની તકતીઓ પ્રાચીન સાહિત્યમાંથી ઉતારા કરવા માટે વપરાયેલી છે. આ ગ્રંથાલયમાં આટલી બધી તકતીઓ સંગ્રહિત કરવાનો ઉદ્દેશ બેબિલોનના સાહિત્યને વિનાશમાંથી ઉગારી લેવાનો હતો.

આ બધી તકતીઓમાંથી સાહિત્યકૃતિઓ તરીકે ઘટાવી શકાય એવી ઘણી ઓછી તકતીઓ છે મોટા ભાગની તકતીઓ ઉપર સરકારી નોંધો લખેલી છે કેટલીક તકતીઓ ઉપર ખગોળશાસ્ત્ર અને ભવિષ્યકથનના અવલોકનો લખેલા છે ધાર્મિક સાહિત્ય તરીકે ઘટાવી શકાય તેવી કેટલીક તકતીઓ ઉપર મત્રો, પ્રાર્થના વગેરે આલેખાયા છે થોડીક તકતીઓ ઉપર ગજાઓ તેમજ દેવોની વ શાવળીઓ લખેલી છે

**મૂલ્યાંકન :**

એસિરિયાનો મુખ્ય ફાળો બેબિલોનની સસ્કૃતિને જાળવવાનો છે. અશુરબાનીપાનના ગ્ર થાલયમાંથી મળેલી તકતીઓ ઉપરથી બેબિલોનની સંસ્કૃતિ વિશે ઘણુ જાણી શકાયુ છે. આ તકતીઓ ન હોત તો બેબિલોન વિષે ભાગ્યે જ કઈ જાણી શકાયું હોત એસિરિયાએ માનવસસ્કૃતિને જાતે કઈ જ ફાળો આપ્યો નથી, પણ બેબિલોનની સસ્કૃતિ જાળવી રાખી છે એ નાનોસૂનો ફાળો નથી.



# ઈરાનની પ્રાચીન સંસ્કૃતિ

## પ્રારંભિક ભૂમિકા :

ઈરાનના ઈતિહાસને સમજવા માટે મીડ લોકોની ચડતીપડતી સમજવી આવશ્યક છે, કારણ ઈરાને જે કંઈ આપ્યું છે તે મૂળ તો મીડ લોકો પાસેથી મેળવેલું હતું.

મીડ લોકોનો પહેલવહેલો ઉલ્લેખ રાજા શાલમનેસર ત્રીજાની એક વિજયસૂચની નોંધ કરેલી એક તકતી ઉપર મળે છે. કુર્દીસ્તાનની ટેકરીઓ વચ્ચે આવેલા પર્શુઆ (Pursua) નામના પ્રદેશ ઉપર કરેલી ચઢાઈ વખતની આ નોંધ છે. તકતી ઉપર તેનો સમય ઈ. પૂ. ૮૩૭નો નોંધેલો છે. આ પ્રદેશના સત્તાવીસ નાના નાના નગરો ઉપર સત્તાવીસ રાજાઓ રાજ્ય કરતા હતા. આ રાજ્યોમાં વસતા લોકો આમાડાઈ (Amadai), મડાઈ (Madai) અને મીડ (Medes) તરીકે ઓળખાતા. આ બધી પ્રજા ભારત–યુરોપીય હતી.

આગળના મીડ લોકો ધીમે ધીમે બળવાન થતા ગયા. તેઓ ઈ.પૂ. ૭૧૦માં એસિરિયાથી સ્વતંત્ર થયા. આ લોકો આશરે ઈ.પૂ. ૧૦૦૦માં કેસ્પિયન સમુદ્રને કિનારેથી પશ્ચિમ એશિયામાં આવ્યા હશે એમ મનાય છે. ઈરાનના ધર્મગ્રંથ ઝંદ–અવેસ્તામાં આ ભૂમિને સ્વર્ગભૂમિ તરીકે વર્ણવેલી છે.

મીડ લોકોનું એક ટોળું ઈરાન, બુખારા અને સમરકંદમાં થઈને દક્ષિણ તરફ ભટકતું ભટકતું છેવટે પર્શિયામાં આવીને સ્થિર થયું. બીજું ટોળું મીડિયામાં જઈ વસ્યું અને ત્રીજું ટોળું સિંધુ નદીના પ્રદેશમાં આવીને વસ્યું.[1] સિંધુ નદીના પ્રદેશમાં આવીને વસેલા મીડો 'હિંદુઓ' તરીકે ઓળખાયા.

આ પ્રજા શક્તિશાળી હતી અને સાદું જીવન ગુજારતી હતી. મીડિયાના વતનીઓ આર્યો હતા. તેઓ અગ્નિની પૂજા કરતા. તેમનો ધર્મ પણ જરથોસ્તી હતો. તેમની રાજધાની એકબાટાનામાં[2] હતી.

---

૧. પ્રો. ફિરોઝ કાવસજી દાવર : ઈરાનનો ચિરાગ પૃ. ૨૧.

૨ આજનું હામાદાન

એક્બાટાનાની નિસર્ગરમ્ય ખીણમાં તેમના પ્રથમ રાજવી ડેઇઓસીસે (Deioces) રાજધાની સ્થાપી. ડેઇઓસીસે એક્બાટાનામા પોતાને માટે એક વિશાળ રાજમહેલ પણ બંધાવ્યો.

આ રાજાની સરદારી નીચે મીડ લોકોએ એવું તો જોર જમાવ્યું કે ઘડીભર એસિરિયા પણ દિગ્મૂઢ થઈ ગયું.

મીડ લોકોના મહાન રાજા સ્યાક્ષરીસે ઈ. પૂ ૬૦૬ મા નીનાવેહનો નાશ કર્યો. મીડ લોકો સ્વતંત્રતાના પૂજારી હતા. સ્વતંત્રતા ખાતર લડવા માટે તેઓ હમેશાં તત્પર રહેતા. આથી જ એસિરિયાને વખતોવખત મીડિયા જીતવું પડ્યું હતું. એસિરિયા ઉપર વિજય મેળવ્યા પછી સ્યાક્ષરીસ પોતાનું લશ્કર પશ્ચિમ એશિયામાં થઈ છેક સાર્ડીસ સુધી દોરી ગયો. સાર્ડીસના લોકો એવા તો ગભરાઈ ગયા કે તેમણે સ્યાક્ષરીસ સાથે સંધિના કરાર કર્યા, પણ બીજે જ વર્ષે સ્યાક્ષરીસનું મૃત્યુ થયું. સ્યાક્ષરીસે બહુ જ ટૂંકા ગાળામા પોતાના એક નાના પ્રાંતમાથી વિશાળ સામ્રાજ્યનું સર્જન કર્યું.

પણ જેટલો જલદીથી આ સામ્રાજ્યનો ઉદ્ભવ થયો તેટલો જ જલદી તેનો નાશ પણ થયો. સ્યાક્ષરીસે ઈ. પૂ. ૬૩૫ થી ૫૯૫ સુધી રાજ્ય કર્યું હતું એમ માનવામાં આવે છે. મીડ સામ્રાજ્યે એટલા ટૂંકા ગાળામાં જગત ઉપરથી વિદાય લઈ લીધી કે તે માનવ-સંસ્કૃતિને પોતાનો આગવો કંઈ પણ ફાળો આપી શક્યું નહીં. ફક્ત પર્શિયન સંસ્કૃતિના વિકાસમાં તે ખૂબ સારો ફાળો આપી ગયું. મીડોએ પર્શિયન લોકોને...તેમની આર્ય-ભાષા, ૩૬ આકારોની વર્ણમાલા, લેખનનાં સાધનો—ચર્મપત્ર અને પેન, સ્થાપત્યમાં થાંભલાઓને પ્રચુર પ્રમાણમાં ઉપયોગ, લડાઈ સમયે અપૂર્વ શુરવીરતા, તેમનો અહુર-મઝદા અને અહરીમાનનો ઝોરાસ્ટ્રીઅન ધર્મ, પિતૃવંશી કુટુંબ અને બહુપત્નીત્વવાળું લગ્નજીવન તેમજ કેટલાક અફર કાયદાઓ...વગેરે ઘણું ઘણું વારસામાં આપ્યું.

સ્યાક્ષરીસ પછી ગાદી ઉપર આવેલો તેનો પુત્ર એસ્ટયેજીસ (Astyages) ગાદી ઉપર આવ્યો. પણ તે રાજા આરામપ્રિય હતો તેથી તેણે બધો વખત મોજશોખમાં પૂરો કર્યો રાજાને જ પગલે ચાલીને પ્રજાએ પણ સાદગીને તિલાંજલિ આપી. રાજાની જેમ જ પ્રજા પણ મોજશોખમાં પડી ગઈ. વગર મહેનતે મેળવેલી સમૃદ્ધિને તેઓ પચાવી શક્યા નહીં. સ્ત્રીઓએ સૌંદર્ય પ્રસાધનો તેમજ ઘરેણાંનો શોખ વધાર્યો, પુરુષો, પણ ફેશનના ગુલામ બની રહ્યા.

આ તકનો લાભ ઈરાનના એક કુમારે લીધો. એસ્ટયેજીસથી કંટાળેલા એક સરદારે જ આ કુમારને મદદ કરી. આ કુમાર તે જ ઈરાનનો પ્રખ્યાત રાજા સાયરસ. સાયરસે એસ્ટયેજીસને ગાદી ઉપરથી ઉઠાડી મૂકયો અને સત્તાનો દોર પોતાને હસ્તક લીધો. અત્યાર સુધી ઈરાન મીડિયાનું પરગણું હતું તે જ મીડિયા ઈરાનનું પરગણું બની રહ્યું.

## ઈરાનના રાજકીય ઇતિહાસની રૂપરેખા

મીડિયાના રાજા એસ્ટયેજીસને ગાદી ઉપરથી ઉઠાડી મૂકી ઇરાનના સાયરસે હખામની (Akhaemian) રાજવંશની સ્થાપના કરી. આ રાજા કુશળ વહીવટીકર્તા નીવડયો, તેણે પરાજિત દુશ્મનોનો પણ પ્રેમ સંપાદન કર્યો હતો. તેણે સાર્ડીસ અને બેબિલોન જીતી લીધાં અને પશ્ચિમ એશિયામાંથી સેમિટિક સત્તાનો અંત આણી એસિરિયા, બેબિલોનિયા લીડિયા અને એશિયા માઈનોરને જીતી લઈ એક વિશાળ સામ્રાજ્યનું સર્જન કર્યું.

સાયરસનું વિશાળ સામ્રાજ્ય ઉદારતાના પાયા ઉપર ચણાયેલું હતું તેથી તે લાંબો વખત ટકી શકયું. તેના દુશ્મનોને તેના આ ઉદાર સ્વભાવની ખબર હોવાથી તેઓ તેની સામે મરણિયા થઈ લડતા નહીં. તેના વિશાળ સામ્રાજ્યમાં વસતા જુદા જુદા લોકોને પોતપોતાની ધાર્મિક માન્યતાઓ પ્રમાણે વર્તવાની તેમજ મનગમતા દેવોની આરાધના કરવાની છૂટ હતી. તે જિતાયેલા પ્રદેશોનાં શહેરોને બાળી મૂકવાને, તેમજ તેમના દેવળોને જમીનદોસ્ત કરવાને બદલે તેમના દેવોને માન આપતો અને કીમતી ભેટસોગાદો ભેટ ધરતો.

નેપોલિયનની માફક સાયરસ મહત્ત્વાકાંક્ષી હતો. પશ્ચિમ એશિયાને જીતી લીધા પછી તેણે મીડિયા અને ઈરાન (પર્શિયા)ને મધ્ય એશિયામાં વસતી જંગલી જાતિના હુમલાઓથી બચાવવા માટે તેમના ઉપર અનેકવાર હુમલા લઈ ગયો હતો. આવા હુમલા તે ઉત્તરમાં છેક સિરદરિયા (Jaxartes) અને પૂર્વમાં છેક સિંધુ સુધી લઈ ગયો હતો. કેસ્પિયન સમુદ્રને દક્ષિણ કિનારે વસતી મસાગેટે (Massageta) નામની જંગલી પ્રજા સાથેની લડાઈમાં સાયરસનું ખૂન થયું. સિકંદરની માફક તેણે મહાન સામ્રાજ્ય જીત્યું ખરું પણ તેને સુવ્યવસ્થિત કરવા જીવ્યો નહીં. તેણે ઈ. સ. ૫૫૮ થી ૫૨૯ સુધી રાજ્ય કર્યું.

સાયરસ પછી તેનો પુત્ર કેબીસીસ ગાદી ઉપર આવ્યો. આ રાજા લગભગ ગાંડા જેવો હતો. તેણે તેના ભાઈ સ્મરડીસની કતલ કરાવી. આ પછી મિસરની સમૃદ્ધિથી આકર્ષાઈ ઈરાનનું સામ્રાજ્ય નાઈલ સુધી વિસ્તારવા માટે મિસર ઉપર ચઢાઈ લઈ ગયો. તેણે મેફીસ તો જોતજોતામાં જીતી લીધું. પણ તેનું પચાસ હજારનું લશ્કર રણમા નાશ પામ્યુ. કાર્થેજ ઉપરની તેની ચઢાઈ પણ નિષ્ફળ નીવડી કારણ ફીનિશિયન ખલાસીઓએ પોતાની જ એક વસાહત સાથે લડવાની ના પાડી. આ રાજામાં તેના પિતાના જેવા ઉદારતાના ગુણો વારસામા ઊતર્યા ન હતા તેણે તેના પિતાની ઉદારતા અને સહિષ્ણુતાભરી નીતિને તિલાન્જલિ આપી અને મિસરના ધર્મની જાહેરમાં ઠેકડી ઉડાવી મિસરવાસીઓને મન અતિ પવિત્ર ગણાતા દેવ એપીસ–વૃષભના શરીરમા પોતાની તલવાર ભોકી દીધી. તેણે શાપની પરવા કર્યા વિના મિસરના રાજાઓના 'મમી'ને કબરમાથી ખોદી કઢાવ્યા. તેણે મિસરનાં દેવળો દૂષિત કર્યાં અને તેમાંની મૂર્તિઓને બાળી મૂકવા હુકમ કર્યો.

કેંબીસીસ ઘણો જ ક્રૂર અને ઘાતકી રાજા હતો. તેણે તેની પત્નીને પેટમા લાત મારી, મારી નાખી, પોતાના પુત્ર પ્રેલાસ્પ્રેસ (Prexaspres)ને બાણથી વીંધી નાખ્યો, બાર ઉમરાવોને જીવતા ચણી લીધા. મિસરથી જ્યારે તે પાછો ફર્યો ત્યારે તેણે જોયું કે કોઈએ તેની ગાદી પચાવી પાડી હતી. બસ આ પછી તેને વિષે કંઈ જાણવા મળતું નથી પણ લોકોક્તિ એમ છે કે તેણે આપઘાત કર્યો હતો

કેબીસીસની ગાદી પચાવી પાડનાર કુમાર કેંબીસીસનો ભાઈ સ્મરડીસ હોવાનો ઢોંગ કરતો હતો પણ તે ખરી રીતે તો પ્રાચીન મેગીઅન ધર્મનો ભક્ત હતો. આ રાજાએ જરથોસ્તી ધર્મનો નાશ કરવા પ્રયત્ન કર્યો પણ આથી તો દેશમાં બળવો જાગ્યો આ બળવાની આગેવાની લેનાર સાત ઉમરાવો હતા. તેમણે પોતાનામાંથી એક દારય (દારયસ) નામના ઉમરાવને ગાદી ઉપર બેસાડ્યો. આ વખતે દારય ૨૯-વર્ષનો હતો.

ઈરાનમાં કહેવાતા 'સ્મરડીસ'ના થોડા અમલ દરમિયાન જે અંધાધૂંધી થઈ તેનો લાભ નાના નાનાં રાજ્યોએ લીધો. મિસર અને લીડિયાના સૂબાઓએ ખંડણી ભરવાની ના પાડી દીધી અને સુસીઆના, બેબિલોનિયા, મીડિયા, એસિરિયા, આર્મેનિયા, સાસીઆ અને બીજા પ્રાન્તોએ બળવો

જગાવ્યો. પણ દારય ખૂબ શક્તિશાળી હતો. તેણે બધા બળવા સખત હાથે દાબી દીધા. આમ છતા દારય સ્વભાવે દયાળુ અને ઉદાર હતો. જિતાયેલી પ્રજા પ્રત્યે તેની વર્તણૂક ઉદાર હતી. દારયના પુરોગામી કૅબીસીસે મિસર પ્રતિ જે નાલાયકીભરી વર્તણૂક દાખવી ઈરાનના દેવોને માનભંગ કરીને જે કલંક વહોર્યું હતું તે કલંક દારયે પોતાના ઉદાર વર્તનથી ધોઇ નાખ્યું. દારયે મિસરના દેવોને માન આપ્યું. અને તેમનાં કેટલાંક દેવળોનો જીર્ણોદ્ધાર પણ કરાવી આપ્યો. તેણે નવું જ દેવળ બંધાવીને તેમના પ્રિય દેવ એમોન–રાને અર્પણ કર્યું. આ બધાં કાર્યો કરીને મિસરના લોકોનો પ્રેમ તેણે સંપાદન કર્યો.

બધા બળવા શમાવ્યા પછી રાજ્યનો વિસ્તાર વધારવાનો મોહ જતો કરી તેણે વ્યવસ્થિત રાજ્યવહીવટ કરવા તરફ પોતાનું લક્ષ કેંદ્રિત કર્યું.

તેણે શાંતિથી રાજ્ય કરવાનો મનસૂબો કર્યો પણ તે પાર પડયો નહિ. જિતાયેલાં રાજ્યો તેને ફરી ફરીને જીતવા પડયાં આ કારણને લીધે જ તે પોતાનું લશ્કર બોસ્ફરસ અને ડાન્યુબથી વોલ્ગા પાર કરીને દક્ષિણ રશિયામાં વસતી જંગલી અને રખડુ શક પ્રજાને મહાત કરવા દોરી ગયો. બીજી તરફ એ અફઘાનિસ્તાન અને બીજી પર્વતમાળાઓ પાર કરીને છેક સિંધુ સુધી પહોંચી ગયો.

દારયને ગ્રીક નગરરાજ્યોમાં ભાવિ સામ્રાજ્યનાં દર્શન થયાં. આથી તેમની સત્તાને ઊગતી ડામવા માટે પોતાનું લશ્કર ગ્રીસ ઉપર લઈ ગયો. જ્યારે સ્પાર્ટા અને એથેન્સની મદદ લઈ આયોનિયાએ બળવો કર્યો ત્યારે ના છૂટકે તેને લડાઈ કરવી પડી. તેના લશ્કરે મેરેથોનની લડાઈમાં સખત હાર ખાધી આથી તે હતાશ થઈ ઈગિન પાછો ફર્યો. ઈરાન આવ્યા બાદ ગ્રીસ ઉપર ફરીથી હલ્લો લઈ જવા માટે તેણે જબરદસ્ત તૈયારી શરૂ કરી. પણ આ દરમિયાન તેનું એકાએક મૃત્યુ થયું.

આમ દારયે ઈ. પૂ. પ૨૧ થી ૪૮૬ સુધી રાજ્ય કર્યું. આ દરમિયાન તેણે પોતાના સામ્રાજ્યનો વિસ્તાર ખૂબ વધાર્યો. તેના સામ્રાજ્યનો વિસ્તાર મિસરથી કોકેસસ પર્વત અને ડેન્યુબથી સિંધુ નદી સુધી ફેલાયેલો હતો.

દારયના મૃત્યુ બાદ ઈરાનનું મહાન સામ્રાજ્ય ફક્ત પચાસ જ વર્ષમાં જગતના તખતા ઉપરથી લુપ્ત થઈ ગયું, કારણ ઈરાનના લશ્કરે મેરેથોન, સલામીસ અને પ્લેટા આગળ જે ઉપરાછાપરી હાર ખાધી, તેથી તેનો

આત્મવિશ્વાસ ડગી ગયો, પ્રજા મોજશોખમા પડી ગઈ. ઉમરાવ વર્ગનું મુખ્ય ધ્યાન મિજબાનીઓ ઉડાડવા તરફ કેંદ્રિત થયું. જમવામા પણ તેમણે જાત જાતની વાનગીઓ દાખલ કરી. દરેક વર્ગના લોકો ખૂબ દારૂ પીવા લાગ્યા.

દારય પછી ગાદી ઉપર આવેલો રાજા ક્ષરક્ષિસ (Xerxis) પહેલો શક્તિશાળી રાજા હતો. આ રાજા ખૂબ દેખાવડો હતો. ક્ષરક્ષિસે અનેક રખાતો રાખી હતી. ક્ષરક્ષિસે પણ સલામીસ આગળ હાર ખાધી, કારણ અણીને વખતે કુનેહથી કામ લેવાની તેનામાં આવડત ન હતી.

વીસ વરસના આવડત વગરના વહીવટ બાદ એક દરબારીને હાથે તેનું ખૂન થયું.

ક્ષરક્ષિસના ખૂનીનું આર્તક્ષરક્ષિસ (Artaxerxis) પહેલાને હાથે ખૂન થયું. આર્તક્ષરક્ષિસે લાંબો સમય રાજ્ય કર્યું. તેના પછી ક્ષરક્ષિસ બીજો ગાદી ઉપર આવ્યો. પછી ખૂનોની પરંપરા ચાલી. ક્ષરક્ષિસ પહેલો બે જ અઠવાડિયાંમાં મરાયો. ક્ષરક્ષિસને મારનારનું પણ ૭ જ મહિનામાં ખૂન થયું. ત્યાર પછી દારય બીજો ગાદી ઉપર આવ્યો. દારય બીજા પછી આર્તક્ષરક્ષિસ બીજાએ લાંબો સમય રાજ્ય કર્યું. તેણે પોતાની વિરુદ્ધ કાવતરું કરનાર પુત્ર દારયને મારી નાખ્યો; પણ જ્યારે તેણે જાણ્યું કે તેનો બીજો પુત્ર ઓકસ (Ochus) તેનું ખૂન કરવા પ્રયત્ન કરે છે ત્યારે તેને ખૂબ આઘાત લાગ્યો, અને આ આઘાતથી તેનું મૃત્યુ થયું. ઓકસે વીસ વર્ષ રાજ્ય કર્યું. ત્યાર બાદ તેના જ એક સરદારે ઝેર આપીને તેને મારી નાખ્યો. આ સરદારે પહેલાં તો ઓકસના પુત્ર આર્સીસ (Arses)ને ગાદી સોંપી અને તેના ભાઈઓના કરપીણ ખૂન કરાવ્યાં. ત્યાર બાદ આર્સીસનું ખૂન કરી તેના નાનાં નાનાં સંતાનોને પણ મારી નાખ્યાં, અને ગાદી પોતાના એક મિત્ર કોડોમનસ (Codomannus)ને આપી. આ કોડોમનસે 'દારય ત્રીજો' એવું નામ ધારણ કરી આઠ વર્ષ સુધી રાજ્ય કર્યું. દારય ત્રીજો આરબેલા આગળ સિકંદર જોડે લડતાં મરાયો.

લગભગ બસો વર્ષના અમલ દરમિયાન ઈરાનના રાજાઓએ તેમના સામ્રાજ્યમાં રહેલા વિધવિધ લોકો વચ્ચેની ભિન્નતા ઓછી કરવાનો કયારેય પ્રયત્ન કર્યો નહીં. તેમણે સામ્રાજ્યને એક અને સંગઠિત રાજ્ય તરીકે

વિકસાવ્યું નહીં. આથી પ્રતિનિધિ આ બધી પ્રજાઓ વચ્ચે એકતા સાચવવી મુશ્કેલ પડતી ગઈ. જેમ જેમ ઈરાનના રાજાઓની તાકાત ઓછી થતી ગઈ તેમ તેમ સત્રપો નિર્ભય અને મહત્ત્વાકાંક્ષી બનતા ગયા. સત્રપો ઉપર અંકુશ રાખનાર જે સૂબાઓ અને મંત્રીઓ નીમેલા હતા તેમને સત્રપોએ લલચાવીને અથવા તો ધમકી આપીને પોતાના કરી લીધા. સત્રપોએ તેમનાં લશ્કરો અને વેરા વધારી રાજાઓ સામે કાવતરાં કરવાં શરૂ કર્યાં. આમ વારંવારના બળવાથી ઈરાનની લશ્કરી તાકાત નબળી પડતી ચાલી. લશ્કરના બહાદુર સૈનિકો યુદ્ધમાં ખપી જવા લાગ્યા અને નિર્બળ સૈનિકો જ રહ્યા. આવા નિર્બળ સૈનિકો સિકંદરના શૂરવીર સિપાઈઓ સાથે શું લડી શકે?

આ ઉપરાંત, લડવાની કળામાં કે તેનાં સાધનોમાં કોઈ જાતનો સુધારો કરવામાં આવ્યો નહીં. તાલીમ વગરના સૈનિકો સિકંદરના કસાયેલા સૈનિકો સામે લડી શક્યા નહીં. સિકંદરે ખૂબ જ સહેલાઈથી ઈ. પૂ ૩૩૦ માં ઈરાન જીતી લીધું. જ્યારે સિકંદર આવ્યો ત્યારે ઈરાનમાં દારય ત્રીજો રાજ્ય કરતો હતો. બંનેનાં લશ્કર ઈસસ (Issus) આગળ મળ્યાં. આ વખતે દારય પાસે ૬૦૦,૦૦૦ માણસનું લશ્કર હતું, જ્યારે સિકંદર પાસે માત્ર ૩૦,૦૦૦ નું; પણ આ લશ્કર કસાયેલું હતું. તેથી યુદ્ધમાં તેની જીત થઈ. દારય પોતાની માતા, પત્ની અને બે પુત્રીઓને છોડીને યુદ્ધભૂમિ પરથી નાસી ગયો. સિકંદરે શાહી સ્ત્રીઓને માન આપ્યું. તે દારયની એક પુત્રી સાથે પરણ્યો.× એમ કહેવાય છે કે સિકંદરની ઉદારતાથી દારયની માતા એટલી તો પ્રભાવિત થઈ ગઈ હતી કે તેને પુત્ર સમ પ્યાર કરવા માંડી હતી. જ્યારે તેણે સિકંદરના મૃત્યુ વિષે જાણ્યું ત્યારે તેને એટલો આઘાત થયો કે તેણે ઉપવાસ કરી જીવનનો અંત આણ્યો. બેબિલોનના લોકોએ પણ સિકંદરનું સ્વાગત કર્યું અને તેને ચરણે પોતાનું આખું શહેર અને સોનું સમર્પી દીધાં. સિકંદરે આનો સ્વીકાર કર્યો અને બદલામાં તેણે બેબિલોનનાં દેવળો સમરાવી આપ્યાં અને તેમનાં દેવોને કીમતી ભેટો અર્પણ કરી.

નાસી ગયેલા દારયે સિકંદરને સંદેશો મોકલ્યો કે જો તે તેની માતા,

× વીલ ડુરા : અવર ઓરિયેન્ટલ હેરિટેજ, પૃ. ૨૯૫

પત્ની અને પુત્રીઓને પાછી સોંપીને લડાઈ બંધ કરશે તો બદલામાં તે ૧૦,૦૦૦ ટેલેન્ટ્સ આપશે અને સિકંદરને પોતાની પુત્રી પરણાવશે તેમજ તેની સર્વોપરિતા સ્વીકારીને સિકંદરને પોતાનો મિત્ર બનાવશે. પણ સિકંદરે સંદેશાનો જવાબ નકારમાં આપ્યો, અને ઈરાનની રાજધાનીના શહેરો કબજે કરવા આગળ વધ્યો બેબિલોન પછી તેણે સુસા લીધું અને ત્યાંથી સીધો પરસીપોલીસ પહોંચી ગયો. પરસીપોલીસમાં તેણે તેના ઉદાર સ્વભાવને ન છાજે તેવું વર્તન કર્યું. તેણે પરસીપોલીસમાંના શાહી મહેલને સળગાવી મૂક્યો અને પોતાના લશ્કરને શહેર લૂંટવાની રજા આપી આટલું કર્યા પછીથી તે ફરીથી દારયુ જોડે લડવા ગયો. દારયુ પણ લગભગ એક લાખનું લશ્કર એકઠું કરી તેની સામે થયો.

ફરીથી બને લશ્કરો ગૌગમેલા (Gaugamela) આગળ મળ્યાં. આ વખતે દારયુ પાસે યુદ્ધના શસ્ત્રો નવાં અને સારા હતા પણ સૈનિકોને તે વાપરવાની પૂરતી તાલીમ મળી ન હતી. દારયુના સરદારો દારયુથી એટલા કંટાળી ગયા હતા કે તેમણે તેના તંબૂમાં જ તેનું ખૂન કર્યું. રાજા વગરનું લશ્કર વેરવિખેર થઈ ગયું. સિકંદરે દારયુના ખૂનીને પકડીને તેને મોતની સજા ફરમાવી અને દારયુના શબને પરસીપોલીસ લઈ જઈ ત્યાં શાહી દબદબાથી દફનાવવાનો હુકમ કર્યો.

ત્યાર બાદ સિકંદર ઈરાનને મેસીડોનિયન સામ્રાજ્યનુ પરગણું બનાવી, તેને વ્યવસ્થિત કરી તેના રક્ષણ માટે મજબૂત છાવણી રાખી હિંદુસ્તાન જીતવા ચાલી નીકળ્યો.

**પ્રદેશ :**

ઈરાનનો પ્રદેશ ઈરાનના અખાતની તદ્દન પાસે આવેલો હતો આ પ્રદેશ તે વખતે 'પાર્સ' તરીકે ઓળખાતો; જેના ઉપરથી પર્શિયા, પરસીપોલીસ, વગેરે શબ્દો બનેલા છે.

ઈરાનની ઉત્તરે કેસ્પિયન સમુદ્ર અને કૌકેસસ પર્વતો આવેલા છે. ઈરાનની પશ્ચિમે યુફ્રેટીસ અને પૂર્વે ઓક્સસ નદી વહે છે. ઈરાનની દક્ષિણે ઈરાનનો અખાત આવેલો છે.

ઈરાનનો વિસ્તાર × ૬૩૦,૦૦૦ ચોરસ માઈલ છે, પણ આ પ્રદેશના

× ફિરોજ, કાવસજી, ૬૧૨. ઈરાનનો ચેરાગ, પૃ ૩૫૨

ચોથા ભાગમાં તો રણ જ પથરાયેલું છે. આ પ્રદેશમાં નદીઓ ઘણી જ ઓછી હતી. અહીં ઉનાળામાં અસહ્ય ગરમી અને શિયાળામાં અસહ્ય ઠંડી પડતી.

અહીં સૌ પ્રથમ દક્ષિણ રશિયામાંથી ભારત–યુરોપીય પ્રજા આવીને વસી. આ લોકોની ભાષા અને ધર્મ, જે આર્યો અફઘાનિસ્તાનમાં થઈને ઉત્તર હિંદુસ્તાનમાં આવીને વસ્યા, તેમની ભાષા અને ધર્મ સાથે ઘણું જ સામ્ય ધરાવે છે. આ કારણે જ દારયસ પહેલો એક શિલાલેખમાં પોતાને આર્યનો વંશજ કહેવડાવે છે.

એમ કહેવાય છે કે, અષો જરથુષ્ટ્ર જન્મ્યા તે પહેલાં ઈરાનીઓ અને હિંદુઓ એક જ સ્થળે રહેતા અને એક જ ભાષા બોલતા. તેઓ બંને જુદી જુદી નહીં પણ એક જ આર્ય પ્રજા હતી. કેટલાક વિદ્વાનોના મત પ્રમાણે તેઓ મધ્યએશિયામાં વસતા હતા. આ ભૂમિ ઝંદ અવેસ્તામાં સ્વર્ગભૂમિ તરીકે ઓળખાવેલી છે તે આપણે આગળ જોઈ ગયા.[1] અહીં યમ (જમશીદ) નામનો રાજા આ આર્યપ્રજા ઉપર રાજ્ય કરતો હતો. પણ એક વાર બરફનું અતિશય તોફાન થતાં યમ પોતાની પ્રજાને આજે જે સ્થળ ઈરાન નામે ઓળખાય છે ત્યાં દોરી લઈ ગયો, અને ત્યાં નવેસરથી વસવાટ શરૂ કર્યો. આ બંને પ્રજા ઘણા વખત સુધી ઈરાનમાં સાથે રહી અને એક જ ભારત–ઈરાનીય (*Indo–Iranian*) ધર્મ પાળતી હતી. કેટલાક તો એટલે સુધી માને છે કે, ઋગ્વેદનો કેટલોક ભાગ ઈરાનમાં જ રચાયો હતો પણ પછીથી આ બંને પ્રજા વચ્ચે ધર્મના કેટલાક મતભેદો ઊભા થયા. યજ્ઞમાં પશુનું બલિદાન દેવું કે નહીં, ઈશ્વર એક છે કે અનેક, સોમરસનું પાન કરવું કે નહીં–આવાં આવાં કારણોસર વિખવાદ જાગ્યો. પરિણામે કેટલાક આર્યો ઈરાન છોડી હિંદ આવ્યા અને હિંદુઓ તરીકે ઓળખાયા. જે આર્યો ઈરાનમાં જ રહ્યા તેઓ ત્યાંના ખૂબ જાણીતા થયેલા 'પાર્સ' પ્રાંત ઉપરથી પારસીઓ કહેવાયા.

જે આર્યો હિંદમાં આવ્યા તે સિંધુના પ્રદેશમાં સ્થિર થયા. આ પ્રદેશ વેદમાં સપ્તસિંધુ તરીકે ઓળખાતો. આમાં પંજાબ અને સિંધનો પ્રદેશ આવી જાય છે. જ્યારે મુસ્લિમો હિંદમાં આવ્યા ત્યારે અહીં પાંચ નદીઓ–

1. ડૉ. ફિરોઝ કાવસજી દાવર : ઈરાનનો દરબાર, . ૧૧૭

જેલમ, ચિનાબ, રાવી, સતલજ, બિયાસ, આવેલી તેથી તેમણે તેનું 'પંજાબ' એવું નામ પાડ્યું; પણ હકીકતમાં બે નદીની ગણતરી કરવી રહી ગઈ હતી. આ બે નદી તે સિંધુ અને કાબુલ. સંસ્કૃતનો 'સ' અવેસ્તામાં 'હ' બને છે એટલે વેદનો 'સપ્તસિંધુ' તે જ અવેસ્તામાં 'હપ્તહિંદુ' છે.

આમ, આર્યો જુદે જુદે સ્થળે વહેંચાયા છતાં તેમના ધર્મગ્રંથો વેદ અને અવેસ્તામાં ઘણું જ સામ્ય છે. બંને ગ્રંથોમાં છંદ, કાવ્યશૈલી, વાક્યરચના, ધર્મક્રિયા, દંતકથા, ઉત્પત્તિની કથાઓ, દેવો, ફિરસ્તાઓ, વગેરેના વર્ણનમાં ઘણું સામ્ય છે.

### લોકો :

સારાયે પશ્ચિમ એશિયામાં વસતી પ્રજા કરતાં આ પ્રજા ખૂબ દેખાવડી હતી. પ્રાચીન સ્મારકો ઉપર તેમને ટટ્ટાર અને શક્તિશાળી હોય તેવા બતાવ્યા છે. આ પ્રજા પહાડમાં વસતી હોવાથી ઘણી જ સશક્ત હતી. તેઓ સીધાં નાક અને સુડોળ ચહેરો ધરાવતા.

### પહેરવેશ :

તેમણે મીડ લોકોનો જ પહેરવેશ અપનાવ્યો હતો. પાછળથી તેમણે ઘરેણાંનાં ઘાટ પણ મીડ લોકોનાં ઘરેણાંમાંથી જ લીધેલા હતા.

તેઓ એવો પહેરવેશ પહેરતા કે ફક્ત મોં સિવાય શરીરનો એક પણ ભાગ ખુલ્લો દેખાય નહીં. તેઓ માથે પાઘડી કે ટોપી પહેરતા અને પગમાં સેંડલ અથવા તો ચામડાના બૂટ પહેરતા.

તેઓ શણની સફેદ બંડી, તેના ઉપર હાથ ઢંકાય તેવું લાંબી બાંયનું અંગરખું અને કમરે કમરપટો પહેરતા. આ પોષાકથી તેમને શિયાળામાં ઠંડીથી અને ઉનાળામાં ગરમીથી રક્ષણ મળતું.

રાજાઓ ભરત ભરેલા કીરમજી રંગના લેંઘા અને કેસરી રંગના બટનવાળા બૂટ પહેરતા.

સ્ત્રીઓનો પોષાક પણ પુરુષો જેવો હતો પણ તેમના અંગરખામાં છાતી આગળના ભાગમાં ચીરો રાખવામાં આવતો.

પુરુષો લાંબી દાઢી રાખતા અને વાળ વાંકડિયા કરતા. પછીથી તેઓએ વીગ પહેરવાની પણ શરૂઆત કરી હતી.

આબાદીનાં વર્ષો દરમિયાન સ્ત્રીઓ અને પુરુષો પ્રસાધનોનો ઉપયોગ પુષ્કળ પ્રમાણમાં કરતા થયા હતા. તેઓ સુંદરતામાં વધારો કરવા અનેક જાતનાં ક્રીમો વાપરતા. પોપચાં ઉપર પણ રંગ લગાવતા. ઉમરાવ વર્ગને શણગારવા માટે પ્રસાધન નિષ્ણાત (Beauty experts)નો એક જુદો જ વર્ગ ઊભો થયો હતો. ગ્રીક લોકો આમને 'કોસમેતાઇ' (Kosmetai) કહેતા.

ઈરાનીઓ જાત જાતનાં અત્તરો વાપરતા. તેઓ અત્તરોના અચ્છા પારખુઓ હતા. સુગંધિત દ્રવ્યોની પેટી લીધા વગર રાજા લડાઈમાં ક્યારેય જતો નહીં.

ભાષા :

ઈરાનમાં લાંબા રાજ્યકાલ દરમિયાન અનેક ભાષાઓનો ઉપયોગ થયો હતો દારયુ પહેલાના વખતમાં દરબારમાં તેમજ ઉમરાવ વર્ગમાં જૂની પર્શિયન ભાષા બોલાતી હતી. આ ભાષા આપણી સંસ્કૃત ભાષા જોડે એટલો ગાઢ સંબંધ ધરાવતી હતી કે સંસ્કૃત અને જૂની પર્શિયન (ફારસી) ભાષા મૂળ એક જ ભાષાની બે વિધિઓ હતી જૂની પર્શિયન ભાષા એક તરફ પહલવી ભાષામાં વિકસતી ગઈ. પહલવી ભાષામાંથી જ આજની ઈરાની ભાષા ઊતરી આવેલી છે.

ઈરાનના લોકોએ લખાણ માટે તો બેબિલોનની ફાચર લિપિનો જ ઉપયોગ કર્યો શિલાલેખોમાં તેઓ ફાચરલિપિ વાપરતા અને દસ્તાવેજોમા એરેમેઇક મૂળાક્ષરોનો ઉપયોગ કરતા.

તેમણે બેબિલોનની લિપિના જે ત્રણસો ચિહ્નો હતાં તે ટુંકાવીને ફક્ત છત્રીસ ચિહ્નો જ રાખ્યાં. ધીમે ધીમે આ જ છત્રીસ અક્ષરોમાંથી ફાચરલિપિની વર્ણમાળાનો ઉદ્ભવ થયો

## રાજ્યતંત્ર

સમગ્ર રાજ્યતંત્રને મોખરે રાજા (ક્ષત્ર) હતો. નાના નાના પ્રાંતોના રાજાઓ ખંડિયા રાજાઓ હતા એટલે ઈરાનનો રાજા પોતાને "રાજાઓનો રાજા" કહેવડાવતો. ખરી રીતે તો તેની સત્તા ઉપર કોઈનો અંકુશ ન

હતો. તે કોઈ પણ જાતનો મુકદ્દમો ચલાવ્યા વગર કે કારણ આપ્યા વગર ધારે તેનો જાન લઈ શકતો. આવી રીતે વધ કરવાની સત્તા તે ઘણી વાર તેની માતા તેમજ પટરાણીને પણ આપતો. રાજાને ઠપકો આપવાની કે તેની વર્તણૂક અંગે ટીકા કરવાની મોટા ઉમરાવો પણ હિંમત કરતા નહીં: રાજાની પ્રસન્નતા મેળવવા ઉમરાવો હમેશાં તેનાં કાર્યોની પ્રશંસા કર્યા કરતા, પછી તે કાર્ય ગમે તેવું ધિક્કારુ હોય. દા. ત, રાજા પિતાના દેખતાં તેના પુત્રને બાણથી વીંધી નાખતો ત્યારે પિતા રાજાની બાણ મારવાની કળા ઉપર પ્રશંસાના પુષ્પો વેરતો. અથવા તો રાજા જ્યારે ગુનેગારોને ફટકાની સજા કરતો ત્યારે ગુનેગારો તેમને સંભારવા બદલ રાજાના ગુણગાન ગાતા. સાયરસ અને દારય પહેલા જેવા રાજાઓ રાજ્યનો વહીવટ જાતે સંભાળતા પણ પછીના રાજાઓ રાજ્યવહીવટની જવાબદારી ઉમરાવોને સોંપી પોતે શિકાર, ચોપાટ કે સ્ત્રીઓ જોડે વખત પસાર કરતા. રાજાને ત્યા અનેક નપુંસકોને નોકરીમાં રાખવામાં આવતા. આ લોકોને જનાનખાનાના રક્ષક તરીકે મૂકવામાં આવતા. દર વર્ષે એબિલોનમાથી પાચમો નપુંસકોને જનાનખાનાના રક્ષણ માટે મોકલવામાં આવતા.

રાજાને પોતાના પુત્રોમાંથી ગાદીનો વારસ પસંદ કરવાની સત્તા હતી, પણ હકીકતમાં તો ખૂન કે બળવા દ્વારા જ ગાદીવારસ નક્કી થતો.

રાજાની ઉપર ગણાવેલી સત્તાઓ ઉપર હકીકતમાં ઉમરાવ વર્ગનો ઘણો અંકુશ હતો. આ ઉમરાવ વર્ગ રાજા અને પ્રજા વચ્ચે કડીરૂપ હતો. કહેવાતા સ્મરડીસને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવા માટે બળવો કરાવવામાં દારયને સાથ આપનાર છ ઉમરાવ કુટુંબોને ખાસ હક્કો હતા. રાજ્યની કોઈ પણ અગત્યની બાબત માટે રાજા તેમને પૂછ્યા વગર નિર્ણય લેતો નહીં. ઘણા ઉમરાવો દરબારમા નિયમિત આવતા. જેમને માટે રાજાને માન હતું તેમની સલાહ રાજા લેતો. મોટા ભાગના ઉમરાવો તો રાજા પાસેથી જાગીર મેળવીને શાહી કુટુંબ સાથે સંબંધ ધરાવતા. જાગીરના બદલામાં તેઓ રાજાને જ્યારે લશ્કરમાં ભરતી કરવા માટે સૈનિકો કે વસ્તુઓની જરૂરત પડે ત્યારે તે જરૂરિયાતો પૂરી પાડતા. ઉમરાવો પોતાની જાગીરનો વહીવટ પોતાની રીતે કરતા તેઓ તેમની મરજી મુજબ વેરા

નાખતા, કાયદાઓ ઘડતા, ચુકાદાઓ આપતા અને પોતાનું અલાયદુ લશ્કર પણ નિભાવતા.

**લશ્કર :**

રાજ્યની ખરી સત્તા લશ્કરના હાથમાં હતી. યુદ્ધની જાહેરાત થતાં પંદરથી પચાસ વરસના દરેક સશક્ત માનવીને લશ્કરમાં ભરતી થવાની ફરજ પડાતી. જો કોઈ પિતા પોતાના એક પણ પુત્રને આમાંથી બચાવવાનો પ્રયત્ન કરતો તો તેના બધા જ પુત્રોનો વધ કરવામાં આવતો. જો કોઈ પાંચ પુત્રનો પિતા રણમોરચે પોતાના ચાર પુત્રો ખપી ગયા પછી પાંચમા પુત્રને આ ફરજમાંથી મુક્ત કરવા વિનંતી કરતો તો રાજા તેના પાંચમા પુત્રનો વધ કરીને તેના શરીરના ટુકડા કરીને જે રસ્તેથી લશ્કર પસાર થવાનું હોય ત્યાં મુકાવતો જેથી દયાની આવી માગણી કરવા બીજો કોઈ હિંમત જ ન કરે.

લશ્કરનું મુખ્ય ઘટક "શાહી રક્ષકદળ" હતું. તેમા બેહજાર ઘોડેસવારો અને બે હજાર પાયદળનો સમાવેશ થતો. આ દળમાં બધા ઉમરાવો જ હતા, જેમની ફરજ રાજાનું રક્ષણ કરવાની હતી કાયમી સૈન્યમાં ફક્ત મીડ અને ઈરાની લોકોની જ ભરતી કરવામાં આવતી. રાજ્યમાં જે ઠેર ઠેર મજબૂત છાવણીઓ રાખવામાં આવતી તેમાં કાયમી સૈન્યમાંથી સૈનિકો લેવામાં આવતા. બાકીનું લશ્કર જે તે પ્રાંતમાં વસતી પ્રજાનું બનેલું હતું. આમાં દરેકને પોતાની ભાષા બોલવાની, પોતાનાં શસ્ત્રો વાપરવાની અને જે રીતે લડવાની ટેવ હોય તે પ્રમાણે લડવાની છૂટ હતી. પરિણામે દરેકનાં લડવાનાં સાધનો અને રસાલા જુદાં જુદાં હતા.

**શસ્ત્રો :**

લડાયક શસ્ત્રોમાં ધનુષ્ય, બાણ, ભાલા, તલવાર, કટાર, બરછી, ગોફણ, ચપ્પુ, બખ્તર, શિરસ્ત્રાણ, ચામડાનું કમર સુધીનું બખ્તર, ઢાલ, વગેરેનો સમાવેશ થતો. આ ઉપરાંત, લહિયાઓ, ભાટલોકો, નપુંસકો, વેશ્યાઓ, રખાતો, હાથી, ઘોડા, વગેરેને પણ યુદ્ધભૂમિ ઉપર સાથે રાખવામા આવતાં. આ બધો રસાલો સાથે રાખવાથી લશ્કરનું સંખ્યાબળ બેહદ વધી જતું અને એકતા જળવાતી નહીં. લશ્કર જો જરાક પીછેહઠ કરતું તો આ ટોળામાં સંપૂર્ણ અવ્યવસ્થા ફેલાઈ જતી. મોટે ભાગે સંખ્યાબળ વડે જ

લશ્કરની જીત થતી. મેરેથોન અને પ્લેટાના યુદ્ધમાં ઈરાનના લશ્કરે સખત હાર ખાધી તેનું કારણ આ જ હતું.

કાયદાઓ :

ઉપર જણાવ્યું તે રીતે ઈરાન લશ્કરી રાજ્ય હતું એટલે સ્વાભાવિક જ રાજાની ઇચ્છા અને લશ્કરી તાકાત સર્વોપરી હોય-જ. રાજાની સંમતિ વગર પ્રણાલિકાભંગ શક્ય ન હતો. એમ માનવામા આવતું કે રાજા જ્યારે જ્યારે ચુકાદો આપવા બેસતો ત્યારે તેને દેવ અહુર મઝદા પ્રેરણા કરતો. આથી દરેક કાયદાને દેવની ઇચ્છા તરીકે ઘટાવવામા આવતી અને કાયદાનું ઉલ્લંઘન કરનાર દેવનો ગુનેગાર ગણાતો.

રાજા સર્વોચ્ચ અદાલત ગણાતો પણ સામાન્ય રીતે આ ફરજ બજાવવા માટે વિદ્વાન વકીલોની નિમણૂક કરતો. સર્વોચ્ચ અદાલતની નીચે સાત વ્યક્તિઓની બનેલી હાઇકોર્ટ હતી અને તેની નીચે આખા સામ્રાજ્યમાં ઠેર ઠેર સ્થાનિક અદાલતો હતી.

ધર્મગુરુઓ કાયદા ઘડતા. તેમણે ઘણા વખત સુધી ન્યાયાધિશ તરીકે કામ આપ્યું હતું, પણ પછીના કાળમાં ગમે તે સ્ત્રી કે પુરુષ ન્યાયાધીશની ફરજ બજાવી શકતાં.

અતિ મહત્ત્વના મુકદ્દમા સિવાય બીજા બધા મુકદ્દમામાં જામીન લેવાતા ત્યાર બાદ પદ્ધતિસર મુકદ્દમો ચલાવવામા આવતો. ગુનેગારને સજા કરતી વખતે તેની સારીખોટી ચાલચલગત પણ ધ્યાનમાં લેવાતી.

દરેક મુકદ્દમા અમુક મુદ્દતની અંદર ચલાવવાનું કાયદામાં ફરમાન હતું. બંને તકરારી પક્ષ પસંદ કરે તેને લવાદ નીમવામા આવતો, જે શાંતિથી અને સમજાવટથી સમાધાન કરાવવાનો પ્રયત્ન કરતો. જેમ જેમ કાયદા ગુંચવણભરેલા અને પ્રણાલિકાગત બનતા ગયા તેમ તેમ આ કાયદાઓ સમજાવનાર એક ખાસ વર્ગ ઉભો થતો ગયો. આ લોકો કાયદાશાસ્ત્રીઓ (Speakers of Law) કહેવાયા. મુકદ્દમો લડતી વખતે શપથ અને કોઇ કોઈ વાર તો અગ્નિપરિક્ષા પણ લેવામાં આવતી.

લુંટ એ મોટો ગુનો ગણાતો. ન્યાયાધિશો પ્રમાણિકપણે ચુકાદા આપે તે રાજા ખાસ જોતો. એમ કહેવાય છે કે એક અપ્રમાણિક ન્યાયાધીશને કેબીસીસે જીવતો જલાવી દીધો હતો.

ધીશને કેબીસીસે જીવતો જલાવી દીધો હતો અને તેની જગ્યાએ તેના જ પુત્રની નિમણૂક કરી હતી.*

નાના નાના ગુનાઓ માટે પાયથી માંડીને બસો ચાબુકના સાટકા મારવાની સજા કરવામાં આવતી. ઘણી વાર સાટકાના બદલામાં દંડ ભરીને છૂટી શકાતુ. આમાં એક સાટકા બરાબર ૭ રૂપિયા આપવા પડતા. ગંભીર ગુનાઓમાં અંગવિચ્છેદની, આંખો ફોડી નાખવાની, ડામ દેવાની, અપંગ બનાવી દેવાની, કેદની અને દેહાંતદંડની સજા કરવામાં આવતી. સામાન્ય ગુના બદલ મૃત્યુદંડ દેવાની ખુદ રાજાને પણ સત્તા ન હતી. પણ તે દેશદ્રોહ, બળાત્કાર, અકુદરતી મૈથુન, ખૂન, આત્મભ્રષ્ટતા, રાજાના ગુપ્તવાસમાં રજા વગર પેસી જવું, રાજાની રખાત પાસે જવું, કે રાજાની ગાદી ઉપર બેસવું વગેરે ગુનાસર દેહાંતદંડની સજા ફરમાવી શકતો. ઉપર જણાવેલા ગુનાસર ગુનેગારને ઘણી જ ક્રૂર રીતે–ઝેર આપીને, ગળે ફાંસો દઈને, પથ્થરો મારીને, માથા સુધીનું શરીર બાળી દઈને, બે પથ્થર વચ્ચે છુંદી નાંખીને, ગરમ રાખમાં ભૂંજી દઈને મારી નાખવામાં આવતો.

રાજ્યવ્યવસ્થા :

ઉપર જણાવેલાં કાયદાતંત્ર અને લશ્કરીતંત્રની મદદથી રાજા રાજ્ય ચલાવતો. રાજાઓ રાજધાની વખતોવખત બદલતા રહેતા. તેમની રાજધાનીનાં શહેરો પસરગડી (Pasargadae), પર્સીપોલીસ, સુસા વગેરે હતાં.

ઈરાનનું સામ્રાજ્ય વીસ સત્રપો (પ્રાંતો)માં વહેંચાયેલું હતું. દરેક પ્રાંતમાં સમ્રાટને નામે રાજ્ય ચાલતું. દરેક પ્રાંતનો કારભાર ખંડિયો કુમાર ચલાવતો. તે સત્રપ કહેવાતો. સત્રપની નિમણૂક સમ્રાટ કરતો. જ્યાં સુધી સમ્રાટની મહેરબાની હોય ત્યાં સુધી જ સત્રપ રાજ્ય કરી શકતો.

સત્રપો સત્તા જમાવી ન બેસે માટે દારયે તેમના ઉપર એક લશ્કરી અધિકારીની નિમણૂક કરી હતી. આ અધિકારી લશ્કર ઉપર સત્તા રાખતો. દારય કુશળ વહીવટકર્તા અને દીર્ઘદૃષ્ટિવાળો હતો તેથી તેણે દરેક સત્રપીમાં સત્રપ અને લશ્કરી અધિકારીથી સ્વતંત્ર એવા એક મંત્રીની

* વીલ ડુરાં: અવર ઓરિયેન્ટલ હેરિટેજ. પૃ. ૩૬૧.

નિમણૂક કરી હતી. આ મંત્રી રાજાને સત્રપ તેમજ લશ્કરી અધિકારીની વર્તણૂકથી વાકેફ કરતો. આ ઉપરાંત, રાજાના ખાસ માણસો ગમે તે વખતે ગમે પ્રાંતમાં જઈ પ્રાંતનો વહીવટ કેવી રીતે ચાલે છે તે તપાસતા. અચાનક આવેલા આ ખાસ અધિકારીઓ જો પ્રાંતના વહીવટમાં જરા પણ ટાળો જોતાં તો તરત કોઈ પણ જાતનો મુકદ્દમો ચલાવ્યા વગર સત્રપને ઉ । મૂકતા અથવા રાજાની આજ્ઞાનુસ તેને ઝેર આપી મારી નાખત

સત્રપીઓ અને મંત્રીઓના હાથ નીચે અનેક કારકુનો કામ કરતા.

પ્રાંતીય અધિકારીઓના પગાર પ્રાંતના લોકો ચૂકવતા. આ અધિકારીઓને પગાર ઘણા સારા મળતા હશે, કારણ સત્રપો વિશાળ રાજમહેલોમાં રહેતા મોટું જનાનખાનું નિભાવતા અને શિકાર માટે વિશાળ બગીચાઓ રાખતા.

દરેક સત્રપી રાજાને દર વર્ષે ખંડણી પેટે અમુક રકમ કે વસ્તુ ચૂકવતો. હિંદુસ્તાન દર વર્ષે ૪૬૮૦ ટેલેન્ટ, એસિરિયા અને બેબિલોન ૧,૦૦૦ ટેલેન્ટ, મિસર તેમજ એશિયા માઈનોરના ચાર પ્રાંતો ૭૦૦ ટેલેન્ટ મોકલતા. આ ઉપરાંત, દરેક પ્રાંતને રાજાની જરૂરિયાત પ્રમાણે વસ્તુઓ પણ મોકલવી પડતી. દા. ત., મિસર દર વર્ષે ૧૨૦,૦૦૦ માણસો માટે અનાજ, મીડિયા ૧૦૦,૦૦૦ ઘેટાં, આરમેનિયા ૩૦,૦૦૦ વછેરાં, અને બેબિલોન દર વર્ષે ૫૦૦ નપુંસકો મોકલતું. આટલું બધું મોકલવા છતાં દરેક પ્રાંત પાસે તેમજ કેંદ્ર પાસે પુષ્કળ પૈસો બચતો.

ઈરાનમાં દરેક પ્રાંત સ્થાનિક સ્વાયત્તતા ભોગવતો. દરેક પ્રાંત ભાષા, કાયદાઓ, રીતરિવાજો, નીતિનિયમો, ધર્મ, ચલણી નાણું અને કોઈક વાર તો સ્થાનિક રાજવંશ ચલાવવા માટે પણ સ્વતંત્ર હતો.

દારય પહેલાના હાથ નીચેનું ઈરાનનું સામ્રાજ્ય અત્યંત વિશાળ હતું. તેનું વહીવટી તંત્ર પણ એવું જ સંગીન હતું. તેના વિશાળ સામ્રાજ્યમાં વીસ પ્રાંતોનો સમાવેશ થતો હતો. આ વીસ પ્રાંતો તે મિસર, પેલેસ્ટાઈન, સીરિયા, ફીનિશિયા, લીડીઆ, ફ્રીજિયા, આયોનિયા, કેપડોસિયા, સીલીસ આ, આર્મેનિયા, એસિરિયા, કોકેસસ, બેબિલોનિયા, મીડિયા, પર્શિયા, આજનું અફઘાનિસ્તાન, બલૂચિસ્તાન, સિંધુ સુધીનું હિંદુસ્તાન, સોગ્ડી-

આના, બેક્ટ્રીઆ, મમાગેટેનો થોડો પ્રદેશ અને મધ્ય એશિયાની કેટલીક જંગલી જાતિઓ હતાં. કેંદ્ર સરકારના હાથ નીચે આવું વિશાળ સામ્રાજ્ય આ પહેલાં કોઈનું પણ નોંધાયું નથી.

## સામાજિક સ્થિતિ

ઈરાની લોકો સ્વભાવે નમ્ર, માયાળુ અને નિખાલસ હતા. તેઓ સહૃદયી અને અતિથિસત્કાર કરવામાં કુશળ હતા. તેમની રીતભાત વિનયી હતી. તેઓ વડીલનું માન જાળવતા. રસ્તામા ગમે ત્યા ઊભા રહીને ખાવાપીવાનું અઘટિત ગણતા. તેઓ જાહેરમાં ગમે ત્યાં થૂંકતા કે નાક પણ સાફ કરતા નહી. ક્ષરસિસના સમય લગી તો લોકો મોતાહારી હતા. તેઓ દિવસમાં એક જ વખત ભોજન કરતા અને પાણી સિવાય બીજું કંઈ પણ પીણું પીતા નહીં. પણ પછીના વખતમાં લોકો આ નિયમોને તિલાંજલિ આપી ફક્ત ખાવાપીવામા રચ્યાપચ્યા રહેતા થયા હતા. તેઓએ માંસ અને મદિરાનો ઉપયોગ પણ પુષ્કળ પ્રમાણમાં કરવો શરૂ કર્યો હતો.

ઈરાનીઓ શારીરિક સ્વચ્છતા જાળવતા અને સુઘડ પોશાક પહેરતા. આ નિયમો નહીં પાળાને ચેપી રોગ ફેલાવવા માટે જવાબદાર દેખાય તેવા લોકોને આકરી સજા પણ કરવામાં આવતી. દરેક ઉત્સવને પ્રસંગે તેઓ સફેદ કપડામાં સજ્જ થઈને એકઠા થતા. અવેસ્તામા પણ કર્મકાંડ અને સ્નાન ઉપર ખાસ ભાર મૂકવામાં આવેલો છે. વૈદિક વિધિઓમાં પણ વિવિધરના સ્નાન અને ક્રિયાઓ ઉપર આવો જ ભાર મૂકેલો છે.

ઈરાનમાં યુવાન છોકરાછોકરીઓને અપરિણીત રહેવા પ્રોત્સાહન મળતું નહીં તેમ છતાં બહુપત્નીત્વની અને રખાતો રાખવાની છૂટ હતી.

સમાજની પવિત્રમાં પવિત્ર સંસ્થા "કુટુંબ" હતી, કારણ અહીં પત્ની, બાળકો, પશુઓ, વગેરેની પૂરતી કાળજી લેવામાં આવતી. દરેક કુટુંબમા પશુઓને પાળવામાં આવતાં. પશુઓને અપૂરતો અને ખરાબ ખોરાક આપનારને આકરી સજા કરવામાં આવતી. વૃષભને તેની નવસર્જનની શક્તિ બદલ માનથી જોવામાં આવતો ગાયની પૂજા કરવામાં આવતી તેમજ તેને ભોગ પણ ધરાવવામા આવતો.

દરેક કુટુંબમાં અગ્નિને સતત પ્રજ્વલિત રાખવામાં આવતો, કારણ તેઓ અગ્નિને પવિત્ર માનતા.

**લગ્ન :**

માબાપ સંતાનોના લગ્ન નક્કી કરતા ઇરાની સમાજમાં પણ ભાઈ–બહેન, પિતા–પુત્રી, માતા–પુત્રના લગ્નો થતા પૈસાદાર લોકો જ રખાતો રાખવાનો શોખ પોષી શકતા રખાતોને લડાઈમાં પણ સાથે લઈ જવામાં આવતી રાજા મોટું જનાનખાનું નિભાવતો પાછળના સમયમાં તો તે લગભગ ૩૬૦ જેટલી રખાતો રાખતો, તેનું કારણ એ હતું કે કોઈ પણ સ્ત્રીને બીજી વાર રાજા સાથે સૂવાનો અધિકાર ન હતો જો કોઈ સ્ત્રી અતિશય સુંદર હોય તો જ તેને આ લાભ બીજી વાર મળતો

**સમાજમાં સ્ત્રીનું સ્થાન :**

સમાજમાં સ્ત્રીનું સ્થાન ઘણું ઊંચું હતું. તે જાહેરમાં છૂટથી મોઢે પડદો રાખ્યા વગર ફરી શકતી તે મિલકત ધરાવી શકતી તેમજ તેનો વહીવટ પણ કરી શકતી તે પતિને નામે પણ વહીવટ કરતી દાર્યુ પછી પૈસાદાર વર્ગમાં તેનું સ્થાન નીચે ઊતરતું ગયું. ગરીબ વર્ગમાં તો તેને કામ કરવાનું હોવાથી તેનું સ્થાન તેનું તે જ રહ્યું દર મહિને માસિક વખતે તેને એકાંતમાં રહેવું પડતું. ઉપલા વર્ગની સ્ત્રીઓને તો જાહેરમાં હરવાફરવાનું સદંતર બંધ જ થઈ ગયું. તેઓ પુરુષો સાથે જાહેરમાં ભળી શકતી નહિ પરિણીત સ્ત્રી તો પોતાના સગા ભાઈ કે બાપને પણ મળી શકતી નહિ. પર્શિયાના શિલાલેખોમાં સ્ત્રીનું નામ ક્યાંય જોવા મળતું નથી. રખાતોને સ્વાતંત્ર્ય વધારે હતું કારણ તે પોતાના શેઠ ઉપરાંત તેમના મહેમાનોનું પણ મનોરંજન કરતી.

**છોકરાં :**

લશ્કરમાં ભરતી થવાને પુત્રોની ઘણી જરૂર પડતી, તેથી કુટુંબમાં પુત્રનું ઘણું માન હતું પુત્રને મુકાબલે પુત્રીના જન્મથી તેઓ રંજ અનુભવતા, કારણ પુત્રીનો ઉછેર બીજા કોઈના ભલાને ખાતર કરવો પડતો. જે જે પિતાને અનેક પુત્રો હોય તેમને રાજા દર વર્ષે ખાસ ભેટ મોકલતો.

ગર્ભપાત એ મોટો ગુનો ગણાતો અને તે બદલ દેહાંતદંડની સજા કરવામાં આવતી.

બાળક પાંચ વર્ષનું થાય ત્યાં સુધી તેની દેખરેખ માતા રાખતી. પાંચથી સાત વરસ સુધી પિતા બાળકની દેખભાળ કરતો. સાતમે વર્ષે બાળકને શાળામાં દાખલ કરવામાં આવતું.

## આર્થિક સ્થિતિ

**ખેતી :**

ઈરાનમાં સામાન્ય માનવી અભણ રહેવામાં નાનમ અનુભવતો નહીં. તે હંમેશાં ખેતી કરવામાં જ વ્યસ્તપ્રયો રહેતો. ઝંદ-અવેસ્તામાં ખેતીને માનવજાતના સૌથી ઉમદા ધંધા તરીકે સ્વીકારવામાં આવેલો છે. આ ધંધો કરવાથી અહુર-મઝદા ઘણો જ ખુશી રહે છે એમ તેઓ માનતા.

ખેડૂતોના ઘણાં કુટુંબો એકાંમળીને સહકારી ધોરણે વિશાળ જમીનો ખેડતા. કેટલીક જમીનો ઉમરાવોની સ્વતંત્ર માલિકીની હતી. તેઓ ભાગ પેટે અનાજ આપીને ખેડૂતો પાસે ખેતી કરાવતા, બાકીની જમીનો પરદેશી ગુલામો પાસે ખેડાવવામાં આવતી.

ધાતુની અણીવાળા લાકડાના હળને બળદો ખેંચતા. પર્વત ઉપર બનાવેલાં જળાશયોમાંથી નહેર વાટે ખેતરોને પાણી પૂરું પાડવામાં આવતું.

તેમનો મુખ્ય ખોરાક ઘઉં અને જવ હતો પણ તેઓ ખોરાકમાં માંસનો સારો ઉપયોગ કરતા. તેઓ દારૂ પણ ખૂબ પીતા. સાયરસ પોતાના લશ્કરને પણ દારૂ પીવા માટે આપતો. કોઈ પણ મહત્ત્વની નીતિ અંગે જ્યારે ચર્ચા-વિચારણા કરવાની હોય ત્યારે રાજનીતિજ્ઞો દારૂ પીધા વગર તે શરૂ કરતા જ નહીં !

દેવોને પણ 'આઓમા' નામનું માદક પીણું ધરાવવામાં આવતું.

**વેપાર :**

ઈરાનમાં વેપારનો વિકાસ બહુ થોડો થયો હતો, કારણ તેઓ પોતાની જરૂરિયાતની વસ્તુઓ પશ્ચિમ એશિયા પાસેથી ખરીદી લેતા. તેમણે વેપાર કરતા સંદેશાવ્યવહાર અને વાહનવ્યવહાર વિકસાવવા પાછળ વધુ ધ્યાન આપ્યું હતું.

દારયસ પહેલાના માર્ગદર્શન નીચે ઈરાનના ઇજનેરોએ જુદી જુદી રાજધાનીનાં શહેરોને જોડતા લાંબા રસ્તા તૈયાર કર્યા હતા. આમાંનો એક ધોરીમાર્ગ-સુસાથી સાર્ડીસનો-તો લગભગ પંદરસો માઈલ લાંબો હતો.

રસ્તાનું માપ ચોક્કસપણે લેવામાં આવતું. રસ્તાને 'પરસંગ'‡માં માપવામા આવતો. દર ચોથા પરસંગે એક શાહી મથક અને મુસાફરખાનું બાધવામા આવ્યુ હતુ. શાહી મથકો ઉપર ઘોડા રાખવામા આવતા. શાહી ટપાલની હેરફેર જલદીથી થઈ શકે તે માટે ઘોડાનો ઉપયોગ કરવામા આવતો. સામાન્ય મુસાફરને સુસાથી સાર્ડીસ પહોચતા નેવુ દિવસ લાગતા જ્યારે સરકારી ટપાલ અઠવાડિયાથી પણ ઓછા સમયમા સુસાથી સાર્ડીસ પહોંચાડી શકાતી. રસ્તામાં આવતા દરેક શાહી મથકે ઘોડા બદલવામા આવતા.

મોટી મોટી નદીઓ હોડીમાં બેસીને પાર કરવામા આવતી, પણ ઈરાનના ઇજનેરો એવા હોશિયાર હતા કે જરૂરત પડતી ત્યારે યુફ્રેટીસ ને હેલીસપોન્ત (Hellespont) આરપાર એવા મજબૂત પુલો બાંધી શકતા કે તેના ઉપર હાથીઓ જેવાં વજનદાર પ્રાણીઓ પણ સહીસલામત રીતે પસાર થઈ શકે. બીજા રસ્તાઓ અફઘાનિસ્તાનમા થઈને હિંદુસ્તાન સુધીના પણ બાંધ્યા હતા.

આવા લાંબા લાંબા રસ્તાઓ બાધવાનું પ્રયોજન લશ્કર તેમજ સરકારને સુવિધા મળે તે હતુ. આથી કેન્દ્રીય સરકારને રાજ્યનો વહીવટ કરવામા ઘણી સરળતા પડતી. કેન્દ્રની સત્તા પણ પ્રાંતો ઉપર જળવાઈ રહેતી. આ ઉપરાત, વેપારને પણ ઘણો ફાયદો થયો હતો.

વહાણવટું :

વહાણવટાનો વિજ્ઞાન તરીકે બહુ વિકાસ થયો ન હતો. ઈરાનના રાજાઓને પોતાનું આગવું નૌકાદળ હતું નહી પણ આ લોકો ચાંચિયાવૃત્તિ કરતા. તેઓ ફીનિશિયા અને ગ્રીક લોકોનાં વહાણો જપ્ત કરતા.

દારયે રાતા સમુદ્ર અને નાઈલમાથી પસાર થતી, ઈરાનને ભૂમધ્ય સમુદ્ર સાથે સાંકળતી લાંબી નહેર બધાવી હતી, પણ તેના વારસદારોએ આ નહેરની તદ્દન ઉપેક્ષા જ કરી તેથી બહુ જ થોડા સમયમાં આવડી મોટી નહેર નષ્ટપ્રાય થઈ ગઈ.

ઈરાનમાં મોટે ભાગે પરદેશી વેપારીઓ જ વેપાર કરતા. ઈરાનના ધર્મમાં જૂઠું બોલવાની મનાઈ હતી અને વેપારમાં તો ઘણીવાર જૂઠું બોલવું પડે તેથી ઈરાનના લોકો વેપારમાં પડતા નહીં. પૈસાદાર

‡ ૧ પરસંગ = ૩ ૪ માઈલ.

વર્ગ પોતાની જરૂરિયાતની વસ્તુઓ પોતાના ખેતરમાંથી કે દુકાનોમાંથી લઈ લેતા પણ જાતે કદીયે લેવડદેવડ કરતા નહીં.

પહેલાંના વખતમાં તો પગારની, ધીરધારની તેમજ વ્યાજની ચુકવણી વસ્તુવિનિમયથી કરવામાં આવતી. સોનારૂપાના સૌ પ્રથમ સિક્કા લીડિયાએ પડાવ્યા હતા. દારયે આ સિક્કાઓની નકલ કરી પોતાની મુખાકૃતિવાળા સોનાચાંદીના સિક્કા પડાવ્યા હતા. ઇરાનમાં સોનાના સિક્કા એકલો સમ્રાટ જ પડાવી શકતો. સત્રપીઓને ચાંદીના સિક્કા પડાવવાની છૂટ હતી. સોનાના સિક્કા 'દરિક' કહેવાતા. દરિકને દારયના નામ સાથે કોઈ સબંધ ન હતો. એમ કહેવાય છે કે સિકંદર જ્યારે ઈરાનથી પાછો ફર્યો ત્યારે પોતાની સાથે પુષ્કળ સોનાના સિક્કાઓ લઈ ગયો હતો. સોનાના એક સિક્કા બરાબર ચાંદીના ૧૩.૫ સિક્કા થતા.

## ધર્મ

ઈરાનમાં ધર્મનો ફેલાવો કરવા જરથુષ્ટ્ર નામના એક મહાન પયગંબર ઈસુ ખ્રિસ્તના જન્મ પહેલા લગભગ આઠસો વર્ષ પહેલાં થઈ ગયા. ગ્રીક લોકો તમને ઝોરાસ્ટ્રીસ કહેતા. તેમના જન્મની આગળપાછળ દંતકથાઓ ગૂંથાઈ છે. તેમનો જન્મ દૈવી રીતે થયો હતો એમ ત્યાંની પ્રણાલિકા કહે છે. તેમનો જન્મ થતાં જ તેઓ રડવાને બદલે ખૂબ હસ્યા હતા એમ કહેવાય છે.

જરથુષ્ટ્ર પ્રાણી માત્ર ઉપર દયા રાખવાવાળા અને સદાચારી હતા. તેઓ એકાંતપ્રિય હતા તેથી તેમણે મનુષ્યોની વચ્ચે વસવું છોડી જંગલમાં રહેવું પસંદ કર્યું હતું અહીં તેઓ કંદમૂળ ખાઈને જીવતા. શેતાને તેમને ચળાવવાનો ઘણો પ્રયાસ કર્યો પણ તે નિષ્ફળ ગયો. જરથુષ્ટ્રને તેમના દેવ અહુરમઝદામાં અખૂટ શ્રદ્ધા હતી. શેતાને તેમને હેરાન કરવામાં કચાશ રાખી નહીં. તો પણ તેઓ પોતાના દેવ પ્રત્યેની શ્રદ્ધામાંથી ચલ્યા નહી. આથી દેવે પ્રસન્ન થઈ તેમને દર્શન દીધાં અને 'અવેસ્તા'નું પુસ્તક હાથોહાથ ભેટ આપ્યું. આ ગ્રંથ ડહાપણ ભરેલાં નીતિસૂત્રોથી ભરપૂર છે. દેવે જરથુષ્ટ્રને આ સૂત્રો માનવજાતને ઉપદેશવાનો આદેશ આપ્યો.

ઘણા કાળ સુધી તો લોકોએ આ સૂત્રોની જાહેરમાં હાંસી ઉડાવી પણ છેવટે ઈરાનના એક વંશના વિસ્તાસ્પ કે ગુસ્તાસ્પ નામના કુમારે આ ઉપદેશોનું શ્રવણ કર્યું અને લોકોમાં પણ તેનો ફેલાવો કરવા વચન આપ્યું. આ કુમાર 'કય' વંશનો હતો.

આમ અપો જરથુષ્ટ્ર ઇરાનના 'કય' વંશના બાદશાહ વિશ્તાસ્પના વખતમાં થઈ ગયા.

જરથુષ્ટ્રનો સમય નક્કી કરવો ઘણો અઘરો છે. ગ્રીક લોકોએ તેમને ઐતિહાસિક વ્યક્તિ તરીકે માન આપ્યું છે તેમના જ કથન મુજબ જરથુષ્ટ્ર ગ્રીકો કરતાં પાંચ હજાર ને પાંચમો વર્ષ પૂર્વે થઈ ગયા. બેબિલોનનો પ્રખ્યાત ઇતિહાસકાર બેરોસસ તેમનો સમય ઈ પૂ. બે હજારમા મૂકે છે. કેટલાક તેમને ઈ. પૂ. આઠ હજાર વર્ષ ઉપર મૂકે છે આજના ઇતિહાસકારો તેમને ઈસુના દસમા અને છઠ્ઠા સૈકા વચ્ચે મૂકે છે * પરંતુ ગાથા અને વેદની ભાષાઓના સામ્ય પરથી, તેમના અને વેદોના દેવો અને ક્રિયાકાંડોના સામ્ય પરથી અને જરથુષ્ટ્રના કેટલાક સમકાલીનોના નામ વેદમાંથી મળે છે તે ઉપરથી જરથુષ્ટ્ર વેદકાળના અંતભાગમાં થઈ ગયા હશે એમ માની શકાય. જરથુષ્ટ્રે વેદના કેટલાક સિદ્ધાંતો સામે વિરોધ ઉઠાવ્યો અને એક જુદો જ ધર્મ સ્થાપ્યો.

જરથુષ્ટ્રે સ્થાપેલા જુદા ધર્મ પહેલાં તો હિંદુઓ અને ઇરાનીઓ એક જ ધર્મ પાળતા હતા જે હિંદ–ઇરાની ( Indo-Iranian ) ધર્મને નામે ઓળખાય છે. આથી જ વેદ અને અવેસ્તામાં કેટલાક દેવોનાં નામ એકસરખાં જોવા મળે છે. એ રીતે તો ઇરાનનો 'મિથ્ર' તે જ વેદનો 'મિત્ર' છે. બંને નામો સૂર્યદેવનાં જ છે. આવી જ રીતે ઇરાનનો 'મિહ્ર' પરથી સંસ્કૃતનો મિહિર (સૂર્ય) શબ્દ થયો છે. વેદની જે પશુબલિની ભાવના હતી તેનો જરથુષ્ટ્રે બહિષ્કાર કર્યો. પશુબલિ આપવાની પ્રથાને તેમણે વખોડી કાઢી. આ ઉપરાંત, પહેલાં બંને પ્રજા સોમપાન કરતી હતી, તેનો પણ જરથુષ્ટ્રે નિષેધ કર્યો. જો કે પાછળથી જરથોસ્તી ધર્મમાં થોડા પ્રમાણમાં સોમપાન (માદકપીણું) કરવાથી છૂટ અપાઈ છે.

વેદનો એકેશ્વરવાદ ગૌણ છે, જ્યારે અવેસ્તાનો એકેશ્વરવાદ ચોક્કસ છે. વેદમાં એક ઇષ્ટદેવ ઉપરાંત બીજા ગૌણ દેવો ઘણા છે, જ્યારે અવેસ્તામાં ઇષ્ટદેવ એક જ અહુર–મઝદા જ છે. બીજા બધા તેના ફિરસ્તાઓ છે.

*ડૉ. ફિરોજ, કાવસજી, દાવર : ઈરાનનો ગેરાજ, પૃ. ૧૦

દારયુ પહેલાએ જરથુસ્ત્રના આ નવા જરથોસ્તી ધર્મને અપનાવવા તેણે ધર્મના જૂના પંથો તેમજ 'મગી'* બ્રાહ્મણોનો બહિષ્કાર કર્યો અને જરથોસ્તી ધર્મને રાજ-ધર્મનું સ્થાન આપ્યું

## જરથોસ્તી નીતિસૂત્રો :

અહુર મઝદાએ સૃષ્ટિની સાથે જ ભલાઈ અને બુરાઈની શક્તિઓ ઉત્પન્ન કરી. આ બે શક્તિઓ વચ્ચે સૃષ્ટિના અંત સુધી ઘર્ષણ ચાલુ જ રહેશે. પણ છેવટે વિજય ભલાઈનો જ છે. દરેક માનવીના અંતરમાં આ બે શક્તિઓ વચ્ચે તેની ઇચ્છા હોય કે ન હોય તો પણ ઘર્ષણ ચાલ્યા જ કરે છે. છેવટનો વિજય ભલાઈનો છે એટલે દરેક મનુષ્યે બુરાઈથી હંમેશાં દૂર રહીને ભલાઈનો જ સાથ રાખવો જોઈએ એવો જરથોસ્તી ધર્મનો આદેશ છે.

જરથોસ્તી ધર્મમાં ફરજ ઉપર ખૂબ ભાર મૂકવામાં આવ્યો છે. આ ફરજ તે બુરાઈ સામે લડવાની. બીજી ફરજ હંમેશાં કર્તવ્યનિષ્ઠ રહેવાની છે. દરેક જરથોસ્તીને ભલાઈનાં કામો કર્યા કરવાનો ઉપદેશ અપાયેલો છે. આ કામો દ્વારા જ મોક્ષપ્રાપ્તિ થશે.

જરથોસ્તી ધર્મમાં 'સંન્યાસી' જીવનને ધિક્કારવામાં આવેલું છે, કારણ તેમાં સ્વાર્થ રહેલો છે. સંન્યાસી પોતાના જ મોક્ષની ચિંતા કરે છે; જ્યારે જરથોસ્તી ધર્મ એ સ્વાર્થી માર્ગે જવાને બદલે લોકકલ્યાણને માર્ગે જવાનો અનુરોધ કરે છે. પરોપકારનાં જેટલાં કામો બને તેટલાં કરવાં જોઈએ અને કામ કરવા માટે શારીરિક શક્તિ જોઈએ. શક્તિ મેળવવા માટે યોગ્ય આહાર આવશ્યક છે. તેથી જરથોસ્તી ધર્મમાં ઉપવાસ કરવાનું ફરમાન નથી.

---

*ઇરાનના ધર્મગુરુઓ 'મેગી' નામથી ઓળખાતા. ભારતમાં શ્રીકૃષ્ણના પુત્ર 'સાંબ' શાકદ્વીપમાંથી સૂર્યપૂજાની પ્રથા ભારતમાં લાવ્યા એવી પુરાણોમાં અનુશ્રુતિ છે. આ શાકદ્વીપ ઈરાનનું સિસ્તાન (શકસ્થાન) હોવા સંભવ છે. ઉત્તર ભારતમાં મળતી સૂર્યની પ્રતિમાઓમાં રહેલી ઈરાની વેશભૂષા આ અનુશ્રુતિને સમર્થન આપે છે. સૂર્યપૂજાની પદ્ધતિ જાણનારા 'મગ' નામે લોકો સાંબ ભારતમાં લાવ્યો એ અનુશ્રુતિ પરથી ઈરાનના મગી નામે લોકોને ભારતીય પ્રજાએ મગ બ્રાહ્મણો તરીકે અપનાવ્યા હોવાનું માલૂમ પડે છે.

દરેક જરથોસ્તીના જીવનમાં ભક્તિ, પ્રભુ–પરાયણતા આવશ્યક છે. જેમ શરીરને સ્નાનની જરૂર છે તેમ આત્માને પણ ભક્તિરૂપી સ્નાનની જરૂરત છે. ઈશ્વરના સાનિધ્યમાં જલદીથી પહોંચવા માટે ભક્તિ એ જ ટૂંકામાં ટૂંકો અને સહેલામાં સહેલો માર્ગ છે. હિંદુ ધર્મમાં પણ ભક્તિને આવું જ સ્થાન મળેલું છે.

જરથોસ્તી ધર્મમા મનની પવિત્રતા ઉપર ખૂબ ભાર મુકાયેલો છે. આ ધર્મમાં પ્રેમ છે પણ તેનું સ્થાન ગૌણ છે. ભલાઈ અને પવિત્રતા ઉપર વધારે ભાર મૂકવામાં આવ્યો છે. †જરથુષ્ટ્ર કહે છે કે ભલાઈનો બદલો ભલાઈથી અને બુરાઈનો બદલો ન્યાયથી આપો. પાપની આગળ નમી જવું અથવા તેને માફ કરવું એ તેને ઉત્તેજન આપવા બરાબર છે. પાપનો તો સામનો જ કરવો જોઈએ; પછી ભલે એમાં હથિયારનું બળ પણ વાપરવું પડે તો વાપરવું.

જરથોસ્તી ધર્મમાં દેવળો કે દેવની પ્રતિમા નહીં બનાવવાનું ફરમાન છે, કારણ ઈશ્વર નિરાકાર છે. તેઓ ટેકરીઓની ટોચ ઉપર, રાજમહેલોમાં અથવા તો શહેરની વચ્ચે એક વેદી રચતા અને તેમાં અગ્નિ પ્રજ્વલિત રાખતા. અગ્નિને તેઓ પવિત્ર માનતા. અગ્નિ એ પ્રકાશનો દેવ હતો. આ અગ્નિ કદી બુઝાય નહિ તેની તેઓ કાળજી રાખતા. આ જ અહુર મઝદા હતો. આ અગ્નિની તેઓ પૂજા કરતા અને તેને ફળ, ફૂલ, અનાજ, વગેરેનો ભોગ ધરતા. પહેલાં તો વેદીને પશુબલિ અને ઘણા પ્રાચીન કાળમાં માનવ બલિ પણ ચઢાવવામાં આવતો.‡ દેવો તો ભાવનાના ભૂખ્યા હતા. તેઓ ભોગની ભાવનાનો સ્વીકાર કરતા અને સ્થૂલ ભોગ ધર્મગુરુઓ અને ભક્તો વચ્ચે વહેંચી લેવામાં આવતો. આ બધી પૂજા 'મગી' બ્રાહ્મણો કરાવતા. દેવોને 'હાઓમા' નામનું માદક પીણું, જેને વેદમાં 'સોમરસ' કહેવામાં આવ્યો છે તે પણ ધરાવવામાં આવતું. દેવોને ધરાવ્યા પછી આ પીણું ધર્મગુરુઓ પીતા અને બાકીનું ભક્તોમાં પણ વહેંચતા.

**મરણોત્તર જીવન વિશેની કલ્પના :**

ઈરાની લોકોનું જીવન પવિત્ર હતું. તેઓ હંમેશાં સાચું જ બોલતા. તેથી તેમને મૃત્યુની બીક ન હતી. અસ્તિવિહાદ (**Astivihad**)

† ફિરોઝ કાવસજી દાવર : ઇરાનનો વૈરાગ, પૃ. ૧૫

‡ વીલ ડુરાં : અવર ઓરિયેન્ટલ હેરિટેજ, પૃ. ૩૭૦

મૃત્યુદેવ કોઈને પણ માર્યા વગર છોડતો નથી એમ તેમનો ધર્મ કહેતો હતો. સ્વર્ગ અને નરકની તેમની કલ્પના સ્પષ્ટ હતી. તેઓ એમ માનતા કે, દરેક મૃતાત્માને એક પુલ ઉપરથી પસાર થવાનું હોય છે. સારો આત્મા આ પુલ સહેલાઈથી પસાર કરે છે. તે પછી અનંત કાળ પર્યંત અહુર-મઝદા સાથે સુખથી રહે છે. પણ જેનો આત્મા ખરાબ હોય છે તે આ પુલ ઉપરથી પસાર થઈ શકતો નથી અને નરકની ઊંડી ગર્તામાં પડે છે અને ત્યાં ખૂબ હેરાન થાય છે. નરકમાં ઘોર અંધકાર અને ભયપ્રેરક વાતાવરણ હોય છે. અહીં વસતા આત્માઓ અનંત વર્ષો લગી દુઃખો ભોગવ્યા કરે છે. જે મનુષ્યના સદ્‌ગુણો તેણે કરેલાં પાપો કરતાં વધારે હોય છે તો તેવો આત્મા થોડો વખત દુઃખ ભોગવી પછી સ્વર્ગમાં જાય છે. જરથોસ્તી ધર્મ કહે છે કે, " જે દિવસે છેલ્લો ચુકાદો (last judgment) આવશે ત્યારે અહુર-મઝદાનું જ રાજ્ય સારા જગતમાં હશે; અહરીમન અને બીજાં ખરાબ તત્ત્વોનો સમૂળગો નાશ ત્યારે થશે, અને દરેક સદ્‌ગત આત્મા દુઃખ, અંધકાર અને ખરાબ તત્ત્વ વગરની દુનિયામાં ફરીથી પુનર્જીવન પામશે. સદ્‌ગત આત્માઓ સજીવન થશે, તેમના મૃત શરીરમાં પ્રાણનો ફરી સંચાર થશે અને પછી જગત ઉપર તેઓ વૃદ્ધાવસ્થા વગરનું અમર જીવન જીવવાનું શરૂ કરશે."

આ રીતે જરથોસ્તી ધર્મ ઈરાનના લોકોને સદાચારી અને પવિત્ર જીવન ગાળવાનો અનુરોધ કરે છે.

## દેવો

હિંદ-ઈરાની ધર્મમાં જે મિત્ર (સૂર્ય) દેવ હતા, તે જ દેવ વેદમાં 'મિત્ર' અને અવેસ્તામાં 'મિથ્ર' તરીકે જાણીતો છે. વેદમાં જેમ મિત્ર-વરુણની જોડી છે તેમ અવેસ્તામાં મિથ્રને અહુર-મઝદા સાથે સાંકળવામાં આવ્યો છે. જરથોસ્તી ધર્મમાં પણ મિથ્રનો દરજ્જો ઘણો ઊંચો માનવામાં આવેલો છે. તે ઇષ્ટદેવ તરીકે ગણાયેલો છે. જેવી રીતે હિંદુઓ શંકર કે અંબાને નામે શપથ લે છે તેવી રીતે ઇરાનમાં મિથ્રને નામે શપથ લેવાતા. આ દેવને નામે જૂઠા સોગંદ લેનારને 'મિથ્રદ્રુજ'* એટલે કે દેવને ઠગવાનો ગંભીર ગુનો ગણાતો. મિથ્ર ઇષ્ટદેવ હોવાથી તેને ફળદ્રુપતાનો ફિરસ્તો, તારણહાર તરીકે વર્ણવવામાં આવેલો છે.

* પ્રો. ફિરોઝ કાવસજી દાવર : ઈરાનનો વારસો પૃ. ૧૮૬

સિકંદરના ઈ. પૂ. ૩૨૩ માં મૃત્યુ બાદ ઈરાનમાં કોઈ કેન્દ્રીય સત્તા રહી નહીં અને રાજકીય અંધાધૂંધી ફેલાઈ હતી. આ દરમિયાન જરથોસ્તી ધર્મમાં સડો પેઠો. ઈરાનનો જે મિથ્રપંથ હતો તે પરદેશોમા ફેલાવા લાગ્યો. પણ આ પંથ જરથોસ્તી ધર્મથી અલગ થતો ગયો. પરદેશોએ + પોતાનાં દેવદેવીઓમા આ મિથ્ર અને તેની દેવી અનાહિતાને પોતાનાં ઇષ્ટ દેવ-દેવી સાથે સાંકળી લીધા. દા. ત., બેબિલોનમાં મિથ્રને શમશ અને અનાહિતાને ઇશ્તાર સાથે, રોમમા મિથ્રની પૂજા Sol–invictos સાથે જોડી દેવામા આવી.

મિથ્રપંથ પરદેશોમાં ફેલાતાં તેમાં બિનજરથોસ્તી તત્ત્વ ભળ્યાં અને તેમાં ગુપ્તવિધિઓ દાખલ કરવામા આવી. જો કે આ વિધિમાં કોઈ અશ્લીલતા ન હતી

આની વિધિપૂર્વકની મિથ્રની પૂજા ભોંયરામાં થવા લાગી. જો કે મિ. માદનના મત મુજબ તો આવો કોઇ પંથ ઈરાનમાં હતો જ નહીં.‡

દારય પહેલાએ જરથોસ્તી ધર્મનું બહુમાન કર્યું પણ પછીથી ધીમે ધીમે અહુર-મઝદાની પૂજા ઓછી થતી ચાલી અને મિથ્ર-અનાહિતાની પૂજા એટલે કે મિથ્રપંથ જોર પકડતો ચાલ્યો. મિથ્રપંથને રોમન સામ્રાજ્યમા ઘણો આવકાર મળ્યો.

જરથુષ્ટ્રના મૃત્યુ બાદ જે 'મગી' બ્રાહ્મણોનો બહિષ્કાર થયો હતો તે બ્રાહ્મણોનું જોર વધ્યું. તેમણે મિથ્ર અને અનાહિતાની મૂર્તિઓ બનાવડાવી અને ઘણાં શહેરોમા તેમની પ્રતિષ્ઠા કરાવી. તેમણે જરથુષ્ટ્રના સિદ્ધાંતો અપનાવી, સુધારીને પોતાના સંપ્રદાયમા ભેળવી દીધા.

પગલું ભરતા નહીં. આ બ્રાહ્મણોમાં પણ જે ઊંચા પ્રકારના હતા તેઓ સાધુ જીવન ગાળતા; જ્યારે થોડી નીચી કક્ષાના બ્રાહ્મણો જાદુ, ભવિષ્યકથન તેમજ સ્વપ્નોના અર્થ ઘટાવતા અંગ્રેજીમાં Magic* શબ્દ આ 'મગી' બ્રાહ્મણોના નામ ઉપરથી જ આવેલો છે.

ધીમે ધીમે ઈરાનના ધર્મમાંથી જરથોસ્તી તત્ત્વ ઘસાતું ગયું. સાસાની વંશમાં થોડો વખત જરથોસ્તી ધર્મ પુનર્જીવિત થયો પણ મુસ્લિમો અને ટાટર (Tatar)ના ઈરાન ઉપરના આક્રમણ પછી આ ધર્મ લુપ્ત થઈ ગયો.

આજે જરથોસ્તી ધર્મ ભારતમાં વસતા પારસીઓ અને ફાર્સ પ્રાંતમાં વસતા લોકો જ પાળે છે. આ લોકો આજે પણ તેમના જૂનાં ધાર્મિક પુસ્તકોનું અધ્યયન કરીને જરથોસ્તી ધર્મ ચુસ્ત પણે પાળે છે. તેઓ અગ્નિ, પૃથ્વી, પાણી અને હવાને પવિત્ર માને છે. તેઓ તેમના શબોને પક્ષીઓના ભક્ષણ માટે 'ભરતી' (tower of silence)માં રાખે છે. શબને અપવિત્ર ગણે છે, અને અગ્નિ પવિત્ર છે. એટલે શબને અગ્નિમાં મૂકવાથી અગ્નિ અપવિત્ર થઈ જાય એવું તેઓ માને છે. તેથી તેઓ શબને અગ્નિનો સ્પર્શ થવા દેતા નથી. આ લોકો નીતિનું ઉચ્ચ ધોરણ જાળવી શુદ્ધ ચારિત્ર્ય ધરાવે છે તે જરથુષ્ટ્રના સિદ્ધાંતોને જ આભારી છે.

## કલા અને સ્થાપત્ય

ઈરાનના લોકોનો મોટા ભાગનો વખત લડાઈઓ લડવામાં જ જતો તેથી તેમને કલાને ખીલવવાનો બહુ વખત મળ્યો નહીં. આમ છતાં તેઓ શોખીન પ્રજા હતી તેથી કલાપ્રિય પણ હતા. તેમને ઘરમાં સુંદર વસ્તુઓ ભેગી કરવાનો શોખ હતો. પણ આ માટે તેઓ પરદેશો ઉપર જ આધાર રાખતા. તેઓ કલાકારીગરીની વસ્તુઓ પરદેશમાંથી મંગાવતા.

તેમનાં મકાનો વિશાળ હતાં. તેઓ બગીચા પણ રાખતા આ બગીચાઓ એટલા વિશાળ હતા કે શિકાર માટેની ત્યાં સુવિધાઓ રાખવામા આવતી. ઘણી વાર ત્યાં પશુઓનું સંગ્રહસ્થાન પણ રાખવામા આવતું.

તેઓ તેમના મકાનમાં કીમતી ગાલીચાઓ વસાવતા. તેઓ મેજ ઉપર સોનાચાંદીનાં પતરાં જડાવતા. પલંગો ઉપર પણ સુંદર પરદેશી

---

* વીલ ડૂરાં : અવર ઓરિયેન્ટલ હેરિટેજ પૃ. ૩૭૬

ચાદર બિછાવતા. જમીન ઉપર પણ સુંદર રંગોવાળા ભરતકામની કારીગરીવાળા કીમતી ગાલીચા પાથરતા

તેઓ કેટલાક વાસણો પણ સોનાચાંદીનાં વાપરતા. તેઓ તેમનાં ટેબલો તેમજ અભનાઈઓ પરદેશી કારીગરીવાળા ફૂંડાં વડે સુશોભિત કરતા. તેઓ ગીત, નૃત્ય, અને તંતુવાદ્યના શોખીન હતા.

તેઓ ઘરેણાંના પણ શોખીન હતા. પુરુષો પણ કાનમાં, હાથમાં અને ગળામાં રત્નો પહેરતા. મોતી, માણેક, વૈદુર્ય, લીલમ વગેરે બહારથી મંગાવવામાં આવતાં ટુરકોઈઝ (Turquoise) તો તેમને ઈરાનની ખાણોમાંથી પૂરતા પ્રમાણમાં મળી રહેતો. ટુરકોઈઝ નંગમાંથી પૈસાદારો મુદ્રાઓ પણ બનાવતા. રાજાના સિંહાસનને ચાર સોનાના પાયા અને સોનાના દાંડાવાળું છત્ર રાખવામાં આવતું.

લીડિયાના સંપર્કથી ઈરાન સોનાચાંદીના સિક્કા બનાવતાં શીખ્યું હતું. આ સિક્કાઓ ઉપર રાજાની મુખાકૃતિ હોય છે. કેટલાક સિક્કાઓ ઉપર રાજાને સિંહનો શિકાર કરતો પણ બતાવાયો છે. પાર્થિયન સિક્કાઓ ઉપર રોમનોની અસર છે. પણ આના કરતાં સાસાની વંશના સિક્કાઓ સાધારણ સારા છે. સાસાનીઓ રૂપાના સિક્કાને દિરમ અને સોનાના સિક્કાને દિનાર કહેતા.+ આ સિક્કાઓ ઉપર એક તરફ રાજાનું અને બીજી તરફ સ્ત્રી (રાજાની પટરાણી)નું મુખ અંકિત કરેલું હોય છે. કેટલાક સિક્કાઓ ઉપર બીજી તરફ અગ્નિનું ચિહ્ન પણ હોય છે. સાસાની સિક્કાઓમાં રાજાના વાળ લાંબા અને ગુચ્છાદાર હોય છે. આ રાજાઓ કાનમાં કડી અને ગળામાં મોતીની માળા પણ પહેરતા હશે, કારણ સિક્કાઓ ઉપર તે અંકિત કરેલી છે.

ઈરાની રાજાઓમાં નવા રાજાની સાથે નવી સન શરૂ કરવાનો રિવાજ હતો.* સિક્કાઓ ઉપર રાજાએ કેટલા વરસ રાજ્ય કર્યું તે પણ નોંધવામાં આવતું

---

+ પ્રો. ફિરોઝ, કાવસજી, દાવર : ઇરાનનો વૈભવ, પૃ. ૨૮૬

* પ્રો. ફિરોઝ, કાવસજી, દાવર ઇરાનનો વૈભવ. પૃ. ૨૮૬

**ચિત્રકળા :**

સાસાની યુગમાં ચિત્રકળાની ખીલવણી સારી થઈ હતી તેમાં જાત જાતના રંગોની મિલાવટ પણ કરવામાં આવતી. ઈરાનમાં રાજાઓ મૃત્યુ પામે તે પહેલાં તેનું ચિત્ર દોરીને રાજમહેલમાં ટીંગાડવામા આવતું.

**ગાલીચા બનાવવાનો હુન્નર :**

આ હુન્નર ઈરાનમાં પ્રાચીન કાળથી આજ પર્યંત ચાલુ રહેલો જણાય છે. સાસાની બાદશાહો ખુબ જ કીમતી ગાલીચા વાપરતા. એમ કહેવાય છે કે તેમાંનો એક તો ૪૫૦ ફૂટ લાંબો અને ૯૦ ફૂટ પહોળો હતો. આ ગાલીચામાં બગીચાનો દેખાવ ભરવામાં આવ્યો હતો. તેમાં મોતી, નીલમ તથા અનેક કીમતી જવાહીરો ગૂંથવામાં આવ્યાં હતાં. જ્યારે આરબોએ ઈરાન જીત્યું ત્યારે આ ગાલીચાને જાળવીને રાખવાને બદલે તેમણે ટુકડા કરીને વહેંચી દીધો.†

ઈરાનનો રાષ્ટ્રધ્વજ પણ આવો અમૂલ્ય જ હતો પણ તેના પણ આરબોએ ગાલીચા જેવા જ હાલ કર્યા.

ઈરાનીઓ સુંદર વસ્ત્રો પણ બનાવી જાણતા. ઘણી વાર દરબારમાં ઈનામ તરીકે પોષાક અને પાઘડીઓ આપવામાં આવતાં.

ચિનાઈ માટીનાં વાસણો બનાવવાનો હુન્નર પણ ઈરાનમાં પ્રાચીન કાળથી ચાલ્યો આવતો હતો. આ વાસણો ઉપર તેઓ પશુપક્ષીઓની આકૃતિઓ પણ દોરતા. ઈરાનનું પ્રાચીન શહેર રૅય (હાલનું તહેરાન) પણ ચિનાઈ માટીનાં વાસણો બનાવવા માટે પ્રખ્યાત હતું.‡ હાલમાં આ કામ કાશાનમાં સૌથી સરસ થાય છે. કાશાનના નામ ઉપરથી ત્યાનાં વાસણોને પણ 'કાશી' કહેવામાં આવે છે.*

**સ્થાપત્ય :**

ઈરાનના સ્થપતિઓએ બેબિલોન, અસુર અને મિસરમાંથી પ્રેરણા લીધી હશે. તેમણે સ્થાપત્યમા પોતાની અનોખી સ્થાપત્યશૈલી ઉત્પન્ન કરી હતી. તેમણે સ્થાપત્યમાં પહેલેથી જ પથ્થરનો ઉપયોગ શરૂ

† પ્રો. ફિરોઝ કાવસજી, દાવર : ઈરાનનો વૈરાગ, પૃ. ૨૯૮
‡ પ્રો. ફીરોઝ કાવસજી દાવર : ઇરાનનો વૈરાગ. પૃ. ૨૯૯
* પ્રો. ફિરોઝ કાવસજી દાવર : ઇરાનનો વૈરાગ પૃ. ૨૯૯

કર્યો હતો, કારણ ઈરાન પર્વતોનો દેશ હતો એટલે ત્યાં પથ્થર પુષ્કળ પ્રમાણમાં હતો.

ઈરાની રાજાઓએ ઘણા મહેલો બંધાવ્યા હતા. જો કે આજે તો તેના જૂજ અવશેષો મળે છે. ઈરાનની રાજધાનીનું શહેર પરસીપોલીસ હતું. અહીં અલીશાન મકાનો અને ભવ્ય રાજમહેલો બાંધવામાં આવ્યા હતાં. ઈ. પૂ. ૩૩૦મા સિકંદરને હાથે પરસીપોલીસનો નાશ થયો પણ આજે પણ ત્યાના ખંડેરો તેના પ્રાચીન ગૌરવની સાક્ષી પૂરે છે.

પરસીપોલીસના મહેલો ઊંચા મંચ ઉપર બાંધવામા આવેલા છે. મંચ ઉપર પહોંચવા માટે કાળા સંગેમરમરના વિશાળ દાદરો છે. આ દાદરની પહોળાઈ લગભગ ૨૨ ફૂટ જેટલી છે દરેક પગથિયાની ઊંચાઈ ત્રણ કે ચાર જ ઇંચ છે આવા વિશાળ દાદર ઉપર એક સાથે દસ ઘોડેસવારો ચડી શકે તેમ છે.

સુસાના મહેલો માટીથી ચણેલા છે. આમાં તેમણે માટીને ઓછી-વધતી ગરમી આપીને રંગો ઉત્પન્ન કરેલા છે. આ મહેલોના દીવાન-ખાનામા અનેક મોટા મોટા સ્તંભો ઊભા કરવામાં આવેલા છે એટલે દીવાનખાનું અતિશય મોટું છે. દીવાનખાનાનાં સ્તંભો ૩૫ ફૂટ ઊંચા છે. આજે આમાનાં આઠેક સ્તંભો જ બચ્યા છે.

**અસ્તોદાન : કબર**

ઈરાનમાં શબોને ભસ્તીમાં રાખવાનો રિવાજ હતો તે આપણે આગળ જોઈ ગયા છીએ. પણ દેહનો ભક્ષ થઈ ગયા પછી વધેલાં અસ્થિને પેટીમાં ભરીને સાચવવામાં આવતાં અને તેના ઉપર અસ્તોદાન (કબર) ચણવામાં આવતું. સાયરસનું અસ્તોદાન પસરગડી (Pasargadae)માંથી મળી આવ્યું છે. પસરગડી તેમની પ્રથમ રાજધાનીનું શહેર હતું. આ અસ્તોદાન ૩૫ ફૂટ ઊંચું છે. તેમાં દાખલ થવાનો દરવાજો બહું નીચો છે. અંદરનું રાચરચીલું ચોરાઈ ગયું છે.

**શિલ્પ :**

રાજમહેલની અંદરનાં શિલ્પો ધ્યાન ખેંચે તેવાં છે. તેઓ સિંહ, અને વૃષભનાં શિલ્પો કંડારતા. રાજમહેલના મુખ્ય દરવાજે માનવમુખવાળાં

વૃષભનાં શિલ્પો કંડારેલાં છે. સ્તંભની ઉપર પણ વૃષભો બેસાડેલા છે. 'નક્શેરુસ્તમ' નામે ઓળખાતાં શિલ્પોમાં હખામની અને સાસાની વંશની કારીગરી જોવા મળે છે. ઈરાનમાં ચિત્ર અને શિલ્પનો ઉપયોગ સ્થાપત્યને સુશોભિત કરવા માટે જ થતો હતો. મોટા ભાગનાં શિલ્પો પર્વત ઉપર જ કોતરેલાં છે. 'નક્શે-રુસ્તમ' કરતાં 'તાકે-બુસ્તાન'નાં શિલ્પોનું મહાત્મ્ય વધારે છે કારણ ત્યાં જરથુષ્ટ્રની એક આકૃતિ કંડારેલી છે. એમ પારસીઓ માને છે. આ શિલ્પ ઘણું જ લોકપ્રિય થઈ પડેલું છે. આની ઊંચાઈ સાત ફૂટ છે, અને તેના મસ્તકની પાછળના ભાગમાં તેજની આભા પથરાયેલી છે. 'તાકે-બુસ્તાન'માં આ ઉપરાંત બીજાં પણ શિલ્પો છે.

ઈરાનના સ્થપતિઓએ કમાન (Arch), છત (Vault) નો ઉપયોગ પ્રચુર પ્રમાણમાં કરેલો છે. ઈરાની ઇમારતો ઘણી જ વિશાળ બાંધવામાં આવતી. ઈરાનીઓએ સ્થાપત્યોમાં વિશાળ ગુંબજો ( Domes )ની રચના કરેલી છે. આ ઉપરાંત તેમણે મહેલોમાં અવનવા રંગો પણ વાપરેલા છે.

## શિક્ષણ-વિદ્યા-સાહિત્ય

શિક્ષણ :

ઈરાનમાં સામાન્ય નાગરિક લેખન-વાચનની પ્રવૃત્તિ પ્રત્યે ખાસ કાળજી રાખતો નહીં. ઉચ્ચ વર્ગના નબીરાઓ જ શિક્ષણ લેતા. આ શિક્ષણ મોટે ભાગે ધર્મગુરુઓ જ આપતા.

'ધર્મગુરુઓના ઘરમાં કે દેવળના ખંડમાં વર્ગો બેસાડવામાં આવતા. બજારની પાસે કદી વર્ગો બેસાડવામાં આવતા નહિ, કારણ તેઓ એમ માનતા કે બજારમાં જૂઠાણું ચાલે એટલે ત્યાંની કલુષિત હવા શાળાનું વાતાવરણ બગાડી નાખે અને કુમળી વયના છોકરાઓ ઉપર ખોટી અસર પડે.

વિદ્યાર્થીઓને શાળામાં અવેસ્તા અને તેના ઉપરની ટીકા-ટિપ્પણનું જ્ઞાન આપવામાં આવતું.

શિક્ષણના વિષયોમાં ધર્મ, કાયદો, તબીબીજ્ઞાન વગેરેનો સમાવેશ થતો. વિદ્યાર્થીઓને મોટે ભાગે પાઠો ગોખીને તૈયાર કરવા પડતા.

સામાન્ય વર્ગના છોકરાઓને વિદ્યાભ્યાસ કરાવવામાં આવતો નહીં. તેમને તો ફક્ત સાચું બોલવાની, ઘોડેસવારી કરવાની અને ધનુષ્ય વાપરવાની તાલીમ આપવામા આવતી.

પૈસાદાર વર્ગના છોકરાઓ ૨૪ વર્ષ સુધી ઉચ્ચ અભ્યાસ કરતા. આમાંના કેટલાકને પ્રાંતીય વહીવટ માટે તો કેટલાકને જાહેર કચેરીઓના કામ માટે તૈયાર કરવામા આવતા. યુદ્ધની તાલીમ તો દરેકને આપવામા આવતી.

યુદ્ધની તાલીમ ઘણી જ કપરી હતી. આમા વિદ્યાર્થીઓને સવારે વહેલા ઊઠવાની, લાંબે સુધી દોડવાની, તોફાની ઘોડા ઉપર સવારી કરવાની, તરવાની, શિકારની, ચોરોનો પીછો પકડવાની, ખેતી કરવાની, ઝાડ રોપવાની, બળબળતા તાપમાં તેમજ અસહ્ય ઠંડીમા લાંબાં અંતર સુધી કૂચ કરવાની, અપૂરતા ખોરાક ઉપર શક્તિ ટકાવી રાખવાની, કપડા અને બખ્તર પલળે નહીં તેવી રીતે નદી પાર કરવાની, વગેરેની તાલીમ આપવામાં આવતી. આ રીતે વિદ્યાર્થીઓને નાનપણથી જ ખડતલ જીવન જીવવાની તાલીમ આપવામાં આવતી. ઈરાનના લશ્કર માટે કસાયેલા સૈનિકો આ રીતે તૈયાર કરવામાં આવતા.

**ભાષા :**

ઈરાનના લાંબા ઇતિહાસકાલ દરમિયાન ઘણી ભાષાઓનો ઉપયોગ કરવામાં આવ્યો. દારયસ પહેલાના વખતમાં દરબારમાં તેમજ ઉમરાવ વર્ગમાં જૂની ફારસી (old persian) ભાષા બોલાતી.

ઈરાનીઓનો ધર્મગ્રંથ 'ઝંદ–અવેસ્તા' કહેવાય છે. પ્રો. ફિરોઝ કાવસજી દાવરના મત મુજબ 'ઝંદ–અવેસ્તા' શબ્દ ભૂલભરેલો છે. ખરી રીતે તેને 'અવસ્તાવ ઝંદ' એટલે કે અવેસ્તા અને તેની ઉપરનો ઝંદ (ખુલાસો) કહેવું જોઈએ.

અવેસ્તાની ભાષા અને વેદની સંસ્કૃત ભાષા વચ્ચે ઘણું સામ્ય છે. એક રીતે તો એ એક જ ભાષાની આ બે જુદી જુદી બોલીઓ છે.

જૂની ફારસી ભાષામાંથી પહલવી ભાષાનો ઉદ્ભવ થયો. જૂની ફારસી ભાષા અવેસ્તાની ભાષાનું અપભ્રંશ રૂપ છે. અવેસ્તાની ભાષા જમણી

બાજુથી ડાબી બાજુ વંચાય છે. જ્યારે જૂની ફારસી ડાબી બાજુથી જમણી બાજુ વંચાય છે.

જૂની ફારસી ભાષા ફાચરલિપિમા લખાતી અને મોટે તે શિલાલેખો માટે જ વપરાતી. આ લિપિ બેબિલોનની ફારસ લિપિમાંથી લીધેલી હતી અને તેમા બેબિલોનના ૩૦૦ ચિહ્ન ટૂંકાવીને ફક્ત ૩૬ ચિહ્નો જ રાખ્યા હતા. દસ્તાવેજો માટે તો ઈરાનીઓ એરેમેઈક લિપિનો ઉપયોગ કરતા. પહલવી ભાષા અપૂર્ણ અને ખામી ભરેલી હતી. તેમાં માત્ર ચૌદ જ મૂળાક્ષરો હતા. પરિણામે એને આક્ષર અનેક રીતે વંચાતો. એક વાક્યના અર્થ પણ અનેક થતા. આથી પહલવી ભાષા વાચવા માટે બહુ ગૂંચવણ ભરેલી લાગતી હતી. જ્યારે આરબોએ ઈરાન જીતી લીધું ત્યારે એક ફાયદો એ થયો કે તેમણે ઈરાનીઓ પાસે પહલવીનો ઉપયોગ બંધ કરાવી અરબી લિપિ શરૂ કરાવી. ઈરાનના બ્રાહ્મણોએ અરબીનો ઘણી જ મહેનતપૂર્વક અભ્યાસ કરી એ ભાષામા પુસ્તકો પણ લખ્યાં

આ ઉપરાંત, ફિરીનીઓએ 'પાઝંદ' નામની શુદ્ધ ઈરાની ભાષા પણ ઉત્પન્ન કરી હતી. પહલવી ભાષામાં જે સેમેટિક શબ્દો હતા તે કાઢી નાખીને ફિરીની શબ્દો મૂકવામાં આવ્યા. આ ભાષા આજની ફારસી ભાષાને ઘણી મળતી આવે છે. પહલવી ભાષામાં પારકા શબ્દોનુ પ્રમાણ ઘણું હતું. આ બધા જ શબ્દો કાઢી નાખવામા આવ્યા અને આ શુદ્ધ પાઝંદ ભાષામાં જ પ્રાર્થનાઓ રચવામાં આવી.

આરબોએ ઈરાન જીત્યું ત્યારથી પાઝંદ ભાષા પણ અરબી લિપિમાં લખાવા માંડી. એટલે વળી એક નવી ભાષા થઈ. તે આજની ફારસી ભાષા. આ ફારસી ભાષામા ૭૦ ટકા અરબી તત્ત્વ પેસી ગયું તેમ છતાં આ ભાષા તે મૂળ ઈરાનની પાઝંદ ભાષા જ છે.

**સાહિત્ય :**

આપણે આગળ જોઈ ગયા છીએ કે ઈરાનમાં ફક્ત પૈસાદાર વર્ગના છોકરાઓને જ વિદ્યાદાન દેવામાં આવતું. સામાન્ય નાગરિક અક્ષર-

જ્ઞાનથી વંચિત રહેવામા નાનમ સમજતો નહી. આમ છતા દરેક ઈરાની કવિતા કરી જાણતો તેઓ અનેક કાવ્યપંક્તિઓ કંઠસ્થ રાખતા અને સામાન્ય વાતચીત દરમિયાન તેનો ઉપયોગ કરતા

ફારસી ભાષામા અનેક પર્યાયો હતા શબ્દોના પ્રાસ પણ ઘણી જલદીથી બંધ બેસતા આવી જતા તેથી કવિતા ઘણી સરળતાથી જોડી શકાતી

તેમના કાવ્યોની ભાષા સગીતમય છે કાવ્યો શબ્દસૌંદર્ય અને પદલાલિત્યથી ભરપૂર હોય છે, આમ છતા તેઓ અમુક પસંદ કરેલા વિષયો ઉપર જ કવિતા કર્યા કરતા આથી તેમના કાવ્યોમા મૌલિકતા અને વૈવિધ્યની ઊણપ વરતાય છે કાવ્યોમા તેમણે પ્રકૃતિનુ સૌંદર્ય ઉત્તમ શબ્દોમા વર્ણવ્યુ છે

કાવ્યોમા વિષયની વિવિધતાની ઊણપને લીધે એકના એક વિચારો, પુનરુક્તિઓ અને એકસરખાપણુ બહુ કંટાળાભર્યાં લાગે છે ફારસી ગદ્ય પહેલા તો સરળ શૈલીમા લખાતુ પણ પછી તેમા કૃત્રિમતા, શબ્દાળુતા અને પાંડિત્યદભ જેવા તત્ત્વોનો ઉમેરો થતો ગયો જેથી ગદ્ય વાચવુ પણ અઘરુ થઈ પડયુ

ઈરાનીઓ ઇતિહાસના પણ શોખીન હતા તેથી તેમને ત્યા ઘણા ઇતિહાસકારો થઈ ગયા ઇતિહાસકાર તબરી ફિરદૌસી પહેલા થયો હતો તેણે જગતનો ઇતિહાસ અરબીમા લખ્યો આ ગ્રથનુ ફારસી ભાષામા ભાષાતર વઝીર બલઅમીએ ઈ પૂ ૯૭૦ મા કર્યુ જે ગદ્ય સાહિત્યનો જૂનામાં જૂનો નમૂનો છે બીજા પણ ઇતિહાસકારો ઘણા થઈ ગયા

ફારસી સાહિત્યમા વિવેચનશાસ્ત્ર બહુ ઓછુ છે વિવેચકો પ્રત્યેક લેખકની પ્રશસા જ કરતા

**તબીબીજ્ઞાન**

મોટે ભાગે ધર્મગુરુઓ તબીબનો ધધો કરતા તેઓ રોગ નિવારવા માટે સ્વચ્છતા ઉપર ભાર મૂકતા તેઓ રોગ મટાડવા માટે

ઘણી વાર જાદુનો પણ ઉપયોગ કરતા. તેઓ દવા કરતાં મંત્રો ઉપર વધારે ભાર મૂકતા અને મંત્રો દ્વારા જ રોગ મટાડવાનો પ્રયત્ન કરતા. મંત્ર વડે દર્દી મરવાનો તો હતો જ નહીં એટલે તેઓ નિશ્ચિંતપણે તેનો ઉપયોગ કરતા. આમ છતા તબીબીજ્ઞાનનો સારો વિકાસ થયો હતો. આર્તક્ષેરસિસના વખતમાં વૈદો અને સર્જનોનાં મંડળો સ્થપાયાં હતાં. તેમની ફી પણ કાયદેસર નક્કી થયેલી હતી. દર્દીની સામાજિક સ્થિતિને ધ્યાનમાં લઈને ફી નક્કી કરવામાં આવી હતી. ધર્મગુરુઓની સારવાર મફત થતી. તબીબ પોતાના ધંધાની શરૂઆતમાં પરદેશી અને ગરીબ વર્ગના કેસ લેતો.

## વિશિષ્ટ લક્ષણો :

આ સંસ્કૃતિનાં વિશિષ્ટ લક્ષણોમાં વિશાળ સામ્રાજ્યમાં સુવ્યવસ્થા કરાયેલું સુવ્યવસ્થિત લશ્કર અને તેમણે સ્થાપેલા એક અને નિરાકાર ઈશ્વરના વાદવાળો જરથોસ્તી ધર્મ ગણાવી શકાય.



# શબ્દ—સૂચિ

## શુદ્ધીકરણ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮ | ૧૪ | ન્યુમિઆ | નુમિયા |
| ૧૧ | ૨૫ | દક્ત નિધિ | દક્નનિધિ |
| ૧૬ | ૧ | મિસરના | મિસરમા |
| ૧૬ | ૨૧ | એવી | — |
| ૨૨ | ૧૨ | ચોથો | — |
| ૨૨ | ૧૯થીર૯ | દારયસ | દારય |
| ૨૩ | ૨ | રાજાઓએ | રાજાએ |
| ૨૩ | ૭ | નેક્તેનેબો પહેલો | નેક્તેનેબો પહેલો |
| ૨૭ | ૧૭ | અનુભરવી પડે | અનુભરવી ના પડે |
| ૨૮ | ૧૯ | જરૂરી હતુ | જરૂરી ન હતુ |
| ૩૩ | ૧ | વી ટાળાને | વી ટાળવાને |
| ૩૯ | ૧ | ઓમો ીસ્કસ | ઓમે ીસ્કો |
| ૩૯ | ૧૬ | સામાન્ય પણે | સામાન્યપણે |
| ૩૯ | ૨૮ | શકતા | શકતો |
| ૪૩ | ૧ | ધર્મ | મિસરની સસ્કૃતિ (ચાલુ) |
| ૪૫ | ૨૫ | હિનિઓપિ ીસનો | હિનિઓપો ીસનો |
| ૪૮ | ૨૭ | કરેતી | કરતી |
| ૪૯ | ૨૭ | સૂર્યને લગતા બીજા દેવો | — |
| ૫૦ | ૧૬ | ઓમોનિમ્ક | ઓમેનિસ્ક |

| | | | |
|---|---|---|---|
| ૬૪ | ૧૯ | વર્ચસ્વ | વર્ચસ |
| ૬૭ | ૨૦ | કચનામ ણુકા | કાચના મણકા |
| ૬૮ | ૪ | પણ | — |
| ૬૮ | ૨૭ | કબરમાંથી વૈવિધ્ય ભરેલા | કબરમાંથી ફરનીચરના વૈવિધ્ય ભરેલા |
| ૭૧ | ૧૧ | પણ | — |
| ૭૧ | ૨૯ | છે | હશે |
| ૭૧ | ૩૧ | મૂકવામા આવે છે. | મૂકવામાં આવી હશે. |
| ૭૨ | ૧૭ | સામાન્ય લોકો | ઉમરાવ લોકો |
| ૭૩ | ૨૦ | આ | — |
| ૭૩ | ૨૯ | દેખાવ | દેખાવો |
| ૭૩ | ૨૯ | આ દેખાવમા | આ દેખાવોમાં |
| ૭૮ | ૧૨ | તેમના | જેમના |
| ૭૯ | ૧૬ | તે | — |
| ૮૦ | ૧ | રઈ | જઈ |
| ૮૦ | ૧૫ | વચ્ચેનો | વચ્ચે |
| ૮૧ | ૨ | પહોળી | પહોળો |
| ૮૧ | ૧૬ | થયા છતાં | પછી |
| ૮૧ | ૧૯ | પિગમિડોની | પિરામિડની |
| ૮૨ | ૧ | ચિહેનની | ચિહ્નની |
| ૮૨ | ૧૦ | ઉસરકાફ | ઉસરકાફે |
| ૮૨ | ૨૫ | પૂતળાંઓ અનેક | અનેક પૂતળાઓ |
| ૮૩ | ૧૪ | હેરકલીઓપોલીસ ખટી | હેરકલીઓપોલીસના ખેટી |
| ૮૩ | ૧૭ | હેરકલીઓપોલીસ | હેરકલીઓપોલીસના |
| ૮૫ | ૫ | ઘરો અધારાં | ઘરોમા અંધારું |
| ૮૬ | ૯ | વારા | વાર |
| ૮૬ | ૧૦ | ચણુત | ચણુતા |
| ૮૯ | ૭ | ગાયનું સોનાનું માથું | સોનાનું ગૌમુખ |
| ૯૦ | ૧૩ | આક્રમણક રીતે | આક્રમણ કરીને |
| ૯૬ | ૨ | આ | — |

૧'

## શુદ્ધીકરણ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮ | ૧૪ | ન્યુબિઆ | નુબિયા |
| ૧૧ | ૨૫ | દફત વિધિ | દફનવિધિ. |
| ૧૬ | ૧ | મિસરના | મિસરમાં |
| ૧૬ | ૨૧ | એવી | — |
| ૨૨ | ૧૨ | ચોથો | — |
| ૨૨ | ૧૯થી૨૯ | દારયસ | દારય |
| ૨૩ | ૨ | રાજાઓએ | રાજાએ |
| ૨૩ | ૭ | નેકતેનેબો પહેલો | નેખ્તેનેબો ૧ |
| ૨૭ | ૧૭ | અનુભવવી પડે | અનુભવવી • |
| ૨૮ | ૧૯ | જરૂરી હતું | જરૂરી ન હ |
| ૩૩ | ૧ | વીંટાળીને | વીંટાળવાનો |
| ૩૯ | ૧ | ઓબોલીસ્કસ | ઓબેલીસ્કો |
| ૩૯ | ૧૬ | સામાન્ય પણે | સામાન્યપણે |
| ૩૯ | ૨૯ | શકતા | શકતો |
| ૪૩ | ૧ | ધર્મ | મિસરની સંસ્કૃતિ |
| ૪૫ | ૨૫ | હિલિઓપિલીસનો | હિલિઓપોલી |
| ૪૮ | ૨૭ | કરેતી | કરતી |
| ૪૯ | ૨૭ | સૂર્યને લગતા બીજા દેવો | — |
| ૫૦ | ૧૬ | ઓબ્બોલિસ્ક | ઓબેલિસ્ક |
| ૫૦ | ૨૧ | ખની | મુખની |
| ૫૧ | ૧૬ | આથી | — |
| ૫૫ | ૧૪ | — | [1]એક જાતનો છાણ |
| ૫૬ | ૯ | વ્યક્તિ | વ્યક્તિને |
| ૫૬ | ૨૫ | એક જાતનો છાણનો કીડો | — |
| ૫૭ | ૨૩ | પુનરાવતારની[1] | પુનરવતારન |
| ૫૭ | ૨૩ | [1]હિરોડોટસ | હિરોડોટસ |
| ૫૮ | ૧૧ | દાટતો | દાટતા |
| ૫૮ | ૨૭ | આવતી | આવતા |

| | | | |
|---|---|---|---|
| ૧૪૦ | ૨૪ | લક્ષણુ[1] | લક્ષણુ |
| ૧૪૧ | ૨૧ | ચાલુ હતી[2] | ચાલુ હતી. |
| ૧૪૯ | ૧૯ | બેલકેબાલ | બેલ કે બાલ |
| ૧૫૫ | ૧૦ | બોરસિપ્પાનું | બોરસિપ્પાનું |
| ૧૫૬ | ૧૩ | સ્યક્ષરેસ | મ્યાક્ષરેસ |
| ૧૫૭ | ૧૯ | નીનીવેહ | નીનાવેહ |
| ૧૫૯ | ૩૦ | ચાર ..વાડિયા | ચાર અડવાડિયાં |
| ૧૬૧ | ૧ | સુવાડવામ | સુવાડવામાં |
| ૧૬૨ | ૧ | અનો | અને |
| ૧૬૪ | ૧૪ | આગળ | — |
| ૧૭૪ | ૨૮ | ધર્મગુરુજેની | ધર્મગુરુઓની |
| ૧૭૬ | ૪ | વિશા | વિશાળ |
| ૧૮૨ | ૧૨ | ટીગવથ પીલેસર | ટીગવથ–પીલેસર |
| ૧૮૮ | ૨૧ | ભારકર્યોમા | ભાગ્કર્યોમાં |
| ૧૯૦ | ૫ | ટીગલથ પીલેસર | ટીગવથ–પીલેસર |
| ૧૯૩ | ૧૪ | કેપ્પિયન | કાસ્પિયન |
| ૧૯૫ | ૨૪ | કેપ્સિયન | કાસ્પિયન |
| ૧૯૮ | ૧૩ | ક્ષરક્ષિસ પહેલો | ક્ષરક્ષિસ બીજો |
| ૨૦૦ | ૨૪ | કેપ્સિયન | કાસ્પિયન |
| ૨૦૭ | ૧ | ધીશને કેંબીસીસે જીવતો જલાવી દીધો હતો અને | — |
| ૨૦૯ | ૮ | ક્ષરસિસ | ક્ષરક્ષિસ |
| ૨૧૫ | ૨ | તેણે | — |
| ૨૧૮ | ૨૨ | મગ (મગ) | મગી (મગ) |
| ૨૧૯ | ૧૩ | ભસ્તી | ભસ્તો |
| ૨૨૨ | ૧૮ | ભસ્તીમાં | ભસ્તામાં |

| | | | |
|---|---|---|---|
| ૯૯ | ૨૮ | ૯૦નાં ચિહ્નો | ૯૦ નાં ૯ ચિહ્નો |
| ૧૦૦ | ૧૬ | ત્રણ ચાર ચાર | — |
| ૧૦૦ | ૩૦ | જુલિયસ | જુલિયન |
| ૧૦૧ | ૨૦ | ઘણા જૂનાં | તેથી પણ જૂનાં |
| ૧૦૧ | ૨૧ | છે | હશે. |
| ૧૦૨ | ૧૮ | જુલાબે૧ | જુલાબ |
| ૧૦૨ | ૧૮ | હિરોડૅાટસ | ૧હિરોડૅાટસ |
| ૧૦૪ | ૪ | ટાઇગ્રીસ | ટીગ્રીસ |
| ૧૦૫ | ૨૭ | ભર- | ભાર- |
| ૧૦૮ | ૧૮ | અને કેટલાક નહી રાખતા | — |
| ૧૧૦ | ૨૫ | વર્ચસ્વ | વર્ચસ |
| ૧૧૧ | ૧૮, ૨૫ | લગાશના | લાગેશના |
| ૧૧૮ | ૨૩ | વર્ચસ્વ | વર્ચસ |
| ૧૧૯ | ૮ | પણ નકારી શકતાં | નકારી શકતાં |
| ૧૧૯ | ૯ | ૨ | : ૩ |
| ૧૨૧ | ૧૫ | કાકેસસ | — |
| ૧૨૨ | ૧૯ | નિખુરનો | નિપ્પુરનો |
| ૧૨૪ | ૧ | નાણુ | નણુ |
| ૧૨૬ | ૨૪ | અલ-ઉમેદ | અલ-ઉમૈદ |
| ૧૨૬ | ૨૯ | ભાસુર્ય | ભાસ્કર્ય |
| ૧૨૭ | ૮ | લોકોની | લોકોને |
| ૧૩૦ | ૧૨ | શિલાલેખાતો | શિલાલેખોનો |
| ૧૩૩ | ૨૧ | ક્રીટ | ક્રીટ |
| ૧૩૪ | ૧ | નીનીવેહ | નીનાવેહ |
| ૧૩૫ | ૨૭ | કૅસાઇટ નામ પહાડીની | કૅસાઇટ નામની પહાડી |
| ૧૩૬ | ૧૦ | નાનીવેહના | નીનાવેહના |
| ૧૩૬ | ૨૧ | કર્કમિરા | કર્કમીશ |
| ૧૩૮ | ૧૧ | કીલાત્તર લિપિમા | કીલાક્ષર લિપિમાં |
| ૧૩૮ | ૨૪ | વડેસારી | વડે સારી |
| ૧૩૯ | ૯ | Reteliation | Retaliation |

| | | | |
|---|---|---|---|
| ૧૪૦ | ૨૪ | લક્ષણુ[1] | લક્ષણુ |
| ૧૪૧ | ૨૧ | ચાલુ હતી[2] | ચાલુ હતી. |
| ૧૪૯ | ૧૯ | બેલકેબાલ | બેલ કે બાલ |
| ૧૫૫ | ૧૦ | બોરસિપ્પાનું | બોરસિપ્પાનું |
| ૧૫૬ | ૧૩ | સ્યક્ષરેસ | મ્યાક્ષરેસ |
| ૧૫૭ | ૧૯ | નીનીવેહ | નીનાવેહ |
| ૧૫૯ | ૩૦ | ચાર ..વાડિયા | ચાર અઠવાડિયાં |
| ૧૬૧ | ૧ | સુવાડવામ | સુવાડવામાં |
| ૧૬૨ | ૧ | અનો | અને |
| ૧૬૪ | ૧૪ | આગળ | — |
| ૧૭૪ | ૨૮ | ધર્મગુરુઓની | ધર્મગુરુઓની |
| ૧૭૬ | ૪ | વિશા | વિશાળ |
| ૧૮૨ | ૧૨ | ટીગલથ પીલેસર | ટીગલથ–પીલેસર |
| ૧૮૮ | ૨૧ | ભારકર્યોમા | ભાસ્કર્યોમાં |
| ૧૯૦ | ૫ | ટીગલથ પીલેસર | ટીગલથ–પીલેસર |
| ૧૯૩ | ૧૪ | કેપ્સિયન | કાસ્પિયન |
| ૧૯૫ | ૨૪ | કેપ્સિયન | કાસ્પિયન |
| ૧૯૮ | ૧૩ | ક્ષરક્ષિસ પહેલો | ક્ષરક્ષિસ બીજો |
| ૨૦૦ | ૨૪ | કેપ્સિયન | કાસ્પિયન |
| ૨૦૭ | ૧ | ધીશને કંબીસીમે જીવતો જલાવી દીધો હતો અને | — |
| ૨૦૯ | ૮ | ક્ષરસિસ | ક્ષરક્ષિસ |
| ૨૧૫ | ૨ | તેણે | — |
| ૨૧૮ | ૨૨ | મગ (મગ) | મગી (મગ) |
| ૨૧૯ | ૧૩ | ભસ્તી | ભસ્તો |
| ૨૨૨ | ૧૮ | ભસ્તીમાં | ભસ્તામાં |